જગત્પૂજ્ય-સ્વર્ગસ્થ-ગુરુદેવ

## શ્રી વિજયધર્મસૂરીશ્વરજી

મહારાજને અર્ઘ્ય.

धर्मो विज्ञवरेण्यसेवितपदो
धर्मं भजे भावतः,
धर्मेणावधुतः कुबोधनिचयो
धर्माय मे स्यान्नतिः ।
धर्माच्चिन्तितकार्यपूर्त्तिरखिला
धर्मस्य तेजो महत्,
धर्मे शासनराग-धैर्यसुगुणाः
श्रीधर्म ! धर्मं दिश ॥१॥

( अनेकान्ती )

આબૂ

જગત્પૂજ્ય-શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય



**શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ.**

ન્મ સંવત્ ૧૯૨૪ દીક્ષા સંવત્ ૧૯૪૩
ાચાર્યપદ સંવત્ ૧૯૬૪ સ્વર્ગગમન સંવત્ ૧૯૮

## પ્રસિદ્ધ ઇતિહાસકાર પં. ગૌરીશંકર હીરાચંદ ઓઝાજીનો
# અભિપ્રાય.

अजमेर ता. १६–८–१९३३

श्रीमान् परम श्रद्धेय श्रीजयंतविजयजी महाराजके चरण सरोजमें सेवक गौरीशंकर हीराचंद ओझाका दंडवत प्रणाम अपरंच ॥ आपका कृपापत्र ता. १० अगस्तका मिला, आपने बड़ी कृपाकर आपके 'आबू' नामक पुस्तकका प्रथम भाग प्रदान किया, जिसके लिए अनेक धन्यवाद हैं।

आपका ग्रंथ जैनसमुदायके लिए ही नहीं, किन्तु इतिहास प्रेमियोंके लिये भी बड़े महत्त्वका है। आपने यह पुस्तक प्रकाशित कर आबूके इतिहास और वहाँके सुप्रसिद्ध स्थानोंको जाननेकी इच्छावालोंके लिये बहुत ही बड़ी सामग्री उपस्थित की है। विमल-वसही, वहाँकी हस्तिशाला, श्रीमहावीरस्वामीका मंदिर, लूण-वसही, भीमाशाहका मंदिर, चौमुखजीका मंदिर, ओरीया, और अचलगढके जैनमंदिरोंका जो विवेचन दिया है, वह महान् श्रम और प्रकांड पांडित्यका सूचक है। आपने केवल जैनस्थानोंका ही नहीं, किन्तु हिन्दुओंके अनेक तीर्थों तथा आबूके अन्य दर्शनीय स्थानोंका जो व्यौरा दिया है, वह भी बड़े कामकी चीज है। आपका यत्न बहुतही सराहनीय है।

इस पुस्तकमें जो आपने अनेक चित्र दिये हैं, वे सोनेके स्थानमें सुगंधीका काम देते हैं। घर बैठे आबूका सविस्तर हाल

जाननेंवालों पर भी आपने बहुत बड़ा उपकार किया है। आबूके विषयमें ऐसी बहुमूल्य पुस्तक और कोई नहीं है। आपके यत्नकी जीतनी प्रशंसा की जाय थोडी है। विजयधर्मसूरिजी महाराजके स्मारकरूप अर्बुद ग्रंथमालाका यह पहिला ग्रंथ हिन्दी साहित्यमें इतिहासकी अपूर्व श्रीवृद्धि करनेवाला है। मुझे भी मेरे सिरोही राज्यका ( इतिहासका ) दूसरा सस्करण प्रकाशित करनेमें इससे अमूल्य सहायता मिलेगी।

आपके महान् श्रमकी सफलता तो तबही समझी जायगी, जब कि आपके संग्रह किये हुए सैंकडों लेख प्रकाशित हो जायेंगे। मुझे यह जानकर बड़ी प्रसन्नता हुई कि उन लेखों का छपना भी प्रारंभ होगया है। जैन गृहस्थों में अभी तक धर्म भावना बहुतायतसे है, अतएव आपके ग्रंथोंका प्रकाशित होना कठिन काम नहीं है, आशा है कि आपके लेख शीघ्र प्रकाशित हो जायँगे, और आबू परके समस्त जैन स्थानों और उनके निर्माता ओंका इतिहास जाननेंवालोंको औरभी बड़ा लाभ पहुँचेगा। आप परोपकारकी दृष्टिसे जो सेवा कर रहे हैं, उसकी प्रशंसा करनी मेरी लेखनीके बाहर है, धन्य है आप जैसे त्यागी महात्माओंको जो ऐसे काममें दत्तचित्त रहते हैं।

आपके दर्शनोंकी बहुत कुछ उत्कंठा रहा करती है, और आशा है कि फिर कभी न कभी आपके दर्शनोंका आनंद प्राप्त होगा। × × ×

आपका नम्र सेवक,

**गौरीशंकर हीराचन्द ओझा.**

## યાત્રાળુઓએ તીર્થયાત્રામાં પાળવાના

# સામાન્ય નિયમો.

૧ તીર્થસ્થાનમાં જઈ તીર્થના દર્શન, પૂજા, ભકિત વિગેરેમાં ખૂબ તલ્લાલીન થવું.
૨ તીર્થસ્થાનમાં સ્નાત્ર પૂજા, અભિષેક, મોટી પૂજા, આંગી, વરઘોડો તથા અઠ્ઠાઇ મહોત્સવ આદિ યથાશકિત કરવું અને કરાવવું.
૩ ગુરૂ મહારાજને હમેશાં વંદન કરવું.
૪ તીર્થ નિમિત્તે ઓછામાં ઓછો એક ઉપવાસ કરવો.
૫ સચિત્ત ભોજનનો ત્યાગ કરવો.
૬ રાત્રિભોજન તથા અભક્ષ્યનો ત્યાગ કરવો.
૭ શક્તિ અનુસારે વ્રત–નિયમો લેવા અને તેનું પાલન કરવું.
૮ બ્રહ્મચર્ય પાલન કરવું.
૯ ભૂમિશયન કરવું.
૧૦ જ્ઞાનદાન, સુપાત્રદાન તથા અનુકંપાદાન આપવું
૧૧ સધર્મિ બંધુઓની ભકિત કરવી.
૧૨ સવારે તથા સાંજે પ્રતિક્રમણ, સંધ્યા, વંદનાદિ કરવું.
૧૩ સામાયિક, કાયોત્સર્ગ અને ધ્યાન કરવું.

૧૪ પર્વતિથીએ પૌષધ કરવો.

૧૫ અવકાશના વખતે સારાં સારાં પુસ્તકો વાંચવાં.

૧૬ સાત વ્યસન તથા ચાર વિકથાનો ત્યાગ કરવો.

૧૭ જીવદયાનું રૂડી રીતે પાલન કરવું.

૧૮ કલેશ-કંકાસ કરવો નહિં.

૧૯ બીજા યાત્રાળુઓને દુઃખ દેવું નહિં.

૨૦ મજુરો, ગાડીવાળા કે કામ કરનારાઓને હેરાન કરવા નહિં.

૨૧ બીજા યાત્રાળુઓ માટે સગવડ રાખીને, પોતાને ખાસ જરૂર પુરતી જ જગ્યા અને સાધનોથી કામ ચલાવવું.

૨૨ યાત્રા કરવા નિકળેલા સધર્મિ બંધુઓનાં દુખ દૂર કરવાં-કરાવવાં અથવા તેમના દુખમાં ભાગ લેવો એ ખરેખરૂં સધર્મિ વાત્સલ્ય છે.

૨૩ તીર્થની રક્ષા માટે, જે જે ખાતામાં જરૂર હોય તે તે ખાતામાં યથાશક્તિ દ્રવ્યની સહાયતા આપવી.

૨૪ જીર્ણોદ્ધાર તથા સાધારણ ખાતામાં મદદ આપવા પુરતું ધ્યાન આપવું.

૨૫ બીજી પણ દરેક ધાર્મિક સંસ્થાઓને મદદ આપવા ચુકવું ન જોઇએ.

લેખક—
ધર્મ-જયંતોપાસક
મુનિ વિશાલ વિજય.

# પ્રેક્ષકો માટે સામાન્ય કાર્યક્રમ.

આબૂ ઉપરનાં મુખ્ય મુખ્ય બધાં સ્થાનો જોવા માટે પ્રેક્ષકોએ અહિં સાત દિવસ રહેવું જોઇએ. પરંતુ એટલા દિવસ રહી શકાય તેમ ન હોય તો ઓછામાં ઓછા ત્રણ દિવસ રહેવું. ત્રણ દિવસમાં મુખ્ય મુખ્ય ઘણાં ખરાં સ્થાનો જોઇ શકાય છે. તે માટેનો કાર્યક્રમ નીચે પ્રમાણે છે.

### ફક્ત એકજ દિવસ રહેનાર માટે કાર્યક્રમ.

સવારે—નખી તલાવ અને આબૂ કેંપ.

બપોરે—દેલવાડાનાં જૈનમંદિરો તથા અધર દેવી.

સાંજે—સનસેટ પોઇંટ.

### ત્રણ અથવા તેથી વધારે દિવસો રહેનાર માટે કાર્યક્રમ.

( પહેલો દિવસ

બપોરે—દેલવાડાનાં જૈનમંદિરો. ત્યાંથી પાછા ફરતાં જો વખત હોય તો અધરદેવી જઇ આવવું.

સાંજે—સનસેટ પોઇંટ.

( બીજે દિવસ )

સવારે—પહેલે દિવસે ન ગયા હો તો અધર દેવી, દુધ વાવડી અને આબૂ કેંપની બજાર વિગેરે.
બપોરે—નખી તલાવ અને ટ્રેવર તલાવ.
સાંજે—ક્રેગ્ઝ, રસ્તા વિગેરે.

( ત્રીજે દિવસ )

સવારે નાસ્તો કરીને અચલગઢ જવું. ત્યાં શ્રી શાંતિનાથજીનું મંદિર, શ્રી અચલેશ્વર શિવાલય, મંદાકિની કુંડ અને ભર્તૃહરિની ગુફા વિગેરે જોઈને અચલગઢ ઉપર જવું. ત્યાં વિશ્રાંતિ લઈ ભોજન કે નાસ્તો કરીને શ્રી આદીશ્વર ભગવાનનું ( ચૌમુખજીનું ) મંદિર, શ્રાવણ–ભાંદરવો, અચલગઢ કિલ્લો તથા હરિશ્ચંદ્રની ગુફા વિગેરે જોઈ પાછા અચલગઢ આવી ત્યાંથી ત્રણ વાગ્યે પાછા ફરવું. પાછા ફરતી વખતે, જો સમય હોય અને અધર દેવી અથવા ટ્રેવર તાલ જવાનું બાકી હોય તો ત્યાં જઈ આવવું.

( ચોથો દિવસ )

સવારમાં નાસ્તો કરીને ગુરૂ શિખર જવું. ત્યાં બપોરે નાસ્તો કરીને ત્યાંથી રવાના થઈ સાંજે પાછા આવી જવું.

અથવા

અચલગઢથી સાંજે ચાર વાગ્યે રવાના થઇ ઓરીયા–જાવઇ થઇને ગુરૂ શિખર જવું. ત્યાં રાત રહીને બીજે દિવસે પાછા આવવું. પાછા આવતાં અધર દેવી અથવા ટ્રેવર તાલ જોવાનું બાકી હોય તો તે પતાવવું.

( પાંચમો દિવસ )

સવારે નાસ્તો કરીને ગૌમુખ તથા વશિષ્ઠ–આશ્રમ જવું. ત્યાં બપોરનો નાસ્તો કરીને ત્યાંથી સાંજે પાછા આવવું.

( છઠ્ઠો દિવસ )

સવારે ચંપા ગુફા, રામ ઝરૂખો, હસ્તિ ગુફા અને રામ કુંડ જવું. બપોરે દેલવાડાનાં આરસના બન્ને મંદિરોની સુંદર કોરણીનું બારીકાઇથી નિરીક્ષણ કરવું.

( સાતમો દિવસ )

ઇચ્છા હોય તો પાલણપુર પોઇંટ અને અણાદરા પોઇંટ જોવા જવું. અથવા વિશ્રાંતિ લેવી. અણાદરા પોઇંટથી અણાદરા તલેટી સુધી નીચે ઉતરીને પાછા ઉપર ચઢી આવતાં ૨ થી ૩ કલાક લાગે. પણ પર્વતની રમણીયતા અને કુદરતી દૃશ્યોથી દિલ ખુશ થઇ જાય.

આ સામાન્ય કાર્યક્રમ વાંચી પ્રેક્ષક ખુદ પોતાની ઇચ્છાનુસારે કાર્યક્રમ ગોઠવે તે વધારે અનુકૂળ થઇ પડે.

લેખકઃ—
પંડિત દેવચંદ મેઘજી.

# જૈન યાત્રાળુઓ માટે સામાન્ય કાર્યક્રમ.

## ( પહેલો દિવસ )

સવારની મોટરથી આવનાર યાત્રાળુઓએ દેલવાડા જૈન શ્વેતાંબર ધર્મશાલામા મુકામ કરીને દેવ–ગુરૂનાં દર્શન કર્યા બાદ ઇચ્છા હોય તો નાસ્તો કરીને તુરત સ્નાન કરી જિન–પૂજા કરવા માટે જવું. તે વખતે પાંચે જૈન મંદિરો અથવા તેમાંના મુખ્ય એક બે મંદિરોમાંની જિન–પ્રતિમાઓનાં દર્શન, પૂજન, વંદન વિગેરે બહુ શાંતિપૂર્વક કરવું.

ભોજન કર્યા પછી બપોરે, આ ચોપડી સાથે રાખીને વિમલવસહી તથા લૂણવસહીની સુંદર કોરણીનું બારીકાઇથી નિરીક્ષણ કરવું.

સાંજે ભોજન કર્યા બાદ જિનદર્શન કરીને આરતિ તથા ભાવનામાં બેસવું.

## ( બીજે દિવસ )

દેવ–ગુરૂનાં દર્શન કરી નાસ્તો કરીને સવારે આઠ વાગ્યે **અચલગઢ** જવા માટે રવાના થવું. અચલગઢ જઇને ત્યાંના ચારે જૈન મંદિરોનાં દર્શન–પૂજન વિગેરે શાંતિપૂર્વક કરવું. બપોરનાં ભોજન કરીને ત્યાંથી ત્રણ વાગ્યે રવાના થઇ સાંજે

પાંચ વાગ્યે દેલવાડા આવી, જમીને પછી સંધ્યા સમયે જિનદર્શન કરી આરતિ તથા ભાવનામાં બેસવાનો લાભ લેવો

અચલગઢ જતી વખતે ઓરીયા ગામના શ્રી મહાવીર સ્વામીના મંદિરનાં દર્શન અવશ્ય કરવાં.

## ( ત્રીજે દિવસ )

દેલવાડાના પાંચે જૈન મંદિરો તથા ઉપરની ચાર દેરીઓમાંથી જેનાં જેનાં દર્શન-પૂજા આદિ બાકી હોય તે પુરૂં કરવું. અથવા ફરીવાર આનંદપૂર્વક દર્શન-પૂજનાદિ કરવું. સ્નાત્ર પૂજા, મોટી પૂજા, આંગી વિગેરે યથાશક્તિ કરાવવું. બપોરે ગુરૂ મહારાજનો સમાગમ કરવો અથવા આરસના બન્ને મંદિરોની સુંદર કોરણીમાં ખોદાયલા મહા પુરૂષોના ભાવોનું નિરીક્ષણ કરવું.

આબૂરોડ જતાં આરણા જૈન ધર્મશાલા, શાંતિ-આશ્રમ અને ખરાડી જૈન ધર્મશાલામાંના ઘરદેરાસરોનાં દર્શન અવશ્ય કરવાં.

લેખકઃ-
પંડિત દેવચંદ મેઘજી.

# પ્રકાશકનું નિવેદન.

હાથ કંકણને આરસીની જરૂર હોતી નથી. જગત્પ્રસિદ્ધ 'આબૂ' પર્વતના સંબંધમાં પોતાની અધિકારપૂર્ણ કલમથી શાન્તમૂર્તિ મુનિરાજ શ્રી જયન્તવિજયજીએ જે પ્રકાશ પાડયો છે, એ આ પુસ્તકના વાંચનારા સ્વયં જોઇ શકશે.

આ પુસ્તકની પ્રથમાવૃત્તિ થોડાંક વર્ષો પહેલાં જ પ્રકાશિત થઇ ચૂકી હતી. અને તે એટલી બધી જલદી ખલાસ થઇ ચૂકી કે તેની સંશોધન પૂર્વકની આ બીજી આવૃત્તિનું કામ એકદમ શરૂ કરવું પડયું હતું. પરન્તુ તે દરમીયાન હિન્દી ભાષા ભાષીઓની એકદમ માંગ શરૂ થઇ. પરિણામે આના હિંદી અનુવાદની ૩૦૦૦ નકલો આબૂ-દેલવાડાના જૈન મંદિરોની મૅનેજિંગ કમીટી તરફથી જલદી બહાર પાડવામા આવી. તે હિન્દી આવૃત્તિનું કામ વચમાં નિકળતાં આ બીજી આવૃત્તિને બહાર પાડતાં કંઇક વિલંબ થયો છે. થોડાક વિલંબ એટલા માટે પણ થયો કે હિંદી આવૃત્તિમાં આપેલા આબૂ સંબંધી તમામ ફોટાઓના બ્લૉકો અમને મળતાં જરા વિલંબ થયો. અમે હિંદી આવૃત્તિના પ્રકાશક આબૂ-દેલવાડાના જૈન મંદિરોની મૅનેજિંગ કમીટીનો આભાર માનીએ છીએ કે જેમણે તે બધા બ્લૉકો આમાં આપવા માટે અમને આપવાની ઉદારતા બતાવી.

બીજી તરફથી ગ્રંથકારના 'કિંચિદ્વક્તવ્ય' માં કહેવામાં આવ્યું છે તેમ—આ ગ્રંથનો અંગ્રેજી અનુવાદ પણ

એક વિદ્વાન્ કરી રહ્યા છે. બસ, આ જ, આ ગ્રંથની લોકમાન્યતા અને શ્રેષ્ઠતા પુરવાર કરી આપે છે. જૈન મુનિરાજોના હાથે લખાતાં પુસ્તકો ઘણે ભાગે બુકસેલરો અને સંસ્થાઓના કબાટોમાં પડયાં રહે છે, એવી માન્યતામાં આ ગ્રંથ એક અપવાદ રૂપે ઝળકી ઉઠે છે, એમ કયો વિદ્વાન્ કહ્યા સિવાય રહી શકશે વારૂ ? હજુ તો આ એક જ નહિં પરન્તુ ગ્રંથકાર મુનિરાજશ્રીના 'કિંચિદ્ વકતવ્ય ' ઉપરથી વાંચકો જોઇ શકશે કે–ગ્રંથકારે કેવળ 'આબૂ' ના સંબંધમાં આ એકજ 'અદ્વિતીય' ગ્રંથની રચના નથી કરી, પરન્તુ 'આબૂ'ને લગતા ભિન્ન ભિન્ન દૃષ્ટિનાં એટલાં બધાં સાધનો એકત્રિત કર્યાં છે, કે જેમાંથી તેઓ છ પુસ્તકો ' આબૂ ' સંબંધી તૈયાર કરી શકયા છે. જેમાંના કોઇ ભાગો તો છપાવવા પણ શરૂ થયા છે. એક જ ' આબૂ ' પહાડના સંબંધમાં, એક જ વિદ્વાન્‌ના હાથે આવું પ્રામાણિક સાહિત્ય તૈયાર થાય, એ ન કેવળ સાહિત્યની જ દૃષ્ટિએ ગૌરવ ભર્યું છે, બલ્કે, ભારત વર્ષના ગૌરવનું પણ ખાસ કારણ છે. અને તેથી ભારતીય પ્રજા ખરેખર મુનિરાજશ્રીની ઋણિ રહેશે.

પાઠકોને ખબર હશે કે 'આબૂ'–દેલવાડાનાં જે પવિત્ર મંદિરોનું વર્ણન આ ગ્રંથમાં આપવામાં આવ્યું છે, તે જ પવિત્ર મંદિરોમાં યૂરોપીયન લોકો બૂટ પહેરીને જતા હતા. આ ભયંકર આશાતનાને, આજથી લગભગ વીસ વર્ષ ઉપર, એક મહાપુરૂષે વિલાયત સુધી પ્રયત્ન કરીને દૂર કરાવી હતી. તે મહાત્મા છે જૈન ધર્મોદ્ધારક, નવયુગ પ્રવર્તક, સ્વર્ગસ્થ શાસ્ત્ર

વિશારદ–જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિ. આ 'આબૂ' ગ્રંથના નિર્માતા, એજ મહાન્ પુરૂષ, પૂજ્યપાદ આચાર્ય દેવના વિદ્વાન અને પ્રસિદ્ધ શિષ્યોમાંના એક છે.

મુનિરાજશ્રી જયન્તવિજયજી એટલે શાન્તિનો સાગર. ગમે તેવા કલુષિત વાતાવરણમાં પણ પોતાના ચહેરા ઉપરની ગંભીરતા અને શાન્તિમાં જરા પણ વિક્રિયા નહિ થવા દેતાં, ભરાવદાર મ્હોટી દાઢી અને મનોહર મૂછોમાં જરાક મુસ્કરાતા મુખને જેણે એક વખત પણ જોયું હશે, તે કહી શકશે–કહેવાનો દાવો કરી શકશે કે–મુનિરાજશ્રી જયન્તવિજયજી એટલે સાધુતાનો સાચો આદર્શ, નિરંતર જ્ઞાનયોગમાં મચ્યો રહેનારો એક સાચો યોગી–કર્મયોગી.

મુનિરાજશ્રી જયન્તવિજયજીની પાસે ગમે તે વખતે જાઓ. કાંતો પ્રેસોમાંથી દોડ્યાં આવતાં પ્રુફોનું સંશોધન કરતા, કાંતો પોતાના શિષ્યરત્નને કંઇને કંઇ અભ્યાસ કરાવતા, કંઇને કંઇ સંશોધનનું કાર્ય કરતા અથવા પોતાની સાધુક્રિયામાં પરોવાયેલાજ જોઇશું. વાંણીયાઓનાં ટોળાં પાસે બેઠાં હોય અને તેમની સ્હામે નિરર્થક ગપ્પા મારી રહ્યા હોય, એવી સ્થિતિમાં આ ગ્રંથના નિર્માતાને આપણે નહિંજ નિહાળીએ.

ગુરૂદેવ શ્રી વિજયધર્મસૂરિ મહારાજની અપૂર્વ કૃપા એમણે પ્રાપ્ત કરી. એજ ગુરૂદેવની શીતળ છાયામાં રહીને કાશીમાં એમણે સંસ્કૃત–પ્રાકૃતાદિનો ઉંચો અભ્યાસ કર્યો. ખટપટી સ્વભાવ અને પ્રપંચપ્રિયતાનું નામો નિશાન મૂળથી જ -નહિં હોવા છતાં, ગૃહસ્થાવસ્થામાં જ એમણે કાર્યદક્ષતા

પૂર્વક અનેક સંસ્થાઓનું સંચાલન કર્યું. 'જૈન શાસન' જેવા સાહિત્યિક પત્રનું વર્ષો સુધી સંપાદન કર્યું. 'યશોવિજય જૈન ગ્રંથમાળા' જેવી ભારતના અને યૂરોપના વિદ્વાનોમાં પણ આદરપાત્ર બનેલી ગ્રંથમાળાનું વર્ષો સુધી મેનેજમેંટ કર્યું. ગુરૂદેવની સાથે જ બંગાલ, મગધ, મારવાડ, મેવાડ, મધ્ય હિંદુસ્થાન આદિ પ્રાન્તોમાં ભ્રમણ કરી ખૂબ અનુભવ મેળવ્યો અને પછી સં. ૧૯૭૧ માં ઉદયપુરમાં ગુરૂદેવ શ્રી વિજયધર્મ સૂરીશ્વરજી મહારાજ પાસે, પોતાની માતાની અનુમતિ પૂર્વક દીક્ષા લીધી.

દીક્ષા લીધા પછી મુનિરાજશ્રી જયન્તવિજયજીએ ગ્રંથોની રચના, સંપાદન અને ચારિત્રપાલન એજ પોતાના જીવનનું ધ્યેય બનાવ્યું છે. તેમની કલમ ઠંડી-પરન્તુ વજ્રલેપ સમાન હોય છે. 'ગડબડ અધ્યાય' વાળું લખવું એમને જરાયે પસંદ નથી પડતું, જે કંઇ લખવું તે પ્રમાણપુરઃસર અને બનતા સુધી બીજાને કિન્તુ કહેવાનો પ્રસંગ ન જ આવે, એવું જ લખવું, એ એમનો ખ્યાલ હમેશા રહ્યા કરે છે.

મુનિરાજ શ્રી જયન્તવિજયજીએ 'વિહારવર્ણન', કમલસંયમી ટીકા યુક્ત '**શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર**', '**સિદ્ધાન્તરત્નિકાની ટીપ્પણી**' અને શ્રી હેમચંદ્રાચાર્યના ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રના દશે પર્વોની '**સૂક્તિયોનો સંગ્રહ**' આદિ અનેક ગ્રંથો નિર્માણ યા સંપાદન કર્યા છે. '**આબૂ**'ના **છ ભાગો**, એ અપૂર્વ કૃતિયો માટે તો પહેલાં કહેવામાં આવ્યું જ છે.

મુનિરાજશ્રી જયન્તવિજયજી, ન કેવળ ચારિત્ર પાલક સાધુ જ છે, પરન્તુ મોટા વિદ્વાન્ અને લેખક પણ છે. તેમણે પોતાના જ્ઞાનનો લાભ ઘણાં ગૃહસ્થ બાળકોને પણ આપ્યો છે કે જેઓ આજે ' વિદ્વાન્ ' તરીકે સમાજમાં ઓળખાય છે.

અમે મહારાજશ્રી જયન્તવિજયજીનો અત્યન્ત આભાર માનીએ છીએ કે જેમણે પોતાના આ અપૂર્વ ગ્રંથની **બીજી આવૃત્તિ** અમારા તરફથી પ્રકાશિત કરવાની અનુમતિ આપી. અમે સ્વર્ગસ્થ ગુરૂદેવના બીજા પણ શિષ્યરત્નોને પ્રાર્થીએ છીએ કે–તેઓ પણ આવી જ રીતે પોતાના ગ્રંથો, પોતાના ગુરૂદેવની સ્મૃતિમાં ઉભી કરેલી આ ' ગ્રંથમાળા 'માં પ્રકાશિત કરવા આપે અને તેમ કરીને ગુરૂદેવની ભક્તિની સાથે આ ' **ગ્રંથમાળા** ' નું ગૌરવ વધારે.

છોટા સરાફા,
ઉજ્જૈન ( **માળવા** )
૧-૧૨-૩૩, ધર્મ સં. ૧૨

નિવેદક—
દીપચંદ બાંઠિયા
મંત્રી, **શ્રીવિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા.**





'આબૂ'ના લેખક–શાન્તમૂર્તિ મુનિરાજ શ્રીજયંતવિજયજી

जगत्पूज्यश्रीविजयधर्मसूरि-गुरुदेवेभ्यो नमः ।

# કિંચિદ્-વક્તવ્ય

'આબૂ' અને આબૂ-દેલવાડાનાં જૈનમંદિરોની સંસારમાં કેટલી ખ્યાતિ છે, એ કોઇથી અજાણ્યું નથી. ઘણા ખરા યૂરોપીયન અને ભારતીય વિદ્વાનોએ તેના ઉપર લખ્યું છે, કેટલીક ગાઇડો અને થોડાક ફોટાઓના આલ્બમો પણ બહાર પડયાં છે. પરન્તુ વસ્તુતઃ જોઇએ તો 'આબૂ' ઉપરની એક એક વસ્તુનું સંપૂર્ણ જ્ઞાન આપી શકે, મંદિરોની અંદર પણ કયાં શું છે ? એ સમજાવી શકે, એનો ઇતિહાસ બતાવી શકે, એવું એક પણ પુસ્તક ન તો અંગ્રેજીમાં છે કે ન ગુજ-રાતીમાં ન હિન્દીમાં છે કે ન બંગાલીમાં. કોઇપણ ભાષામાં નથી, એમ મારા જાણવામાં આવેલું. દરમીયાન પ્રસંગોપાત્ત અમારે આજથી લગભગ છ વર્ષ ઉપર 'આબૂ' ઉપર જવાનું થએલું અને ત્યાં કેટલીક સ્થિરતા પણ થઇ. એનો લાભ લઇ 'આબૂ' સંબંધી કેટલીક માહિતી લખી. તપાસ કરી જ્યાં જ્યાંથી જે જે નોંધવા જેવું હતું, તે તે નોંધી લીધું. થોડી મુદતમાં પણ સંગ્રહ સારો થયો. પહેલાં તો તેને લેખોના આકારે લખવું શરૂ કર્યું, પરન્તુ મિત્રો-સ્નેહિયાના અનુરોધે મને 'આબૂ' સંબંધી એક પુસ્તકજ તૈયાર કરવાને બાધ્ય કર્યો, જે પુસ્તક આજથી ત્રણ સાડાત્રણ વર્ષ ઉપર 'આબૂ' એ નામે ગુજરાતીમાં બહાર પડી ગયું હતું.

થોડાજ વખતમાં 'આબૂ'ની પ્રથમાવૃત્તિ પ્રકાશક પાસેથી ખલાસ થઇ ગઇ. અને પ્રથમાવૃત્તિના મારા 'કિંચિદ્ વક્તવ્ય'માં કહ્યા પ્રમાણે 'બીજો ભાગ' તૈયાર કરીને બહાર પડાવું, તે દરમીયાન તો મારે પહેલાજ ભાગને બીજી આવૃત્તિ રૂપે ઘણા સુધારા વધારા સાથે બહાર પડાવવાની આવશ્યકતા ઉભી થઇ. એ ખરેખર મારા આનંદનો વિષય થયો, અને મારા પરિશ્રમની એટલે અંશે થએલી સફળતા માટે હું પોતાને ભાગ્યશાળી સમજ્યો.

જે વખતે 'આબૂ' સંબંધી મારા લેખો **'ધર્મધ્વજ'**માં પ્રકટ થવા લાગ્યા, તે વખતે પ્રથમાવૃત્તિના '**વક્તવ્ય**'માં હું નિવેદન કરી ગયો છું તેમ, "કોઇએ આ પુસ્તકમાં મંદિરોની મુંદર કોતરણીના ફોટા આપવાની, કોઇએ **વિમલમંત્રી, વસ્તુપાલ, તેજપાલ** આદિના ફોટા આપવાની, કોઇએ મંદિરોના પ્લાન અને બહારના ભાગોના પણ ફોટા આપવાની, કોઇએ દેલવાડા અને આખા આબૂ પહાડનો નકશો આપવાની, કોઇએ ગુજરાતી, હિન્દી અને અંગ્રેજી એમ ત્રણ ભાષામાં આ બુકને છપાવવાની અને કોઇએ આબૂ સંબંધી રાસ, સ્તોત્ર, કલ્પ, સ્તુતિ, સ્તવનાદિ છપાએલાં કે નહિં છપાએલાં હોય તે બધાને એક જુદા 'પરિશિષ્ટ'માં આપવાની"—અનેક સૂચનાઓ ઘણાખરા સ્નેહિઓ તરફથી થએલી અને એ સૂચનાઓ ઉપયોગી હોવાથી એનો અમલ બીજા ભાગમાં જ કરવા ઉપર મેં રાખેલું; પરંતુ બીજો ભાગ શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિએજ મારે તૈયાર કરવાનો હોઇ, અને તેને તૈયાર કરવામાં

કંઇક વિલંબ પણ થાય તેમ હોવાથી ઉપરની સૂચનાઓ પૈકીની કેટલીક સૂચનાઓનો અમલ યથાસાધ્ય આ બીજી આવૃત્તિમાં જ કરવામાં આવ્યો છે, એ વાચકો સ્વયં જોઇ શકશે.

પહેલી આવૃત્તિની સાથે આ બીજી આવૃત્તિને મેળવતાં વાચકો જોઇ શકશે કે આ બીજી આવૃત્તિમાં ઘણું ઘણું પરિવર્તન અને સુધારા વધારા કરવામાં આવ્યા છે. દાખલા તરીકેઃ—

૧ પહેલી આવૃત્તિમાં લખેલી દરેક બાબતને પુનઃ મેળવી તેમાં યોગ્ય પરિવર્તન કરવામાં આવ્યું છે.

૨ વિશેષ તપાસ કરતાં જે જે નવા ભાવો પ્રાપ્ત થયા તે પણ દાખલ કર્યા છે.

૩ કેટલીક નવી ફુટનોટો આપવામાં આવી છે.

૪ સુંદર કારીગરીવાળી ભવવાનની મૂર્ત્તિઓ, કાઉસ્સગિયા, દેવીની મૂર્ત્તિઓ, ઐતિહાસિક પુરૂષો તથા સાધુઓની મૂર્ત્તિઓ, સુંદર સુંદર ભાવો, અને ઉંચી જાતના શિલ્પના નમૂના ( કોરણીયો ), એ વિગેરેના તથા આબૂ પરના હિન્દુ તીર્થો એવં અન્ય દર્શનીય સ્થાનોના—એમ બધા મળીને લગભગ ૯૦ ફોટાઓ આપવામાં આવ્યા છે.

૫ અંતમાં જૈન પારિભાષિક શબ્દોનો અર્થ, મુંડકા સંબંધના હુકમો, મંદિરોમાં બુટ પહેરીને જવાનો મનાઈ હુકમ, એ વિગેરે પરિશિષ્ટમાં આપેલ છે.

( સાંકેતિક ચિહ્નોનો પરિચય મૂલ મેટરની નોટોમાં જ આપેલ હોવાથી પરિશિષ્ટમાં નથી આપેલ. બાકી હિન્દી આવૃત્તિમાં તો તે પણ પરિશિષ્ટમાં આપવામાં આવેલ છે. )

૬ 'હિન્દુ તીર્થો અને દર્શનીય સ્થાનો' આ પ્રકરણમાં પણ ઘણી માહિતી મેળવીને સારા પ્રમાણમાં સુધારો વધારો કર્યો છે.

૭ આ ઉપરાન્ત આ બીજી આવૃત્તિમાં આપેલ વ્યાખ્યાતૃ-ચૂડામણી–શાસનદીપક મુનિરાજશ્રી વિદ્યાવિજયજી મહારાજની 'ઉપોદ્ઘાત' આ આવૃત્તિના વાચનારાઓને જરૂર વિશેષ આનંદ આપનાર થશે જ.

પહેલી આવૃત્તિ કરતાં બીજી આવૃત્તિમાં આટલું બધું પરિવર્તન અને સુધારા વધારા તથા ફોટાઓ આપવાનું મારાથી એથી બન્યું કે સં. ૧૯૮૬ માં મને પુનઃ આબૂ તીર્થની યાત્રા કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. આ પ્રસંગે બે માસ જેટલી મુદ્દત સુધી હું આબૂ ઉપર રહ્યો. અને પહેલા ભાગનું પુનઃ નિરીક્ષણ ( મેલવણી ) કર્યું. પરિણામે એમાં ઉપર પ્રમાણેના ફેરફારો અને સુધારા વધારા કરવાનું બની આવ્યું.

આ પ્રસંગે મારે એક ખાસ બાબતનો ઉલ્લેખ કરવાનો રહે છે. . . :

આ પુસ્તકના વાંચનાર, એના મૂળ મેટરમાં એકથી

લઇને બસો ત્રણ સુધીના નંબરો જોશે. આ નંબરો જોનારાઓને જરૂર એમ વિચાર થશે કે આ વળી શું ? આ આંકડા શાના ? પરંતુ મારે ખુલાસો કરવો જોઇએ કે એ નંબરો, તે તે વિષય ઉપર લખવાની ફુટનોટોના નંબરો છે. અને એ ફુટનોટો આજ આવૃત્તિના પાછળના ભાગમાં આપવાનો વિચાર હતો, પરંતુ, એક તો પુસ્તકમાં બીજો કેટલોક વધારો થવાથી, તેમજ લગભગ ૯૦ જેટલા ફોટાઓ આપવાથી સ્વાભાવિક રીતે પુસ્તકનું કલેવર અને તેના ખર્ચમાં વધારે થયો છે. અને જો આ બધીયે ફુટનોટો, કે જે ઐતિહાસિક દૃષ્ટિએ વિસ્તારથી આપવાની છે, આપવામાં આવે, તો એના કલેવર અને ખર્ચમાં કઇ ગુણો વધારો થઇ જાય. આમ થતાં દરેક સામાન્ય વાચકને પણ આ પુસ્તક સસ્તી કિંમતે પહોંચાડવાની જે મારી ભાવના છે, તે પુરી પડી શકે નહિ. અને ખરી રીતે આ જમાનામાં એટલી બહુ મૂલ્યવાળી વસ્તુ લેતાં સાધારણ વર્ગને સંકોચ જ થાય. આ કારણે આ બધી નોટો 'આબૂ'ના બીજા ભાગ તરીકે બહાર પાડવાનો નિર્ણય રાખ્યો છે, જે યથાસમય બહાર પડશે.

આબૂનાં મંદિરો–ખાસ કરીને 'વિમલવસહી' અને 'લુણવસહી' નામનાં વિશ્વવિખ્યાત મંદિરોમાં જોવાની ખાસ વસ્તુ એની કોતરણી છે. આ કોતરણી, એ ભારતીય શિલ્પકળાના ઉત્કૃષ્ટ નમૂના છે. કે જેની પાછળ કરોડો રૂપિઆ એ મંદિરોના નિર્માતાઓએ ખરચ્યા છે. શિલ્પના શોખીનો શિલ્પકળાની દૃષ્ટિએ એ કોતરણીને નિરખે, એ તો ઠીક જ છે,

પરન્તુ ખરી રીતે આ મંદિરોની કોતરણીઓમાંથી આપણે બીજી પણ ઘણી ઘણી બાબતોનું જ્ઞાન મેળવી શકીએ છીએ. દાખલા તરીકે–તે વખતનો વેષ, તે વખતના રીત–રિવાજો, તે વખતનો વ્યવહાર વિગેરે વિગેરે ઘણી બાબતો જાણવાની મળે છે જુઓ—

૧ વિમલવસહી અને લુણવસહીની કોતરણીમા ઉતારેલી પેલી જૈનસાધુઓની મૂર્ત્તિઓ. શું તેના ઉપરથી આપણને એ જ્ઞાન નથી થતું કે–આજથી સાતમો અને નવમો વર્ષ પહેલાં પણ જૈનસાધુઓનો વેષ લગભગ અત્યારના જેવો જ હતો. જુઓ મુહપત્તિ હાથમાં જ છે, નહિં કે મુખ ઉપર બાંધેલી. દંડો પણ જરૂર સાધુઓ રાખતા જ હતા, પરન્તુ અત્યારના જેવો ઉપર મોગરાવાળો નહિં. સાદો જ.

૨ જૂઓ જરા આ તરફ. પેલી કોતરણીઓમા શું દેખાય છે ? ચૈત્યનંદન, ગુરૂવંદન, પગચંપીથી સેવા, સાષ્ટાંગ-નમસ્કાર, વ્યાખ્યાન સમયે ઠવણી, ગુરૂનું શિષ્યના મસ્તક ઉપર વાસક્ષેપનું નાખવું, વિગેરે અનુષ્ઠાનક્રિયાઓ કેવી દેખાય છે ? શું તે વખતની ને અત્યારની ક્રિયાઓની તુલના કરવાનું આના ઉપરથી નથી બની શકતું ?

૩ એજ નકશીઓમાં રાજસભાઓ, વરઘોડા, સવારીઓ, નાટકો, ગ્રામ્યજીવન, પશુપાલન, વ્યાપાર, યુદ્ધ વિગેરે વિગેરેનાં દશ્યો પણ કોતરેલા છે. ખરેખર આ વસ્તુઓ

તે તે સમયના વ્યવહારોનું જ્ઞાન કરાવવામાં બહુજ ઉપયોગી થઇ પડે તેમ છે.

૪ આવી જ રીતે **જૈનમૂર્ત્તિશાસ્ત્ર** કે **જૈનશિલ્પશાસ્ત્રનો** અભ્યાસ કરવા કે અનુભવ મેળવવાનું પણ અહિં અપૂર્વ સાધન છે. કોઇ કોઇ મૂર્ત્તિઓ કે પરિકરોને જોઇને તો ઘણીજ અજાયબી ઉત્પન્ન થાય છે, જેમકે **ભીમાશાહના** મંદિરમાં મૂલનાયક ઋષભદેવ ભગવાનની ધાતુમયી સુંદર કોતરણીવાળી પંચતીર્થીના પરિકર યુક્ત મૂર્ત્તિ છે. આ લગભગ ૮ ફૂટ ઉંચી અને સાડા પાંચ ફૂટ પહોળી છે. આટલી મોટી ધાતુની પંચતીર્થી બીજે ક્યાંય જોવામાં આવતી નથી. શાયદ આવી મૂર્ત્તિ અન્યત્ર હશે પણ નહિં.

૫ આજ મંદિરના ગૂઢ મંડપમાં તથા **વિમલવસહીમાં** મૂલનાયકની આરસની બહુ મોટી મૂર્ત્તિઓ ઋષભદેવ ભગવાનની છે. તેના પરિકરમાં, બહુ સુંદર રીતે પરિકરમાં આપવા લાયક બધી વસ્તુઓ કોતરેલી છે. પરિકરો ઘણાં મોટાં હોઇ તેની અંદરની ચીજો પણ સ્થુલ હોવાથી તે સંબંધી જ્ઞાન મેળવવામાં ઘણી જ અનુકુળતા થાય તેમ છે. તે સિવાય ભિન્ન ભિન્ન આકૃતિઓવાળા કાઉસગ્ગીયા, જુદી જુદી જાતની રચનાવાળા ચોવિશીઓના પટ્ટો, જુદી જુદી બેઠકવાળી બેઠેલી તથા ઉભેલી આચાર્યો અને શ્રાવક શ્રાવિકાઓની મૂર્ત્તિઓ તેમજ પ્રાચીન-અર્વાચીન પદ્ધતિનાં પરિકરો વિગેરે વિગેરે ઘણું છે કે-જે 'જૈનમૂર્ત્તિ

શાસ્ત્ર 'ના વિષયનું જ્ઞાન મેળવવામાં સહાયભૂત થઇ શકે તેમ છે.

હા, કોઇ કોઇ નમૂના જોઇને આપણને અનેક પ્રકારની શંકાઓ પણ ઉદ્દ્ભવે છે. દાખલા તરીકે—

' વિમલવસહી ' અને 'લુણવસહી'ના સ્તંભો વિગેરેની કોતરણીઓમાં જુદી જુદી આકૃતિઓની જુદી જુદી ક્રિયાઓ કરતી હાવ, ભાવ, વિભ્રમ અને કામની જુદી જુદી ચેષ્ટાઓ કરતી પૂતળીઓની બહુલતા પણ જોવાય છે.

આવી વિચિત્ર આકૃતિઓ જોતાં ઘણાઓને શંકા થાય છે અને થાય એ સ્વાભાવિક છે કે–જૈનમંદિરોમાં વળી આ શું નાટક ? આવી પૂતળીઓ શા માટે હોવી જોઇએ ?

મારા નમ્ર મત પ્રમાણે તો, કારીગરોએ પોતાની શિલ્પકળા દેખાડવા માટે આવી પૂતળીઓ વિગેરે કરેલી હોવી જોઇએ. તેનો ધર્મની સાથે કંઇ સંબંધ નથી હોતો. અને નજ હોય, હિન્દુસ્થાનમાં તે વખતે આવી દરેક અવસ્થાની મનુષ્યોની મૂર્તિઓ કોતરનારા કારીગરો વિદ્યમાન હતા, તે જણાવવા માટેજ કારીગરોએ પોતાની શિલ્પકળાના નમૂના કરી બતાવ્યા છે. ' અઢળક દ્રવ્ય ખર્ચનારા આવા શેઠીઆઓ મળ્યા, ત્યારે આપણે પણ શામાટે જુદી જુદી જાતના નમૂનાઓથી આપણી કારીગરી બતાવવામાં ખામી રાખવી જોઇએ ? ' બસ, આજ લક્ષ્યથી તેમણે પોતાની આવડત પ્રમાણે તે તે કોતરણીઓ કરેલી હોવી જોઇએ. અત્યારે પણ કોઇ કોઇ હિંદુ

અને જૈનમંદિરો, કે જે મુસલમાન કારીગરોના હાથે બને છે, તેમાં મુસલમાન સંસ્કૃતિના નમૂના બનાવી દે છે. અને તે જાણુતાં કે અજાણુતાં નભાવી લેવામાં આવે છે, આવી જ રીતે તે વખતે પણ બનેલું હોવું જોઇએ.

પરન્તુ તેની સાથે જ સાથે એટલું જરૂર કહેવું પડશે કે–તે તે કારીગરીઓ કોઇ પણ જાતના નિયમ વિના જેમ તેમ કોતરી મારી છે, એમતો નથી જ. દરેકે દરેક આકૃતિ **નાટ્યશાસ્ત્ર** ના હિસાબે જ બનાવી હોય, એમ સ્પષ્ટ દેખાય છે. '**નાટયશાસ્ત્ર**'માં **નાટયનાં** આઠ અંગ અથવા આઠ પ્રકાર બતાવ્યા છે, તેમાંની કોઇ સ્થળે પ્રથમ અંગ પ્રમાણે, કોઇ સ્થળે બીજા અંગ પ્રમાણે, તો કોઇ સ્થળે ૩–૪–૫–૬–૭ કે આઠમા અંગ પ્રમાણેની વ્યવસ્થિત રીતે આકૃતિઓવાળી પૂતળીયો બનાવેલી છે, '**નાટયશાસ્ત્ર**'નો અભ્યાસી પોતાના અભ્યાસનાં પુસ્તકો પ્રમાણે બારીકાઇથી મેળવશે તો જરૂર તેને આ બાબતની ખાતરી થશે.

મતલબકે–**આબૂનાં** જૈનમંદિરો, એક 'તીર્થ' રૂપ હોઇ મુક્તિને પ્રાપ્ત કરાવવામાં સાધનભૂત બની શકે તેમ તો છેજ, પણ તેની સાથે ભૂતકાળનો ઇતિહાસ, ભૂતકાળના રીત-રિવાજો, વ્યાવહારિક જ્ઞાન, શિલ્પશાસ્ત્ર અને નાટ્યશાસ્ત્ર વિગેરેનું પ્રત્યક્ષ જ્ઞાન કરાવનાર એક ખાસ્સી કૉલેજ ( વિદ્યાલય ) છે, એમ કહીએ તો પણ કંઇ ખોટું નથી.

એક બીજી બાબતનો પણ ઉલ્લેખ આવશ્યકીય છે.

દેલવાડાનાં આ મંદિરોમાં એકાદ બે સ્થળે સ્ત્રી અથવા પુરૂષની સાવ નગ્ન મૂર્ત્તિયો પણ કોતરેલી દેખાય છે. આવી મૂર્ત્તિયો જોતાં કેટલાક એવી કલ્પના કરે છે કે બૌદ્ધ, શાક્ત, કૌલ અને વામમાર્ગી વિગેરે મતોની જેમ, જૈનમતમાં પણ કોઇ વખત તાંત્રિક વિદ્યાનો વધારે પ્રચાર હશે.

પરન્તુ એ કલ્પના બિલકુલ અસ્થાને છે. અમે આ વિષય ઉપર લાંબા વખત સુધી ચીવટપૂર્વક તપાસ કરી છે. તેને પરિણામે કેટલાક શિલ્પશાસ્ત્રના પાકા અનુભવીઓથી એમ જણાયું છે કે શિલ્પશાસ્ત્રનો એવો નિયમ છે કે આવાં મ્હોટાં મંદિરોમાં એકાદ નગ્ન મૂર્ત્તિ અવશ્ય બનાવવામાં આવે છે. તેમ કરવાથી તે મંદિર ઉપર વિજળી નથી પડતી. આ કારણથી માલીકની દૃષ્ટિ ચોરાવીને પણ કારીગરો એકાદ પૂતળી સાવ નગ્ન જરૂર બનાવે છે.

શિલ્પશાસ્ત્રનો આવો નિયમ હોય કે ન હોય અથવા તેમ કરવાથી વિજળીથી બચાવ થતો હોય કે ન હોય, પરન્તુ પરંપરાથી આવી શ્રદ્ધા જરૂર ચાલી આવતી હોય એ બનવા યોગ્ય છે.

બીજી કલ્પના એ પણ કરી શકાય છે કે–કોઇ દૃષ્ટિવિકારી મનુષ્ય મંદિરમાં જાય, તો તેના દૃષ્ટિદોષથી મંદિરને નુકસાન થાય. આવા પ્રકારનો વ્હેમ પ્રચલિત હોય. આ વ્હેમ ટાળવાને માટે એકાદ નગ્નમૂર્ત્તિ મંદિરમાં કોઇ સ્થળે લગાવી દેવામાં કે કોતરવામાં આવતી હોય. અર્થાત્ કોઇ પરધર્મ–અસહિષ્ણુ–

ઇર્ષ્યાળુ મનુષ્ય મંદિરને જોતા ઇર્ષ્યાથી મંદિર ઉપર આકરી– તીવ્રદષ્ટિ ફેંકે, એનાથી મંદિરને નુકસાન થવા સંભવ રહે, પરન્તુ પેલી નગ્નમૂર્ત્તિને દેખતાં, પેલી ઇર્ષ્યાજન્ય ક્રૂરદષ્ટિ બદલાઇ જાય, અને બીજા બધા વિચારો મૂકીને એને જોવામાં લીન બની જાય, એટલે એની ક્રૂરભાવનાવાળી દષ્ટિની અસર મંદિર ઉપર ન રહે. આવું પણ કંઇક કારણ હોય.

આમ આબૂનાં જૈનમંદિરો અનેક દષ્ટિથી નિહાળી શકાય છે. અને તે દરેક દષ્ટિથી તેના જોનારા અવશ્ય લાભ ઉઠાવી શકે છે.

હવે મારા આ 'વક્તવ્ય'ને પૂરૂં કરૂં, એ પહેલાં એક બે ચાર બાબતો સ્પષ્ટ કરી લેવી ઉચિત સમજું છું.

પહેલી બાબત એ છે કે 'આબૂ' એ પ્રાચીન અને સર્વમાન્ય તીર્થ છે. અને તેથી ખુદ 'આબૂ'મા તેમજ 'આબૂ'ની આસપાસ એટલી બધી ઐતિહાસિક સામગ્રી છે કે જેના ઉપર જેટલું લખવું હોય તેટલું લખી શકાય. ગુરૂદેવની કૃપાથી બે વખત 'આબૂ'ની સ્પર્શના કરવાનો પ્રસંગ મળ્યો. અને તેથી મારાથી બન્યું તેટલું ખૂબ સંગ્રહી લીધું છે. આ બધા થયેલા સંગ્રહ ઉપરથી મેં 'આબૂ' સંબંધી નીચે પ્રમાણે ભાગો બહાર પાડવાની યોજના કરી છેઃ—

૧ 'આબૂ' ભાગ ૧ લો ( જેની બીજી આવૃત્તિ આ છે. )

૨ 'આબૂ' ભાગ ૨ જો ( આબૂ ભાગ ૧ ના મેટરમાં જે

૧ થી ૨૦૩ સુધી નંબરો આપવામાં આવ્યા છે. તે ઉપર વિસ્તૃત ઐતિહાસિક નોટો. )

૩ ' આબૂ ' ભાગ ૩ જો ( અર્બુદ–પ્રાચીન–જૈન–લેખ–સંગ્રહ )

૪ ' આબૂ ' ભાગ ૪ થો ( અર્બુદ–સ્તોત્ર–સ્તવન સંગ્રહ )

આ ચાર ભાગો પૈકી પહેલો ભાગ તો બહાર પડયો જ છે. જ્યારે ત્રીજો ભાગ છપાઇ રહ્યો છે. અને બીજો અને ચોથો પણ લગભગ તૈયાર થયા છે.

તદુપરાન્ત—આબૂની નીચેથી આખા પહાડને ફરતી પ્રદક્ષિણા કરતાં ઘણા ગામોમાંથી પ્રાચીન લેખોનો મોટો સંગ્રહ ઉપલબ્ધ થયો છે. તથા તે ઐતિહાસિક ગામોનું જૈનદૃષ્ટિથી વર્ણન લખવા માટે સામગ્રી એકઠી કરી છે. જેમાં કુંભારિયાજી, જીરાવલાજી અને બાંભણવાડાજી વિગેરે તીર્થોનો પણ સમાવેશ થાય છે.

આ બધા સંગ્રહનો ' આબૂ 'ના પાંચમા અને છઠ્ઠા ભાગ તરીકે પ્રસિદ્ધ કરવા વિચાર રાખ્યો છે.

આ ભાગો બહાર પડે તે દરમીયાન ' આબૂ 'ના પ્રથમ ભાગની હિંદી આવૃત્તિ છપાઇને બહાર પડી છે. જ્યારે આનો અંગ્રેજી અનુવાદ પણ એક વિદ્વાન્ બી. એ. એલએલ. બી. જૈનગૃહસ્થ કરી રહ્યા છે.

બીજી બાબત જણાવતા ખરેખર ખુશી ઉપજે છે કે– દેલવાડા ( આબૂ )ના જૈનમંદિરોની સાર-સંભાળ રાખનાર **શેઠ કલ્યાણજી પરમાનંદજી** નામની પેઢીના વહિવટદારો, કે જેઓ **સીરોહી** સંઘના આગેવાનો છે, તેમની ઉદારતા, સાહૃદયતા અને ' **આબૂ** તીર્થ સંબંધી પુસ્તકો પેઢી તરફથી છપાય તો સારૂં ' એવી ભાવનાથી ' આબૂ 'ની **હિંદી આવૃત્તિ** તે પેઢી તરફથીજ છપાવવાનું નક્કી થયું અને પેઢી તરફથી તેની ત્રણ હજાર નકલો છપાઇ પણ ગઇ છે

' **આબૂ** ' તીર્થની વહિવટદાર કમીટીના આ ઉદાર કાર્ય માટે આપણે તેઓને જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડો છે શેઠ કલ્યાણજી પરમાનંદજીની પેઢીનું આ કાર્ય ખરેખર સ્તુત્ય અને બીજા તીર્થોની વહિવટદાર કમીટીઓને માટે અનુકરણીય છે

પ્રાન્તે-જગત્પૂજ્ય પરમગુરૂ શ્રીવિજયધર્મસૂરીશ્વરજી મહારાજની અસીમકૃપાથી અને તેઓશ્રીના પરોક્ષ આશીર્વાદને અવલંબીને જ મેં 'આબૂ' સંબંધી ઉપર પ્રમાણેની યોજના એ પુસ્તકો બહાર પાડવાનું આરંભ્યું છે ગુરૂદેવ મને મારા કાર્યમાં મારી અને જનતાની ઇચ્છા પ્રમાણે સફળતા પ્રાપ્ત કરવાનું સામર્થ્ય સમર્પે, એ અંતઃકરણથી ઇચ્છવા સાથ મારા 'વક્તવ્ય'ને અહિં જ થોભાવું છું

સિદ્ધક્ષેત્ર-પાલીતાણા
શ્રા સુ ૧ વીર સં ૨૪૫૯
ધર્મ સં ૧૧

જયન્તવિજય

जगद्गुरुश्री विजयधर्मसूरि-गुरुदेवेभ्यो नमः ।

# ઉપોદ્ઘાત

પરમસ્નેહી, આત્મબંધુ, શાન્તમૂર્ત્તિ મુનિરાજ શ્રી જયન્તવિજયજીએ મને સૂચના કરી કે-'આબૂ' ની ગુજરાતી અને હિન્દી આવૃત્તિ માટે 'ઉપોદ્ઘાત' સ્વરૂપ મારે થોડી પંક્તિયો લખી મોકલવી જોઇએ.

મારા સમજવામાં ન આવ્યું અને હજુ પણ નથી આવતું કે-હું શું લખું ? 'આબૂ' પુસ્તકને જોનાર કોઇ બતાવી શકશે કે-'આબૂ'ના નિર્માતા મુનિરાજશ્રીએ એવી કઈ વાતની ન્યૂનતા રાખી છે કે-જેની પૂર્ત્તિ હું મારી પંક્તિયોમાં કરૂં ?

હા, એક વાતનો વિચાર મને જરૂર આવ્યો. મુનિરાજશ્રી જયન્તવિજયજીના વ્યક્તિત્વને અને તેમના અત્યન્ત પરિશ્રમજન્ય-ઐતિહાસિક શોધખોળથી ભરપુર પુસ્તકને જોતાં એક વાત તો અવશ્ય કહેવાનું મન થઇ આવે છે. અને તે આ છે.

આજ સંસારમાં એવા અનેક મનુષ્યો જોવામાં આવે છે કે જેમનામાં કર્મણ્યતાની ગંધ પણ નહિં હોવા છતાં પોતાને મહાન્ 'કર્મવીર' તરીકે ઓળખાવે છે અને મોટી મોટી "ઉપાધિયો' લઇને ફરવામાં પોતાનું ગૌરવ સમજે છે. જરા

આગળ વધીને કહેવામાં આવે તો–કેટલાક તો એવા પણ છે કે, જેઓ પોતાની મેળેજ મોટાં મોટાં ટાઇટલો લઇ બેસે છે, અને પોતાને એવા ટાઇટલધારી બતાવવા માટે સ્વયં રાતદિવસ પ્રયત્નશીલ રહે છે. તેઓને સવિનય પૂછવામાં આવે કે–' આપને આ પદ ક્યારે મળ્યું ? કયાં મળ્યું ? કોનાથી મળ્યું ?' અથવા એમ પૂછવામાં આવે કે , ' આપ જે વિષયનું બિરૂદ ધરાવો છો અને જેને જાહેરમાં લાવવા માટે સ્વયં પ્રેસોમાં દોડ–ધૂપ કરો છો, તે વિષયનો આપે કોઇ ગ્રંથ યા લેખ લખ્યો છે અથવા એવું જે કંઇ કાર્ય કર્યું છે શું ?' જવાબમાં એમના ક્રોધને પાત્ર બનવા સિવાય બીજું કંઇજ નહિં મળે.

જનસમાજમાં એક તરફ આવા પદવિયોના લોભાણુ મનુષ્યોની ભરમાર જોવામાં આવે છે, જ્યારે બીજી તરફ એવા પણ સજ્જનો, મહાનુભાવો, સાચા વિદ્વાનો જોવાય છે કે જેઓ પોતાના વિષયના અદ્વિતીય વિદ્વાન્, અનેક શોધખોળના જાહેર કરનારા અને ગ્રંથોના નિર્માતા હોવા છતાં પણ એમના નામની સાથે કોઇ બીજો માણસ પણ કંઇ વિશેષણ લગાડે છે, તો તેમની આંખો શરમથી નીચે ઢળી જાય છે. સ્વયં કોઇ ઉપાધિ, વિશેષણ લખવાની તો વાતજ શી કરવી ?

આવા સાચા સંશોધક, પુરાતત્ત્વના ખોજી, ઇતિહાસના જ્ઞાતા હોવા છતાં પણ ' સરલતા ' અને ' નમ્રતા ' ના ગુણોથી વિભૂષિત જે થોડાક વિદ્વાનો જોવામાં આવે છે, તેઓમાં શાન્તમૂર્ત્તિ મુનિરાજશ્રી જયન્તવિજયજી પણ એક છે.

મુનિરાજશ્રી જયન્તવિજયજીએ આ '' આબૂ '' પુસ્તકમાં કેટલો પરિશ્રમ કર્યો છે, કેટલી શોધખોળ કરી છે, એને બતાવવા માટે 'હાથ કંકણુ ને આરસી' ની જરૂર નથીજ. તેમણે આ પુસ્તકનું નિર્માણુ કરવામાં કેવળ યાત્રાળુઓનોજ ખ્યાલ નથી રાખ્યો. ' અહિંથી ત્યાં જવું ને ત્યાંથી ત્યાં જવું.', ' અહિં આ જોવું ને ત્યાં તે જોવું. ' ' અમુક સ્થાનેથી મોટરમાં બેસવું ને અમુક સ્થાને ઉતરવું. ' ' મોટર ભાડું આ લેવાય છે, ને ટાંગાભાડું આ બેસે છે. ' ' ધર્મશાળામાં વાસણુ, ગોદડાં બધું મળી રહે છે. ' બસ, યાત્રાળુઓને માટે આટલી વસ્તુ પર્યાપ્ત છે. ગ્રંથનિર્માતા મુનિરાજશ્રીનું લક્ષ્ય બહુ મોટું છે. તેઓ પ્રત્યેક મંદિરના નિર્માતાનો પરિચય, બલ્કે તેના પૂર્વજોનો પણુ સંક્ષિપ્ત ઇતિહાસ આપે છે. કયા કયા સંવતોમાં એનો જીર્ણોદ્ધાર કોની કોની દ્વારા થયો, અથવા તેમાં શું શું પરિવર્ત્તન થયું, પ્રત્યેક મંદિર અને દેરીઓમાં કઇ કઇ દર્શનીય ચીજો છે, કેટલી કેટલી મૂર્ત્તિયો છે, એ બધું આપવા સાથે તેમાં જે જે ભાવો-ચિત્રકારી છે, તેની મૂલવસ્તુનું સૂક્ષ્મતાથી નિરીક્ષણુ કરીને તેનો ઇતિહાસ પણુ વિવેચન પૂર્વક આપે છે. વળી જરૂરી જરૂરી સ્થાને આવશ્યકીય-શિલાલેખોથી પણુ પ્રકાશ નાખે છે.

ન કેવળ જૈનમંદિરોનેજ માટે, ' આબૂ ' ઉપર જેટલાં હિંદૂ અને અન્ય ધર્માવલંબિયોનાં જે જે દર્શનીય સ્થાનો છે, તે બધાં સ્થાનોનું વર્ણુન તે તે ધર્મોના મન્તવ્ય પ્રમાણે તત્સંબંધી ઐતિહાસિક કથાઓ સાથે જ આપે છે.

પ્રસંગોપાત્ત 'આબૂ'ની સાથે સંબંધ રાખવાવાળા પ્રાચીન રાજાઓ અને મંત્રિયોનો ઇતિહાસ પણ, યદ્યપિ સંક્ષેપમાં, પરન્તુ સારી શોધખોળ સાથે આપ્યો છે.

આવી રીતે 'આબૂ'ના સારા ઇતિહાસને પ્રકટ કરનાર, વર્ત્તમાન કાળની ન્હાનામાં ન્હાની અને મ્હોટામાં મ્હોટી વસ્તુને બતાવનાર, સર્વોપયોગી, સર્વમાન્ય ગ્રંથનું નિર્માણ એક જૈનમુનિ મહારાજના હાથથી થાય, એ પણ એક ગૌરવનીજ વાત છે. અને તેથી મુનિરાજશ્રી **જયન્તવિજયજી** ખરેખર ધન્યવાદને પાત્ર છે.

'આબૂ' એ તો હિંદુસ્થાનનાં જ નહિં, આખા સંસારનાં દર્શનીય સ્થાનોમાંનું એક સ્થાન છે. અને ભારતવર્ષનો તો તે શૃંગાર છે–શિરમોર છે. 'આબૂ' એ સંસારના ઇતિહાસમાં પોતાનું નામ સુવર્ણાક્ષરોએ કોતરાવ્યું છે. દુનિયાના કોઇ પણ દેશનો કોઇ પણ મુસાફર હિંદુસ્થાનમાં આવીને 'આબૂ'નું અવલોકન કર્યા વિના પાછો ન જઇ શકે. 'આબૂ'ની સ્પર્શના વિના તેની યાત્રા અપૂર્ણજ રહે. આજ સુધીમાં જેટલા યાત્રિયો ભારત ભ્રમણ માટે આવ્યા, તેમણે પ્રાયઃ 'આબૂ'નું અવલોકન કર્યું જ છે, અને શબ્દોદ્વારા મનુષ્ય જાતિથી જેટલી બની શકે, તેટલી પ્રશંસા કરી છે.

'આબૂ' ની પ્રશંસા અનેક ગ્રંથોમાં પ્રાપ્ત થાય છે. કર્નલ ટોડ સાહેબે પોતાના 'ટ્રેવલ્સ ઇન વેસ્ટર્ન ઇંડિયા' માં અને મિ. ફર્ગુસને 'પિકચર્સ ઇલસ્ટ્રેશન્સ ઓફ

ઇન્શ્યંટ આર્કિટેકચરર ઇન હિંદુસ્થાન ' માં 'આબૂ' ની ઘણી તારીફ કરી છે. આવી જ રીતે ભારતીય અનેક વિદ્વાનોએ પણ પોતપોતાનાં પુસ્તકોમાં ' આબૂ ' ને ઘણું મહત્ત્વનું સ્થાન આપ્યું છે. દાખલા તરીકે પ્રસિદ્ધ ઇતિહાસકાર, રાવ બહાદુર મહામહોપાદયાય પંડિત ગૌરીશંકર, હીરાચંદ ઓઝાજી પોતાના ' राजपूताने का इतिहास ' અને ' सिरोही राज्यका इतिहास ' માં ' આબૂ ' ને ગૌરવયુક્ત સ્થાન આપે છે.

એમા જરાયે શક નથી કે ' આબૂ ' ભારતવર્ષના પ્રસિદ્ધ પર્વતોમાંનો એક છે. બલ્કે ભારતના અતિમનોહર અને ભારતની ઘણી મ્હોટી સીમામાં ફેલાએલ સુપ્રસિદ્ધ ' अरवल्ली ' પહાડનો સૌથી ઊંચામાં ઊંચો હિસ્સો જ ' આબૂ ' પર્વત છે, એટલું જ નહિં, ભારતના ખાસ કરીને ગુજરાત અને રાજપૂતાનાના પરમાર રાજાઓનો ' આબૂ ' ની સાથે ઘનિષ્ઠ સંબંધ રહ્યો છે. એટલા માટે ઐતિહાસિક દૃષ્ટિએ પણ 'આબૂ' ઉલ્લેખનીય અને પ્રશંસનીય છે. પરન્તુ ' આબૂ 'ની આટલી પ્રસિદ્ધિ અને યશસ્વિતામાં ખાસ કારણ તો એક બીજું જ છે, અને તે છે **આબૂ–દેલવાડાનાં જૈનમંદિરો.**

એ તો સ્પષ્ટ અને જગજાહેર વાત છે કે આબૂ પર્વત પર જે જે દેશી–વિદેશી લોકો જાય છે. તેઓ બહુધા આબૂ–દેલવાડાનાં જૈનમંદિરોને જ જોવા માટે જાય છે. સુપ્રસિદ્ધ ચૌલુક્ય રાજા ભીમદેવના સેનાધિપતિ વિમલમંત્રીનું બનાવેલ

'વિમલવસહિ' અને સુપ્રસિદ્ધ મહામંત્રિઓ વસ્તુપાલ-તેજપાલનું બનાવેલ 'લૂણવસહિ'–આ બેજ મંદિરો 'આબૂ' પહાડની વિશ્વવિખ્યાતિનાં પ્રધાન કારણ છે. સંસારની આશ્ચર્યકારી–દર્શનીય વસ્તુઓ પૈકી આબૂ પણ એક છે. આ સૌભાગ્યનું મુખ્ય કારણ જૈનધર્મના પ્રભાવક ઉપર્યુક્ત મહામંત્રિઓએ કરોડોના વ્યયથી બનાવેલ તે બે મંદિરોજ છે. આ મંદિરોમાં શિલ્પકળાની પરિસીમા આવેલી છે. આ શિલ્પની વાસ્તવિક સ્તુતિ અત્યાર સુધીના કોઇ પણ વિદ્વાનથી નથી થઇ શકી.

કર્નલ ટૉડે પોતાની 'ટ્રેવલ્સ ઇન વેસ્ટર્ન ઇંડિયા' નામક પુસ્તકમાં 'વિમલવસહિ'ના સંબંધમાં લખ્યું છેઃ—

"હિંદુસ્થાન ભરમાં આ મંદિર સર્વોત્કૃષ્ટ છે. અને તાજમહેલ સિવાય કોઇ બીજું સ્થાન એની સમતા કરી શકે તેમ નથી."

શ્રીયુત રત્નમણિરાવ જેવા વિદ્વાન્ તો 'કુમાર' માસિકમાં એક લેખમા એમ પણ જાહેર કરે છે કે–તાજમહેલ પણ આ મંદિરની સમતા કરી શકતો નથી.

વસ્તુપાલના મંદિર સંબંધી શિલ્પકળાના પ્રસિદ્ધ જ્ઞાતા મિ. ફેર્ગુસન સાહેબે "પિકચર્સ ઇલસ્ટ્રેશન ઑફ એન્શ્યંટ આર્કિટેક્ચરર ઇન હિંદુસ્થાન" નામક પુસ્તકમાં લખ્યું છેઃ—

" આ મંદિરમાં, કે જે સંગમરમરનું બનેલું છે, અત્યન્ત પરિશ્રમ સહન કરવાવાળી હિંદુઓની ટાંકીથી, ફીતા જેવી બારીકી પૂર્વક એવી મનોહર આકૃતિઓ બનાવવામાં આવી છે, જેની નકલ કાગળ ઉપર બનાવવામાં કેટલાએ સમય તથા પરિશ્રમમાં પણ હું સફળ નથી થઇ શકતો. "

**મહામહોપાધ્યાય પં. ગૌરીશંકર ઓઝાજી** પોતાના ' राजपूतानेका इतिहास ' ( खं. १, पृ. १७२ ) માં લખે છેઃ—

" कारीगरीमें उस मंदिर ( विमलवसहि ) की समता करनेवाला दूसरा कोई मंदिर हिन्दुस्थानमें नहीं है । "

યદ્યપિ અહિં બીજાં પણ જૈન મંદિરો દર્શનીય છે–જેવાં કે–**મહાવીર સ્વામીનું મંદિર, ભીમાશાહનું પિત્તલહર મંદિર, ચૌમુખજીનું મંદિર,** ( જેને ખરતર વસહિ કહે છે. ) એ તથા દેલવાડાની પાસે ' **ઓરિયા** ' નામક ન્હાનું ગામ છે, ત્યાંનું **મહાવીરસ્વામીનું મંદિર,** અને તેની પાસેજ ' **અચલગઢ** ' નામના ગામમાં **ચૌમુખજી, આદીશ્વરજી, કુંથુનાથજી** અને **શાંતિનાથનાં મંદિર.** આ બધાંયે મંદિરો કંઇ ને કંઇ વિશેષતા રાખેજ છે, પરન્તુ ' **આબૂ** 'ની આટલી ખ્યાતિનું પ્રધાન કારણ તો **વિમલવસહિ** અને **લૂણવસહિ** નામક બે મંદિરોજ છે.

અત્યન્ત ખુશીની વાત છે કે આ મંદિરોની કારીગરીના

અદ્‌ભુત નમૂનાઓનો પરિચય કરાવવા માટે ગ્રંથકારે લગભગ **પાંચ ડઝન ફોટૂ** આ પુસ્તકમાં આપવાનો પ્રબંધ કર્યો છે. આબૂની કારીગરીના કંઇક ફોટા, કોઇ કોઇ પુસ્તકોમાં, રેલ્વે ગાઇડોમાં તથા આબૂગાઇડ વિગેરેમાં જોવામાં આવે છે. પરન્તુ આટલી મ્હોટી સંખ્યામાં અને તે પણ ખાસ મહત્વ મહત્ત્વના ફોટા આજ સુધી કોઇ પણ પુસ્તકમાં જોવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હોય તો તે આ પહેલુંજ છે. આ ફોટાઓથી આ પુસ્તકનું મહત્ત્વ કંઇ ગુણું વધી જાય છે.

કહેવાની આવશ્યકતા નથી–કે 'આબૂ'નાં જૈન મંદિરોની પાછળ જૈન ઇતિહાસનોજ નહિં, બલ્કે ભારત વર્ષના ઇતિહાસનો મ્હોટો હિસ્સો વિંટાયેલો છે. **આબૂનાં** ઉપર્યુક્ત પ્રસિદ્ધ જૈન મંદિરોના નિર્માતા કોઇ સામાન્ય પુરૂષો નહિં હતા. તેઓ દેશના પ્રધાન રાજકર્તાઓના સેનાધિપતિ અને મંત્રિઓ હતા. તેમણે તે રાજાઓના રાજ્ય–શાસન વિધાનમાં ઘણો મ્હોટો હિસ્સો લીધો હતો. ગ્રંથકારે તે રાજાઓ તથા આ મંદિરના નિર્માતા મંત્રિઓ, સેનાધિપતિઓનો પરિચય સંક્ષિપ્તમાં પરન્તુ આવશ્યકીય આપ્યો છે. તે ઉપરાન્ત, પ્રત્યેક વાત ઉપર નોટના નંબરો લગાવ્યા છે, જેની સંખ્યા ૧થી ૨૦૩ સુધીની છે. આ નંબરો ઉપર તેઓ વિસ્તૃત વિવરણ લખવાના છે, કે જે '**આબૂ**'ના **બીજા ભાગ** તરીકે બહાર પડશે. એમ ગ્રંથકારના 'કિંચિદ્ વક્તવ્ય'. ઉપરથી માલૂમ પડે છે અને તેટલા માટે તે ઐતિહાસિક બાબતો ઉપર વિશેષ ઉલ્લેખ કરવો અનાવશ્યક સમજું છું. તથાપિ

એટલું તો કહેવું સમુચિત થશે કે આબૂ અને તેના ઉપરનાં જૈન મંદિરોના નિર્માણની સાથે સંબંધ રાખવાવાળી જે કંઇ **જૈન ઐતિહાસિક સામગ્રી** ઉપલબ્ધ થાય છે, તેમાંની મુખ્ય આ પણ છે:—

૧ તેજપાલના મંદિરના શિલાલેખો–બે મ્હોટી પ્રશસ્તિઓ ( વિ. સં. ૧૨૮૭ ની )
૨ વિમલવસહિ મંદિરના જીર્ણોદ્ધારનો શિલાલેખ ( વિ. સં. ૧૩૭૮ નો )
૩ દ્વયાશ્રયકાવ્ય ( કર્ત્તા હેમચંદ્રાચાર્ય )
૪ કુમારપાલ પ્રબંધ ( જિનમંડનોપાધ્યાયકૃત )
૫ તીર્થકલ્પાન્તર્ગત અર્બુદકલ્પ ( જિનપ્રભસૂરિકૃત )
૬ પ્રબંધ ચિંતામણિ ( મેરૂતુંગાચાર્યકૃત )
૭ ચિત્તોડકિલાનો કુમારપાલનો શિલાલેખ
૮ વસંતવિલાસ ( બાલચંદ્રાચાર્યકૃત )
૯ સુકૃતસંકીર્ત્તન ( અરિસિંહકૃત )
૧૦ વસ્તુપાલચરિત્ર ( જિનહર્ષકૃત )
૧૧ વિમલપ્રબંધ ( કવિ લાવણ્યસમયકૃત )
૧૨ ઉપદેશ તરંગિણી ( રત્નમંદિર ગણિકૃત )
૧૩ પ્રબંધકોશ ( રાજશેખરસૂરિકૃત )
૧૪ હમીરમદમર્દન ( જયસિંહસૂરિકૃત )
૧૫ સુકૃત કલ્લોલિની ( પુંડરીક–ઉદયપ્રભસૂરિકૃત )
૧૬ વિમલશાહના મંદિરનો શિલાલેખ ( વિ. સં. ૧૩૫૦ નો )
૧૭ વિમલવસહિની દેરી નં. ૧૦ નો શિલાલેખ ( વિ. સં. ૧૨૦૧ નો )

૧૮ તિલકમંજરી ( ધનપાલ કવિકૃત ).

વિગેરે વિગેરે કેટલાએ એવા જૈનગ્રંથો, શિલાલેખો, અને રાસાઓ વિગેરે છે, જેમાં આબૂ અને તે ઉપરનાં જૈનમંદિરોના નિર્માણ સંબંધી પૂરો પ્રકાશ નાખવામાં આવ્યો છે.

આ મંદિરોના નિર્માતાઓમાં પ્રધાન ત્રણ વ્યકિતઓ છે કે જેઓ ભારતવર્ષીય ઇતિહાસની રંગભૂમિ ઉપર પ્રધાન પાત્રતાથી ઉભેલા છે. વિમલશાહ, વસ્તુપાલ અને તેજ:પાલ. તેમાંનો એક **વિમલ**, જે અણહિલ્લપુર-પાટણના રાજા **ભીમદેવ** ( જે વિક્રમની ૧૧ મી શતાબ્દિના ઉત્તરભાગમાં થયેલ છે. ) નો સેનાપતિ હતાં. **વિમલ** મ્હોટો વીર હતો. એના સંબંધમાં '**વિમલપ્રબંધ**' અને **વિમલવસહિની દેરી** નં. ૧૦ ના **શિલાલેખ** આદિથી ઘણી બાબતો જ્ઞાત થઈ શકે છે.

બીજા છે **વસ્તુપાલ** અને **તેજ:પાલ**. એમાં જરાયે શક નથી કે **વિમલ**ની અપેક્ષા વસ્તુપાલ-તેજ:પાલ ઇતિહાસમાં વિશેષ પ્રશંસાપાત્ર બન્યા છે. એનું ખાસ કારણ પણ છે. આ બન્ને ભાઈઓ શૂરવીર, કર્ત્તવ્ય પરાયણ, રાજ્યકાર્યમાં ઘણા દક્ષ, પ્રજાવત્સલ, પરધર્મસહિષ્ણુ, મોટા બુદ્ધિશાલી અને દાનેશ્વર આદિ ગુણોને ધારણ કરવા સાથે મોટા વિદ્વાન્ પણ હતા. એક કવિએ વસ્તુપાલના સમસ્તગુણોની પ્રશંસા કરતાં ગાયું છે:—

" श्रीवस्तुपाल ! तव भालतले जिनाज्ञा,
वाणी मुखे, हृदि कृपा, करपल्लवे श्रीः ।
देहे द्युतिर्विलसतीति रुषेव कीर्त्तिः
पैतामहं सपदि धाम जगाम नाम ॥ "

( उपदेशतरङ्गिणी )

હે વસ્તુપાલ ! તમારા ભાલતલમાં જિનાજ્ઞા છે, મુખમાં સરસ્વતી, હૃદયમાં દયા, હાથોમાં લક્ષ્મી અને શરીરમાં કાન્તિ-વિલાસ કરી રહી છે. એટલા માટે તમારી કીર્ત્તિ જાણે ક્રોધિત થઈને બ્રહ્માજીના સ્થાનમાં ( બ્રહ્મલોકમાં ) ચાલી ગઈ. અર્થાત્ વસ્તુપાલના અનેક ગુણોથી એમની કીર્ત્તિ બ્રહ્મલોક સુધી પહોંચી છે.

ખરેખર, વસ્તુપાલ ઉપર સરસ્વતી અને લક્ષ્મી બન્ને દેવિયો પ્રસન્ન હતી. તેની સાથે બન્ને ભાઈઓમાં ઉદારતાનો ગુણ પણ અસાધારણ હોવાથી તેમણે બન્ને શક્તિયોનો એવી રીતે સદ્વ્યય કર્યો, કે જેનાથી તેઓ અમર થયા.

આ બન્ને ભાઈઓ દૃઢ-શ્રદ્ધાળુ જૈન હોવાથી યદ્યપિ એમણે જૈનમંદિરો અને જૈનધર્મની ઉન્નતિનાં કાર્યોમાં કરોડો અબજો રૂપિયાનો વ્યય કર્યો, પરન્તુ સાથેજ સાથે અન્યાન્ય સાર્વજનિક અને અન્યધર્માવલંબિયોનાં ધર્મકાર્યોમાં પણ અખૂટ ધનવ્યય કર્યો છે. તેમણે ૧૮૯૬૦૦૦૦૦ શત્રુંજયમાં, ૧૨૮૦૦૦૦૦૦ ગિરિનારમાં, અને ૧૨૫૩૦૦૦૦૦ રૂપિયા આ

**આબૂ** ઉપર કેવળ લૂણુવસહિમાંજ વ્યય કર્યા છે. તદુપરાન્ત સવા લાખ જિન મૂર્તિઓના નિર્માણમાં, નવસો ચૌરાશી પૌષધશાળાઓ બનાવવામા, કેટલાયે સમવસરણની રચનામાં, કેટલીયે બ્રહ્મશાળાઓ બનાવવામા, કેટલીક દાનશાળાઓમાં, મઠ, માહેશ્વર મંદિર, જૈન મંદિરો, તળાવો, વાવડિયો, કિલાઓ વિગેરે વિગેરે બનાવવામા અબજો રૂપિયાનો વ્યય કર્યો હતો. વળી તેમણે કેટલાંયે પ્રાચીન મંદિરોના જીર્ણોદ્ધારો કરાવ્યા, અને કેટલાક પુસ્તકભંડારો પણ નિર્માણ કરાવ્યા. '**તીર્થકલ્પ**'ના કથન પ્રમાણે તેમનાં મ્હોટાં મ્હોટાં કાર્યોની જે કંઇ નોધ મળી શકે છે, તે ઉપરથી એમણે આવાં મ્હોટાં કાર્યોમા ૩૦૦૮૪૧૮૦૦૦નો લગભગ ધનવ્યય કર્યો છે.|

આટલો ધનવ્યય ખરેખર આપણને આશ્ચર્ય પમાડે છે.

'**વસ્તુપાલ-ચરિત્ર**'થી આપણને એ પણ માલૂમ પડે છે કે તે સ્વયં ધુરંધર વિદ્વાન્ પણ હતા. જેવી રીતે કે હું પહેલો કહી ચૂકયો છું. તેમણે ( વસ્તુપાલે ) સંસ્કૃતના જે ગ્રંથો બનાવ્યા છે, એમાં नरनारायणानदकाव्यम्, आदिनाथमनोरथमयं स्तोत्रम् અને वस्तुपालसूक्तय । આ ગ્રંથો ઉપલબ્ધ થાય છે. ( આ ત્રણે ગ્રંથો 'ગાયકવાડ ઓરિયેંટલ સિરિઝ વડોદરા'માં પ્રકાશિત થયા છે. )

આવી રીતે વિદ્વાન્ હોઇ કરીને તેઓ વિદ્વાનોની કદર પણ ખૂબ કરતા. કેટલાયે વિદ્વાનોને હજારો, બલ્કે લાખો રૂપિયા તેમણે સત્કારમાં આપ્યાનાં પ્રમાણ મળે છે. તેમના સમકાલીન

અને તે પછીના કેટલાયે જૈન અજૈન વિદ્વાનોએ તેમની વિદ્વત્તા, ઉદારતા અને દાનશીલતાની મુક્તકંઠે પ્રશંસા કરી છે. તેમના પ્રશંસક વિદ્વાનોમાં **સોમેશ્વરકવિ, અરિસિંહકવિ, હરિહર, મદન, દામોદર, અમરચંદ્ર, હરિભદ્રસૂરિ, જિનપ્રભસૂરિ, યશોવીરમંત્રી** અને **માણિકચંદ્ર**-આદિ મુખ્ય છે. તેમણે કરેલી સ્તુતિના કંઇક નમૂના આ છે.—

એક દિવસ **સોમેશ્વરકવિ** વસ્તુપાલના મકાને ગયા. વસ્તુપાલે આદરપૂર્વક ઉત્તમ આસન આપ્યું. **સોમેશ્વર** આસન પર નહિં બેસતાં કહે છેઃ—

" अन्नदानैः पय पानैर्धर्मस्थानैश्च भूतलम् ।
यशसा वस्तुपालेन रुद्धमाकाशमण्डलम् ॥ "

આમ સ્તુતિ કરી કવિએ કહ્યું—" એટલા માટે સ્થાનાભાવથી હું બેસી શકતો નથી." વસ્તુપાલે પ્રસન્ન થઇ નવહજાર રૂપિયા ઇનામમાં આપ્યા.

આવીજ રીતે **સોમેશ્વરે** બીજા સ્થળે પણ કહ્યું છેઃ—

" इच्छासिद्धिममुञ्चत सुरगणे कल्पद्रुमे स्थीयते
पाताले पवमानभोजनजने कष्ट प्रणष्टो बलि ।
नीरागानगमन् मुनीन् सुरभयश्चिन्तामणिः क्वाप्यगात्
तस्मादर्थिकदर्थनां विषहतां श्रीवस्तुपाल· क्षितौ ॥

( उपदेशतरङ्गिणी )

વિજયજી એક નવીન વાત પ્રકાશિત કરે છે. તેઓનું કથન છે કે ' ભગવાન મહાવીર સ્વામી પોતાની છદ્મસ્થાવસ્થામાં (સર્વજ્ઞ થવા પહેલાં) અર્બુદભૂમિમાં વિચર્યા હતા. ' ઇતિહાસજ્ઞોને માટે આ વાત ખાસ વિચારણીય છે. અત્યાર સુધીની શોધ ઉપરથી એમજ જણાયું છે કે આ મરૂભૂમિમાં ભગવાન મહાવીર સ્વામી કયારે પણ પધાર્યા ન્હોતા. હવે જે શિલાલેખના આધારે ગ્રંથકાર આ અભિપ્રાય પ્રકટ કરે છે, એના ઉપર–એની મન્યતા ઉપર વિશેષ પરામર્શ અને શોધખોળ કરવાની આવશ્યકતા છે.

બીજી બાબત એ છે કે ગ્રન્થકારે ' આબૂ ' ઉપર સ્થિરતા કરીને એક કુશલ ફોટોગ્રાફર મારફત ખાસ ખાસ પસંદગીના સારામાં સારા ફોટા લેવરાવ્યા અને તે આ પુસ્તકમાં આપ્યા છે. આજ ફોટાઓનું એક સુંદર આલ્બમ થોડા થોડા પરિચય સાથે, પુસ્તકના પ્રકાશક તરફથી બહાર પાડવાની ગોઠવણ થાય, તો તે કાર્ય ઘણું આદરપાત્ર થશે. કારણ કે આબૂ પરના ફોટાઓનો આટલો સંગ્રહ આજસુધી કોઇએ પણ નથી કર્યો.

એ જાણીને ખરેખર ખુશી ઉત્પન્ન થાય છે કે જેવી રીતે ' આબૂ ' પુસ્તકની ' ગુજરાતી ' અને ' હિંદી ' આવૃત્તિ નિકળી ચૂકી છે. એવીજ રીતે આનો અંગ્રેજી અનુવાદ પણ તૈયાર થઇ રહ્યો છે. અને ' આબૂ 'ના શિલાલેખોનો પણ એક ભાગ તો છપાઇ રહ્યો છે. ગ્રંથકારના ' કિંચિદ્વક્તવ્ય 'માં કહેવા પ્રમાણે ' આબૂ ' પહાડની નીચેના જે જે ગામો અને

સ્થાનોથી તેમણે શિલાલેખોનો સંગ્રહ કર્યો છે, એનો, અને " આબૂ " સંબંધી પ્રાચીન કલ્પ, સ્તોત્ર, સ્તવન વિગેરેનો પણ એક ભાગ વિગેરે મળીને કુલ છ ભાગો ' આબૂ ' સંબંધી પ્રકાશિત થશે. કેટલી ખુશીની વાત છે ? કેટલું પ્રશંસનીય કાર્ય છે ! ખરેખર શ્રીમાન્ જયન્તવિજયજીનો આ પ્રયત્ન એક ભગીરથ પ્રયત્ન છે. તેમના આ ભાગો નિકળવાથી ન કેવળ " આબૂ " નાજ વિષયમાં, પરન્તુ બીજી પણ અનેક ઐતિહાસિક બાબતો ઉપર ઘણોજ પ્રકાશ પડશે. ગુરૂદેવ, મુનિરાજશ્રી જયન્તવિજયજીની આ કામના પૂર્ણ કરે, એજ અંતઃકરણથી હું ચાહું છું.

પ્રાન્તે—મુનિરાજશ્રીના પ્રયત્નની જેટલી તારીફ કરવામાં આવે તેટલી થોડી છે. તેમનો પ્રયત્ન એ અદ્દ્ભુત પ્રયત્ન છે. એમાં ન કેવળ જૈનધર્મનું, બલ્કે આખા રાષ્ટ્રનું ગૌરવ છે. પુનઃ પણ એજ ઇચ્છતો, કે ગુરૂદેવ, ગ્રંથકારનાં આગામી કાર્યો બહુ જલદી બહાર પાડવાનું સામર્થ્ય સમર્પે, આ ' વકતવ્ય 'ને પુરૂં કરૂં છું.

છોટા સરાફા<br>ઉજ્જૈન<br>કાર્તિક સુદિ ૧૫, ૨૪૫૯<br>ધર્મ સં. ૧૧

**વિદ્યાવિજય.**

## વિષયાનુક્રમ



4

# ક ચિત્રસૂચી ક

॥ जगत्पूज्य–श्रीमद्विजयधर्मसूरिगुरुभ्यो नमः ॥

# આબૂ



नत्वा तं श्रीजिनेन्द्राद्यं निष्कोषहतकर्मकम् ।
धर्मसूरिगुरुं मुख्यं स्मृत्वा जैनीं तथा गिरम् ॥१॥
वर्णनमर्बुदाद्रेर्हि जगन्नेत्रहिमद्युतेः ।
किञ्चिल्लिखामि नामूलं लोकोपकारहेतवे ॥२॥ (युग्मम्).

હિંદુસ્તાનમાં જ નહિં બલ્કે યૂરોપ અમેરિકા આદિ દેશોમાં પણ પોતાની અત્યંત રમણીયતા અને દેલવાડાનાં સુંદર શિલ્પકળાવાળાં જૈન મંદિરોને લીધે આબૂ સુપ્રસિદ્ધ

હોવાથી તેનું વર્ણન લખવું તે પિષ્ટપેષણ કરવા જેવું છે, અને તેથીજ વધારે ન લખતા ટુંકમાં માત્ર એટલું જ કહેવાનું કે આબૂ પહાડ–૧–૨ દેલવાડા અને અચલગઢનાં જૈન-મંદિરો, ૩ ગુરૂશિખર, ૪ અચલેશ્વર મહાદેવ, ૫ મંદાકિની કુંડ, ૬ ભર્તૃહરિની ગુફા, ૭ ગોપીચંદજીની ગુફા, ૮ કોટેશ્વર ( કનખલેશ્વર ) મહાદેવ, ૯ શ્રીમાતા ( કન્યાકુમારી ), ૧૦ રસીઆ વાલમ, ૧૧ નલગુફા, ૧૨ પાંડવગુફા, ૧૩ અર્બુદાદેવી ( અધરદેવી ), ૧૪ રઘુનાથજીનું મંદિર, ૧૫ રામઝરૂખો, ૧૬ રામકુંડ, ૧૭ વશિષ્ઠાશ્રમ, ૧૮ ગૌમુખીગંગા, ૧૯ ગૌતમાશ્રમ, ૨૦ માધવાશ્રમ, ૨૧ વાસ્થાનજી, ૨૨ ક્રોડીધજ, ૨૩ હૃષીકેશ, ૨૪ નખી તલાવ, ૨૫ ક્રેગ્રુઝ્ પૉઇંટ (ગુરુ ગુફા) વગેરે વગેરે તીર્થો ( જેનું વર્ણન આગળ "હિંદુ તીર્થો અને દર્શનીય સ્થાનો" નામના છેલ્લા પ્રકરણમાં આપવામાં આવશે.) ને લીધે પ્રાચીનકાળથી જેમ જૈન, શૈવ, શાક્ત, વૈષ્ણવો વગેરેને માટે પવિત્ર અને તીર્થસ્વરૂપ છે, તેમ પોતાની રમણીયતા અને આરોગ્યતાનાં સાધનોને લીધે યુરોપીયનો અને દેશી રાજા–મહારાજાઓને પણ સંપૂર્ણ આનંદદાયક છે. ભોગીઓને માટે ભોગનું સ્થાન છે, તેમજ યોગીઓને માટે યોગ સાધવાનું સ્થાન છે. જડી, બૂટી અને ઔષધિઓનો ભંડારછે. તથા કુદરતી ઝાડી, જંગલ, નદી, નાળાં અને ઝરણાં વગેરેથી અતિ સુશોભિત છે. પગલે પગલે આંબા, કરમદા આદિ અનેક પ્રકારનાં ફળોનાં ઝાડો; તેમજ ચંપો, મોગરો આદિ ફુલોનાં ઝાડો લોકોના મનને રંજિત કરી રહ્યાં છે. તેમજ ઠેકાણે ઠેકાણે વાવ, કુ

તલાવ, સરોવર, કુંડ, ગુફાઓ વગેરે દશ્યો આનંદ આપી રહ્યાં છે.[1]

ઉપર્યુક્ત શિલ્પકળાનો આદર્શ રજુ કરતાં તીર્થો વગેરે અને વિવિધ વનસ્પતિ આદિ કુદરતી શોભાને લઇને આબૂ પહાડ, સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ અને પવિત્ર તીર્થસ્વરૂપ ગણાય તો તેમાં આશ્ચર્ય જેવું શું છે ? આબૂ એ પ્રાચીન અને પવિત્ર સ્થાન છે. અહિં પહેલાં અનેક ઋષિ-મહર્ષિઓ આત્મ-કલ્યાણ માટે-આત્મશક્તિઓના વિકાસને માટે અનેક પ્રકારની તપશ્ચર્યા અને ધ્યાન કરતા હતા. આજકાલ પણ અહિં ઘણા સાધુ-સંતો જોવામાં આવે છે, પરંતુ તેમાંનો ઘણો ભાગ તો બાહ્યાડંબરી, ઉદરપૂર્તિ અને યશઃકીર્તિનો લાલચુ જણાય છે. અમો ગુફાઓ જોવા ગયા ત્યારે અમે અમારી નજરે જોયું છે કે બે-ચાર ગુફાઓની અંદર, જેઓને યોગી, ધ્યાની અને ત્યાગીનો ડોળ કરીને બેઠેલા જોયા હતા, તેઓ બીજે સમયે આબૂકેંપની બજારમાં પાનવાળાની દુકાને બેસીને ગપ્પા હાંકતા, પાન ચાવતા અને જ્યાં ત્યાં રખડતા જોવામાં આવ્યાં હતા. અત્યારે આત્મકલ્યાણ કરવા સાથે પરોપકાર કરવાની ભાવનાવાળા સાચા સાધુ-મહાત્માઓ તો બહુ જ અલ્પ દેખાય છે. આબૂ ઉપર તેરમા સૈકામાં બાર ગામ વસેલાં હતાં. આજ-કાલ પણ આશરે બાર-ચૌદ ગામો વસેલાં છે.[2] દન્તકથા છે કે આબૂ ઉપર ચડવા-ઉતરવાને માટે રસીયા વાલમે બાર પાજ (રસ્તા) બાંધી હતી.[3] + હિંદુસ્તાનની અંદર દક્ષિણમાં

---

+ " હિંદુ તીર્થો અને દર્શનીય સ્થાનો " નામના છેલ્લા પ્રક-

નીલગિરિથી લઈને ઉત્તરમાં હિમાલયની વચ્ચે જેના ઉપર ગામો વસેલાં હોય એવો ઉંચામાં ઉંચો કોઈ પણ પહાડ હોય તો તે આ આબૂ પર્વત જ છે.[૪] આબૂની ઉપરની લંબાઈ અત્યારે બાર માઈલ અને પહોળાઈ બેથી ત્રણ માઈલની છે. સમુદ્રની સપાટીથી આબૂકેંપના બજાર પાસેની ઉંચાઈ ૪૦૦૦ ફુટની અને ગુરૂશિખરની ઉંચાઈ ૫૬૫૦ ફુટની છે; અર્થાત્ આબૂ ઉપર સૌથી ઉંચામાં ઉંચું સ્થાન ગુરૂશિખર છે. આબૂ ઉપર ચડનાર યુરોપીયનોમાં કર્નલ ટૅાડ સાહેબ સૌથી પહેલા છે.[૫]

અહિં પહેલાં વશિષ્ઠ ઋષિ તપશ્ચર્યા કરતા હતા. તેમના અગ્નિકુંડમાંથી પરમાર, પડિહાર, સોલંકી અને ચૌહાન એ નામના ચાર પુરૂષો ઉત્પન્ન થયા. તેઓના વંશજોની એજ નામની ચાર શાખાઓ થઈ એમ રાજપુતો માને છે.[૬]

આબૂ ઉપર સંવત્ ૧૦૮૮ માં વિમળશાહે જૈનમંદિરો બંધાવ્યાં, તે વખતે જો કે બીજાં કોઈ પણ જૈનમંદિરો અહિં વિદ્યમાન નહોતાં, પરંતુ પ્રાચીન અનેક ગ્રંથોથી જણાય છે કે-શ્રીમહાવીરસ્વામીથી ૩૩મી પાટે થએલા શ્રીવિમલચંદ્ર-સૂરિના શિષ્ય, વડગચ્છ (વૃદ્ધગચ્છ) ના સ્થાપક શ્રીઉદ્દ્યોતન-સૂરિ અહિં વિ૦ સંવત્ ૯૯૪ માં યાત્રા કરવા માટે પધાર્યા હતા. તેથી તે વખતે અહિં જૈનમંદિરો હોવાનું સંભવી શકે છે. સંભવ છે કે તે પછીના ૯૪ વર્ષના અંતરમાં તે જૈનમંદિરો

---

રણમાં (૧૩-૧૪) કન્યાકુમારી અને રસીયા વાલમના વર્ણનની નીચેની ફુટનોટ જુઓ.

સ્થાપી ખાડો પૂર્યો અને અર્બુદ સર્પ પણ પહાડની નીચે ત્યાજ રહેવા લાગ્યો[૧૦] ( કહેવાય છે કે તે અર્બુદસર્પ છ છ મહીને પડખુ ફેરવે છે તેથી આબૂ ઉપર છ છ મહીને ધરતીકપ થાય છે[૧૧] ) આ ઉપરથી જ આના અર્બુદ અને નદિવર્ધન નામ પડ્યા હશે એમ જણાય છે, પરતુ તે નદિવર્ધન પહાડ અર્બુદ સર્પદ્વારા ત્યા આવ્યો તે પહેલા પણ આ ભૂમિ પવિત્ર હતી એ તો ચોકક્સ વાત છે કેમકે તે પહેલા પણ અહિ ઋષિઓ તપ કરતા હતા, એમ ઉપર કહેવામા આવ્યુ છે, માટે આબૂ પહાડ ઘણો પ્રાચીન અને પવિત્ર છે તેમા જરા પણ સ દેહ જેવુ નથી

રસ્તા.

રાજપુતાના-માળવા રેલ્વે ચાલુ થયા પહેલા આબૂ ઉપર ચડવા માટે પશ્ચિમ તરફથી અણાદરાનો, અને પૂર્વ તરફથી ખરાડી-ચંદ્રાવતીનો, આ બે રસ્તા મુખ્ય હતા અણાદરા, સિરોહી સ્ટેટનુ પ્રાચીન ગામ છે, અને ૨ આગરાથી જયપુર, અજમેર, બ્યાવર, એરણપુરા, સિરોહી ડીસાકેપ થઈને અમદાવાદ જનારી પાકી સડકના કિના ઉપર આવેલુ છે * અહિ શ્રીમહાવીરસ્વામીનુ પ્રાચીન મદિ જૈનધર્મશાળા અને પોસ્ટ ઓફિસ વગેરે છે આબૂર

* આ સડક અંગ્રેજ સરકારે સન ૧૮૭૧ થી ૧૮૭૬ની વ કરાવી કે સિરોહી રાજ્યની હદમા આ સડક અત્યારે તદ્દન ઉ થઇ ગઇ છે અને કેટલેક ઠેકાણે તો સડકનુ નામોનિશાન પણ રહ્યુ ફક્ત માઇલના પથ્થરો લાગેલા જરૂર છે

( ખરાડી )થી આબૂકેંપ સુધી પાકી સડક થતાં અણાદરા તરફનો રસ્તો ગૌણ–અમુખ્ય થઇ ગયો છે, તો પણ સિરોહી સ્ટેટ અને આસપાસના ગામોના લોકોને માટે આ જ રસ્તો વધારે અનુકુળ છે. આબૂકેંપના લોકો માટે દુધ, ઘી, શાક વગેરે લગભગ આ રસ્તેથી જ હમેશાં ઉપર ચડે છે અને તેથી આ રસ્તો પણ બરાબર ચાલુ જ છે. અણાદરા ગામથી કાચે રસ્તે ૧॥ માઇલ પૂર્વ તરફ જવાથી સિરોહી સ્ટેટનો ડાક બંગલો આવે છે; ત્યાંથી અરધા માઇલ ઉપર આબૂની તલાટી × આવે છે. ત્યાંથી ત્રણ માઇલ ઉપર ચડવાનું છે. ચડવા માટે સાંકડી અને ચક્કર ખાતી સડક ( કાચી સડક જેવી ) બનેલી છે કે જેનાં ઉપર, માલ લાદેલાં બળદ, પાડા, ઘોડાં વગેરે આસાનીથી ચડી શકે છે. અધવચ્ચે દેલવાડા જૈન કારખાના તરફથી બેસાડેલી એક પાણીની પરબ આવે છે, રસ્તા ઉપર કોઇ કોઇ ઠેકાણે ભીલોનાં છાપરાં પણ આવે છે. ઝાડી–જંગલ ઘણું હોવાથી કુદરતી દૃશ્ય બહુ રમણીય લાગે છે. ઉપર ચડયા પછી ત્યાંથી આબૂકેંપની બજાર ૧॥ માઇલ અને દેલવાડા ૨ માઇલ થાય છે. પાકી સડકો છે. સીધા દેલવાડા જનારે નખીતલાવ અને કુબર પાસે થઇને દેલવાડાની સડકે ચડી દેલવાડા જવું.

બીજો રસ્તો છે આબૂરોડ ( ખરાડી ) તરફનો.

સિરોહીના મહારાવ શિવસિંહજીએ સંવત્ ૧૯૦૨

× યાત્રાળુઓની સગવડતા માટે અહિં હાલમાંજ એક જૈન ધર્મશાલા બાંધવાનું કામ શરૂ થયું છે. દેલવાડા જૈન કારખાના તરફથી અહિં પણ એક પાણીની પરબ છે.

(સન્ ૧૮૪૫) માં આબૂ ઉપર અંગ્રેજ સરકારને ૧૫ શરતોથી સેનેટેરીયમ (સ્વાસ્થ્યદાયક સ્થાન) બનાવવા માટે જમીન આપી એટલે ત્યાં સરકારે છાવણી નાંખી. ત્યારપછી ખરાડીથી આબૂકેંપ સુધી ૧૭॥ માઇલની પાકી સડક બની.

તા. ૩૦ ડીસેંબર સન્ ૧૮૮૦ ને દિવસે રાજપુતાના માળવા રેલ્વે ખુલ્લી મુકાઇ, તેમાં ખરાડી (આબૂરોડ) સ્ટેશન થયું, ત્યારથી આ રસ્તો વિશેષ ચાલુ થયો. આ સડક થયા પહેલાં ચાલુ રસ્તાઓ બહુ વિકટ હતા. હાથી, ઘોડા અને બળદો ઉપર લાદીને સામાન ઉપર ચડાવવામાં આવતો. દંતકથા છે કે દેલવાડાના જૈન મંદિરોના મોટા મોટા પથ્થરો હાથીઓ ઉપર લાદીને ચડાવવામાં આવતા હતા.[૧૨] સડક બની જવાથી તે મુશ્કેલી હવે નથી રહી. જો કે અહિં બળદ ગાડીઓ પ્રાયઃ રાત્રે ચાલતી હોવાથી ચોકીદાર લેવો પડે છે, પરંતુ દિવસે જરા પણ ભય જેવું નથી.

ખરાડી ગામમાં અજીમગંજ નિવાસી શ્રીમાન્ બાબુ બુદ્ધિસિંહજી દુધેડીયાની બંધાવેલી એક વિશાળ જૈન ધર્મશાળા છે, જેમાં એક દેરાસર પણ છે. મુનીમ રહે છે, યાત્રાળુઓને સર્વ પ્રકારની સગવડ છે. જૈનધર્મશાલાની પાછળ હિંદુઓ માટે એક નવી ધર્મશાળા થઇ છે. હિંદુઓ માટે તે સિવાય બીજી પણ ધર્મશાળાઓ છે.

આબૂરોડથી સાડાચાર માઇલ દૂર આબૂકેંપની સડકે માઇલ નંબર ૧૩-૨ પાસે "શાંતિ-આશ્રમ" નામની સાર્વજનિક એક

જૈનધર્મશાલા હાલમા બની રહી છે, જેનો લાભ તમામ મુસાફરો લઇ શકશે.

આબૂરોડથી લગભગ ૧૪ માઇલ ઉપર ચડતાં એક જૈન ધર્મશાળા આવે છે, તે આરણા નામક ગામમાં આવેલી હોવાથી 'આરણા તલેટી' ના નામથી ઓળખાય છે. ત્યાં સાધુ-સાધ્વીઓ અને યાત્રાળુઓ રાત રહી શકે છે, યાત્રાળુ માટે સર્વ પ્રકારની સગવડ છે અહિં જૈન યાત્રાળુઓને ભાતું અને બીજાઓને ચણા અપાય છે, અહિંની દેખરેખ અચલગઢ જૈનમંદિરોના કારખાનાવાળા રાખે છે

આબૂકેમ્પ એક માઇલ બાકી રહે છે ત્યાંથી (ઢૂંઢાઇ ચોકી પાસેથી) દેલવાડા સુધીની બે માઇલની સીધી એક નવી સડક મહારાજા સિરોહી, મહારાજા અલવર, જૈન સંઘ અને ગવર્નમેન્ટની સહાયતાથી થોડા સમયથી બની છે, તેથી હવે આબૂકેંપ ગયા વિના પણ સીધા ઠેઠ દેલવાડા સુધી વાહનો જઇ શકે છે. આ નવી સડક નહોતી બની ત્યારે જૈન યાત્રાળુઓને ઘણુંજ કષ્ટ સહન કરવું પડતું. દેલવાડા જનારાઓને આબૂકેપ સુધી જવા નહોતા દેતા. તેથી ટાંગા અને બેલગાડીઓવાળા નવી સડક નીકળી છે એજ ઠેકાણે જંગલમાં યાત્રાળુઓને ઉતારી દેતા, મજુરો પણ વખત પર મળતા નહિં. યાત્રાળુઓને ૧॥ માઇલ સુધી સામાન ઉપાડી, પગે ચાલીને પહાડી રસ્તાથી જવું પડતું. એ વિટંબનાનો આ પંક્તિઓના લેખકે પણ અનુભવ કરેલો છે. પરંતુ આ નવી સડક થવાથી તે વિટંબના હવે રહી નથી.

આ બે રસ્તાઓ સિવાય આબૂની આસપાસના ચારે તરફના ગામોથી આબૂ ઉપર ચડવા માટે ખુશ્કી ( પગદંડીના ) રસ્તા ઘણા છે, પરંતુ તે રસ્તેથી ભોમીઓ અને ચોકીદાર લીધા વિના જવું–આવવું ભયભરેલું છે. ખાસ કરીને જંગલમાં રહેનારા ભીલ વગેરે લોકો પણ હથીઆર લીધા વિના આવા રસ્તાથી જતા–આવતા નથી.

આબૂકેંપની આસપાસ ચારે તરફ અને આબૂકેંપથી દેલવાડા થઇને અચલગઢ સુધી પાકી સડકો બનેલી છે.

## વાહનો.

આબૂરોડ ( ખરાડી )થી આબૂ પર્વત ઉપર ચડવા માટે વાહનો ચલાવવાનો અંગ્રેજ સરકાર તરફથી ઠેકો અપાએલો છે, તેથી ઠેકેદાર સિવાય બીજો કોઇ ભાડા માટે વાહનો ચલાવી શકતો નથી. હમેશાં દિવસમાં બે વાર સવાર–સાંજ ભાડાની મોટરો આબૂ પહાડ ઉપર નિયમિત આવજાવ કરે છે, તેને માટે ચોવિશ કલાક પહેલાં આબૂરોડ અને આબૂકેંપમાં ઠેકેદારની ઓફીસમાં ખબર આપવાથી ફર્સ્ટ, સેકન્ડ યા થર્ડ કલાસની સવારીઓ મેળવી શકાય છે. કદાચ જો મોટરમાં જગ્યા હોય છે તો તુરત પણ સવારી મળી શકે છે. તે સિવાય સ્વતંત્ર મોટર અથવા બળદ ગાડીઓ માટે ચોવિશ કલાક પહેલાં, ઉતરવા માટે આબૂકેંપમાં અને ચડવા માટે ખરાડીમાં ઠેકેદારની ઓફીસમાં ખબર આપવાથી મળી શકે છે. ભાડાનો ચાર્જ સરકારે નક્કી કરેલો છે. યાત્રાળુ પાસેથી થર્ડ કલાસના ઉપર ચડવાની ટીકીટના રૂા. ૧॥। અને ટોલટેક્સ રૂા. ૦। મળીને

રૂા. ૨) લેવાય છે. ત્યારે આબૂપહાડ પર રહેનાર પાસેથી (તેનો ટોલટેકસ માફ હોવાથી) રૂા. ૧॥ લેવાય છે. ઉપરથી નીચે આવનાર દરેક પાસેથી રૂા. ૧॥ લેવાય છે. આવવા જવાની રીટર્ન ટીકીટના રૂા. ૩॥= લ્યે છે. આ ટીકીટ એક મહીના સુધી ચાલી શકે છે. આબૂકેંપથી દેલવાડા સુધી જવાના કે આવવાના બાર માણસના ત્રણ રૂપીયા મોટર ચાર્જના ઠેકેદાર લ્યે છે. બાર માણસથી ઓછા હોય તો પણ પુરા ત્રણ રૂપીયા આપવા પડે છે.

દેલવાડાથી અચલગઢ જવા માટે બેલગાડીઓ અને ઘોડાં ઠેકેદાર મારફત ભાડાથી મળે છે. જેનો ઠેકો સિરોહીસ્ટેટ તરફથી અપાયેલો છે. અને ભાડાનો ચાર્જ પણ નક્કી કરેલો છે. તેમજ આબૂ ઉપરનાં હરકોઇ સ્થાનોમાં ફરવા-જોવા જવા માટે રિકસા (માણસ ગાડી)ઓ પણ ભાડાથી મળે છે.

અણાદરાના રસ્તાથી આબૂ ઉપર ચડવા માટે અણાદરા ગામમાંથી ભાડાથી ઘોડાં મળી શકે છે. આ રસ્તે સડક સાંકડી અને કાચી છે તેથી ઘોડાં સિવાય બીજાં કોઇ વાહનો ઉપર જઇ શકતાં નથી, અહિં ભાડાનાં વાહનો માટે સ્ટેટ તરફથી ઠેકો નથી. ઉપર પ્રમાણે વાહનોનો ઠેકો આપવાના હેતુમાં સરકાર અને સ્ટેટ તરફથી એમ જણાવવામાં આવે છે કે-" મેળા આદિ હરકોઇ પ્રસંગે યાત્રાળુઓને જોઇએ તેટલાં વાહનો અને તે પણ ચોક્કસ બાંધેલા રેટથી જ મળી શકે. " તે ખરી વાત છે, પણ એની સાથે પોતાની ઉપજ વધારવાનો હેતુ પણ અવશ્ય તેમાં સમાએલો છે. યાત્રાળુઓના હિતનો સાચો હેતુ તો ત્યારે જ કહી શકાય કે ઠેકેદાર પાસેથી સરકાર કે સ્ટેટ કાંઇ પણ

રકમ ન લેતાં યાત્રાળુઓને સસ્તા ભાડાથી વાહનો મળવાનો બંદોબસ્ત કરી આપે.

## યાત્રા ટેક્સ ( મુંડકું )

દેલવાડા, અચલગઢ, ગુરૂશિખર, અધરદેવી અને વશિષ્ઠાશ્રમની યાત્રા નિમિત્તે અથવા તો જોવા માટે આવનારા તમામ મનુષ્યો પાસેથી સિરોહી સ્ટેટ તરફથી પ્રત્યેક મનુષ્ય દીઠ ( માથા દીઠ ) રૂા ૧-૩-૯ યાત્રા-ટેક્સ ( મુંડકું ) લેવામા આવે છે. ઉપર લખેલા પાચ સ્થાનોમાથી કોઇ પણ એક સ્થાનની યાત્રા કરવા કે જોવા ઇચ્છનારને પણ પુરૂં મુંડકું આપવું પડે છે. એક વખત મુંડકું ભરવાથી પછી તે આબૂ ઉપરનાં દરેક તીર્થોની યાત્રા કરી શકે છે. આબૂકેંપમા રહેનાર એક વખત મુંડકું ભરવાથી એક વર્ષ સુધી બધે ઠેકાણે યાત્રા કરી શકે છે.

નીચે લખેલા મનુષ્યોનું મુંડકું માફ છે.

૧ તમામ યુરોપીયનો અને એંગ્લો ઇંડીયનો.

૨ રાજપુતાનાના મહારાજાઓ અને તેમના કુમારો.

૩ સાધુ, સંન્યાસી, ફકીર, બાવા, સેવક અને બ્રાહ્મણો વગેરે સોગન ખાઇને કહે કે-મારી પાસે પૈસા નથી તે.

૪ સિરોહી સ્ટેટની તમામ રૈયત.

૫ ત્રણ વરસની ઉમ્મર સુધીનાં બધાં બાળકો.

ચોકી, વળાવા મુંડકા સંબંધી એક જાહેરનામું સિરોહી

સ્ટેટ તરફથી સં૦ ૧૯૩૮ ના માહ શુદિ ૯ ને દિવસે બહાર પડેલું. ત્યારબાદ તેમાં થોડો ઘણો ફેરફાર કરીને લગભગ ઉપરની મતલબવાળું એક જાહેરનામું તા. ૧–૬–૧૯૧૮ ને દિવસે બહાર પડયું છે. મુંડકાના હુકમો સંબંધી અન્તમાં પરિશિષ્ટમાં જૂઓ.

અણાદરાથી આબૂ ઉપર જનારા યાત્રાળુઓ પાસેથી નિંબજના ઠાકોર સાહેબ પ્રત્યેક મનુષ્ય દીઠ ૦–૩–૬ મુંડકાના લ્યે છે. અહિં જેણે મુંડકું લેયું હોય તેની પાસેથી આબૂ ઉપર રૂ. ૧–૦–૩ લેવામાં આવે છે.

આબૂ ઉપર જતાં કે આવતાં જે યાત્રાળુઓ અણાદરામાં રાત રહે છે તેમની પાસેથી એકથી પાંચ માણુસના ચાર આના, છ થી દશ માણસના આઠ આના, એ રીતે પ્રત્યેક પાંચ માણસે ચાર આના નિંબજના ઠાકોર સાહેબ ચોકી તરીકે લ્યે છે.

મુંડકાની ટીકીટો આબૂરોડ સ્ટેશન પર મોટરમાં બેસતાં જ સ્ટેટનો નાકેદાર ત્યાં હાજર રહીને આપે છે, તે મુંડકા ટીકીટ રૂ. ૧–૩–૬ ની હોય છે. સદર ટીકીટ દેલવાડા પહોંચ્યા પછી દેલવાડાનો નાકેદાર પાછી લઇને એક પૈસાની બીજી ટીકીટ આપે છે. આબૂરોડ ઉપર જેણે ટીકીટ ન લીધી હોય તેને દેલવાડામાં નાકેદાર પાસેથી રૂ. ૧–૩–૯ ભરીને ટીકીટ લેવી પડે છે. એ રીતે રાજ્ય રૂ. ૧–૩–૯ મુંડકાની લ્યે છે.

થોડાં વર્ષો પહેલાં એ ટીકીટો પર "ચોકી વળાવા બદલ મુંડકું" એવા શબ્દો હોવાનું અમોને યાદ આવે છે, પણ તેમાં થોડો સમય થયાં એ શબ્દો કાઢી નાખી "મુંડકા ટીકીટ"

શબ્દો જ રાખેલા છે. પહેલા સંવત ૧૯૩૮ ના હુકમ પ્રમાણે જુદાં જુદાં તીર્થસ્થાનો માટે જુદી જુદી થોડી થોડી રકમ લેવાતી હતી. પાછળથી તે બધી રકમને ભેગી કરીને એક આકડો કર્યો હોય અને તેમાં થોડી રકમ બીજી પણ મેળવી દીધી હોય તેમ જણાય છે. પરિણામે ગમે તે એક જ તીર્થસ્થાનની યાત્રા કરનારને પણ બધાં તીર્થસ્થાનોના વળાવા મુંડકાની કુલ રકમ આપવી પડે છે, પછી તે માણસ બધાં તીર્થસ્થાનોમાં જાય કે ન જાય.

મુંડકા માફીની કલમ ચોથી પ્રમાણે સિરોહી સ્ટેટની તમામ રૈયતનું મુંડકું માફ થએલું હોવા છતાં તેઓની પાસેથી પણ અત્યારે રૂ. ૦–૬–૬ માણસ દીઠ લેવામાં આવે છે.

સિરોહીના વર્તમાન મહારાવના પૂર્વજ, ચૌહાણ મહારાવ લુંભાજીના આ જૈન મંદિરો, તેના પૂજારીઓ અને તેની યાત્રાએ આવનારા યાત્રાળુઓ પાસેથી કોઇ પણ જાતનો કર–ટેક્સ નહિ લેવા સંબંધીના સં. ૧૩૭૨ના બે અને સં. ૧૩૭૩નો એક એમ ત્રણ શિલાલેખો વિમલવસહીમાં મૌજુદ છે કે જેમાં આ હુકમને તેમના વંશ વારસદારોને પણ કબુલ રાખવા માટેનું ફરમાન છે. તેમજ એજ મતલબનો મહારાજાધિરાજ સારંગદેવ કલ્યાણના રાજ્યમાં વિસલદેવનો સં. ૧૩૫૦ નો, મહારાણા કુંભાજીનો સંવત્ ૧૫૦૬ નો અને પિત્તલહર મંદિરનો કર માફ કરવાં માટે રાઉત રાજધરનો સં. ૧૪૯૭ નો,+ વગેરે લેખો મૌજુદ

+ આ બધા લેખો આબૂના લેખ–સંગ્રહની અંદર પ્રસિદ્ધ કરવામાં આવશે.

હોવા છતાં કલિયુગના પ્રભાવથી કે લોભદશાથી પોતાનો ખજાનો તર કરવા માટે પોતાનાં પૂર્વજોનાં ફરમાનો ઉપર પાણી ફેરવીને આજકાલના રાજાઓ યાત્રાટેક્સ લેવા તૈયાર થયા છે એ મોટા દુઃખનો વિષય છે. ના. સિરોહીના મહારાવ આ વિષય ઉપર પોતાનું ધ્યાન ખેંચી પોતાના પૂર્વજોએ લખી આપેલાં દાનપત્રોના લેખો વાંચી યાત્રાટેક્સ–મુંડકું સર્વથા બંધ કરી તમામ પ્રજાનો આશીર્વાદ મેળવે એવી આશા રાખવી અસ્થાને તો ન જ ગણાય.

## દેલવાડા.

આબૂરોડથી ૧૮ માઇલ અને આબૂકેંપથી એક માઇલ દૂર, અત્યુત્તમ શિલ્પકળાથી અત્યંત પ્રસિદ્ધિને પામેલાં જૈન-મંદિરોથી શોભતું દેલવાડા ગામ છે, અહિં જૈન અને હિંદુ ઓનાં ઘણા દેવસ્થાનો હોવાથી આ ગામનું નામ શાસ્ત્રોમાં દેવકુલપાટક અથવા દેવલપાટક કહેલું છે.[૧૩] અહિ જૈન મંદિરો સિવાય આસપાસમા ૧ શ્રીમાતા (કન્યાકુમારી), ૨ રસીયો વાલમ, ૩ અર્બુદા દેવી–અંબિકા દેવી (જેને હાલ અધરદેવી કહે છે), ૪ મૌનીબાવાની ગુફા, ૫ સંતસરોવર, ૬ નલગુફા, ૭ પાંડવગુફા વિગેરે સ્થાનો છે તેનું વર્ણન આગળ " હિંદુતીર્થો અને દર્શનીય સ્થાનો " નામના છેલ્લા 'પ્રકરણમાં કરવામાં આવનાર હોવાથી અહિં ફક્ત જૈનમંદિરોનુંજ વર્ણન કરવું ઉચિત ધાર્યું છે.

દેલવાડા ગામની જોડાજોડ એક ઉંચી ટેકરી ઉપર વિશાળ કંપાઉંડમાં શ્વેતાંબર જૈનોનાં પાંચ મંદિરો આવેલા છે.

૧ વિમળશાહમંત્રીએ બંધાવેલું વિમળવસહી નામનું, ૨ મંત્રી વસ્તુપાલના નાના ભાઈ તેજપાલે બંધાવેલું લૂણવસહી નામનું, ૩ ભીમાશાહે બંધાવેલું પિત્તલહર નામનું, ૪ ચૌમુખજીનું ખરતરવસહી નામનું અને ૫ મું મહાવીરસ્વામીનું. આ પાંચ મંદિરોમાંથી પહેલાં બન્ને મંદિરો આરસપહાણુની ઉત્તમોત્તમ કોતરણીવાળાં છે, ત્રીજા મંદિરની અંદર પિત્તલની ૧૦૮ મણુની, પંચતીર્થીના પરિકરવાળી મૂલનાયકજીની મનોહર મૂર્ત્તિ છે, ચોથું મંદિર મૂલગભારામાં નકશીવાળું અને ત્રણ માળનું ઉંચું હોવાથી દર્શનીય છે. તેમાંના ચાર મંદિરો એકજ કંપાઉંડની અંદર છે અને ચૌમુખજીનું મંદિર સદર ( આખલી ) દરવાજાથી પેસતાં ડાબા હાથ તરફ એક જુદા કંપાઉંડમાં આવેલું છે.

કીર્ત્તિસ્તંભ ( તીર્થસ્તંભ ) પાસેનાં ડાબા હાથ તરફનાં પગથીયાંથી થોડું ઉપર ચડતાં દિગંબરી જૈનોનું એક નાનું મંદિર આવે છે, તેની પછવાડે જરા ઉંચાણુમાં એક જુદા ભાગ પર પૂજારી તથા સિપાઈઓને રહેવા માટે શ્વે૦ કારખાનાનાં બે ત્રણુ મકાનો છે.

દિગંબર જૈનમંદિરથી ઉત્તર દિશા તરફ જાળીદાર દરવાજામાં થઈને જરા ઉંચે જતાં શ્વે૦ કારખાનાનું એક મકાન આવે છે. તેની બહાર એક સાવ નાની (માત્ર એક માણુસ બેસી શકે તેવી ) ગુફા છે. તેની પાસે પીંપળના ઝાડ નીચે અંબાજીની એક ખંડિત મૂર્ત્તિ છે. તેની પાસેના રસ્તાથી થોડું ઉપર ચડતાં ચાર દેરીઓ આવે છે. આ રસ્તાથી જમણા હાથ તરફ પણુ

શ્વે૦ કારખાનાનું એક મકાન છે. આ ચાર દેરીઓમાંની ત્રણમાં જિનમૂર્ત્તિઓ છે અને એકમાં શ્રી અંબિકાદેવીની મૂર્ત્તિ છે. **આ ચાર દેરીઓને શ્રીગિરિનારની ચાર ટુંક તરીકે માનવામાં આવે છે.**

યુરોપીયનો અને રાજા મહારાજાઓ આ મંદિરોની મુલાકાત લેવા આવે છે, તેઓને વિશ્રાંતિ લેવા માટે સદર (આખલી) દરવાજા બહાર જૈન શ્વેતાંબર કારખાના તરફથી એક વેઇટીંગ રૂમ બનેલો છે. અહિં ચામડાના બુટ ઉતારીને કારખાના તરફથી રાખેલા કપડાના બુટ પહેરાવવામાં આવે છે. અગાઉ ઘણાં વર્ષોથી યુરોપીયન વિઝીટરો ચામડાના બુટ પહેરી મંદિરોમાં પ્રવેશ કરી જૈનોની લાગણીને બહુ દુખવતા હતા. ઘણો પ્રયત્ન કરવા છતાં પણ તે દુઃખ દૂર થતું નહોતું, તેથી જગત્પૂજ્ય સ્વર્ગસ્થ ગુરૂદેવ શ્રીવિજયધર્મસૂરીશ્વરજી મહારાજને ઘણું લાગી આવવાથી તેઓશ્રીએ તે સમયના રાજપુતાનાના એજંટ ટુ ધી ગવર્નર જનરલ મી. કોલવીન સાહેબની મુલાકાત લઇને તેમને સારી રીતે સમજાવીને તથા લંડનની ઇંડીયા ઓફીસના ચીફ લાઇબ્રેરીયન ડૉ. થોમસ સાહેબની લાગવગ પહોંચાડીને ચામડાના બુટ પહેરીને મંદિરની અંદર કોઇ પણ દાખલ થઇ શકે નહિ એવો ગવર્નમેંટથી હુકમ મેળવીને વિ. સં. ૧૯૭૦ થી સદાને માટે તે આશાતના દૂર કરાવી છે.

આખલી દરવાજાની બહાર સામેની બાજુમાં કારીગરો માટેનાં અને દરવાજાની અંદર કારખાનાના નોકરો-પૂજારીઓ વગેરેને રહેવા માટેનાં મકાનો છે. મંદિરોમાં જવાના મુખ્ય

દરવાજા પાસે જૈનશ્વેતાંબર કારખાનું ( પેઢી ) છે. પેઢીનું નામ **શેઠ** કલ્યાણજી **પરમાનંદ** રાખેલું છે. સામે વાસણ-ગોદડાંનું ગોદામ છે, રસ્તાની બન્ને બાજુએ કારખાનાનાં નાનાં મોટાં મકાનો છે, જેમાંના એક મકાનની ઉપરના ભાગમાં જૈન શ્વેતાંબર પુસ્તકાલય રાખેલું છે.

અહિં જૈન યાત્રાળુઓને ઉતરવા માટે બે મોટી ધર્મશાળાઓ છે, તેમાંની એક, બે મજલાની મોટી ધર્મશાળા શ્રીસંઘની બંધાવેલી છે અને બીજી અમદાવાદવાળા **શેઠ** હઠીભાઇ હેમાભાઇની બંધાવેલી છે. યાત્રાળુઓને સર્વ પ્રકારની સગવડ છે. યાત્રાળુઓને વાહનનો બંદોબસ્ત વગેરે જે કાંઇ પણ કામ હોય તેની કારખાનામાં સૂચના આપવાથી મેનેજર તે માટે બંદોબસ્ત કરાવી આપે છે. યાત્રાળુઓની સગવડ માટે અહિં એક પુસ્તકાલય ( લાઇબ્રેરી ) રાખેલ છે, તેમાં થોડાંક પુસ્તકો છે, તે ઉપરાંત પેપરો પણ આવે છે. પરંતુ તે પુસ્તકાલયનો યાત્રાળુઓ જેવો જોઇએ તેવો લાભ લેતા નથી. અહિંના મંદિરો તથા કારખાનાની દેખરેખ સિરોહીના શ્રીસંઘમાંથી નિયત થએલી એક કમીટી રાખે છે.*

---

* શેઠ કલ્યાણજી પરમાનંદ ( દેલવાડા જૈન શ્વે. કારખાના ) ની સિરોહીની પેઢીનો એક જુનો ચોપડો મારા જોવામાં આવ્યો. તે ચોપડા ઉપર લાગેલી ચીઠ્ઠી પરથી તે વિ. સં. ૧૮૪૬ ના હિસાબનો હોવાનું જણાય છે. પરંતુ તેની અંદર સં. ૧૮૪૬ ના વિશેષ હિસાબ સાથે સામાન્યતઃ વિ. સ. ૧૮૩૯ થી ૧૮૬૫ સુધીનો હિસાબ અને દસ્તાવેજો વગેરે લખેલું જોવામાં આવે છે.

અચલગઢ તરફ જતી સડકના કિનારા ઉપર દિગંબર ભાઈઓનું એક જૈન મંદિર, ધર્મશાળા અને કારખાનું (પેઢી) છે. ધર્મશાલામાં દિગંબર જૈન યાત્રાળુઓ માટે સર્વ પ્રકારની વ્યવસ્થા છે. આ મંદિરમાં વિ. સં. ૧૪૯૪ના વૈશાખ શુદિ ૧૩ ગુરૂવારનો એક લેખ છે, તેમાં લખ્યું છે કે–શ્વેતાંબર તીર્થ ૧ શ્રી આદિનાથ, ૨ શ્રી નેમિનાથ, અને ૩ શ્રી પિત્તલહર; આ ત્રણ મંદિર બન્યા પછી શ્રી મૂલસંઘ, બલાત્કારગણ, સરસ્વતી ગચ્છના ભટ્ટારક શ્રી પદ્મનંદીના શિષ્ય ભટ્ટારક શુભચંદ્ર સહિત સંઘવી ગોવિંદ, દોશી કરણા, ગાંધી ગોવિંદ આદિ સમસ્ત દિગંબર સંઘે આબૂ ઉપર રાજશ્રી રાજધર દેવડા ચૂંડાના સમયમાં આ દિગંબર જૈન મંદિર બંધાવ્યું.

શ્રીમાતા (કન્યાકુમારી)થી થોડે દૂર જૈન શ્વેતાંબર

---

તે ચોપડાના કેટલાક લખાણથી એમ જાણી શકાય છે કે–ફક્ત સમયમાં અહિંના મંદિરોના વહિવટ સિરોહીના શ્રીસંઘના હાથમાં હતો. વિ. સં. ૧૮૫૦ લગભગમાં શ્રીઅચલગઢનાં જૈન મંદિરોના વહિવટ પણ દેલવાડા જૈનમંદિરોને આધિન હતો. બન્ને ઉપર સિરોહીના શ્રીસંઘની દેખરેખ હતી. તે સમયમાં દેલવાડામાં યતિઓ રહેતા હતા, સિરોહીના પંચોની સમ્મતિ અનુસાર મંદિરના વહિવટ ઉપર તેઓની જાતિ દેખરેખ રહેતી. અને તેઓ મંદિરના હિતને માટે યથાશક્તિ પ્રયત્ન કરતા હતા. તે સમયે બીજા કોઇ યતિઓ અહિં યાત્રા માટે આવતા, ત્યારે તેઓ પણ યથાશક્તિ રોકડ રકમ આદિની ભેટ ભંડાર ખાતે જમા કરાવતા હતા.

કારખાનાનો એક બગીચો છે— તેમા શાક-ભાજી ફળ-ફુલ વગેરે થાય છે.

અહિંના મંદિરોમા જે ચડાવો આવે છે તેમાથી ચોખા, ફળ અને મીઠાઇ પૂજારીઓને આપવામાં આવે છે. બાકી દ્રવ્ય વગેરે બધું ભંડારમાં જમા થાય છે.

ફાગણ વદિ ૮ (ગુજરાતી) ને દિવસે શ્રી આદીશ્વર ભગવાનના જન્મ તથા દીક્ષા કલ્યાણક હોવાથી તે દિવસે અહિં મોટો મેળો ભરાય છે. તેમાં જૈનો ઉપરાત આસ-પાસના ગામોનાં ઠાકોર, ખેડુત, ભીલો વગેરે બહુ લોકો આવે છે. તેઓ બધા ભક્તિપૂર્વક ભગવાનના મંદિરમાં જઇ નમ-સ્કાર કરે છે અને યથાશક્તિ ભેટ ચડાવે છે. તે બધા લોકોને કારખાના તરફથી ઘઉંની ઘુઘરી (ટેઠવા) આપવામાં આવે છે×

– ઉપર લખેલા ચોપડાથી જાણી શકાય છે કે–ઉક્ત સવતમા (વિ. સ. ૧૮૫૦ ની આસપાસમા) કેટલાક અરટો (મોટા કુવા સહિત મોટા ખેતરો), અને જોડ (ઘાસ માટેનુ બીડ) વગેરે શ્રીઆદી-શ્વરજીના મદિરની માલિકીના હતા. તે અરટો વગેરેના નામો ઉક્ત ચોપડામા લખેલા છે. તેમજ તેમા તે ખેતરોને ખેડવાના તથા બીડનું ઘાસ વાઢવાના ઠેકા વખતોવખત અપાયેલા તેના દસ્તાવેજો પણ છે. અત્યારે જૈન કારખાના પાસે ફક્ત આ બગીચા સિવાય કોઇ પણ અરટ કે બીડ હોય તેમ જણાતુ નથી. જે હતુ તે બધુ જપ્ત થઇ ગયુ લાગે છે.

× પહેલાં આ મેળામાં અન્ય કોમના લોકો આવીને ખાસ મદિરની અદરના ચોકમા ગેર રમતા હતા, (હોળી નિમિત્તે વચ્ચે

અચલગઢ યાત્રાએ જનારા યાત્રાળુઓની બળદ ગાડીઓ હમેશાં લગભગ આઠ વાગે અહિંથી જાય છે અને યાત્રા, સેવા–પૂજા કરીને સાંજના પાંચ વાગે લગભગ પાછી આવે છે. હમેશાં સિરોહી સ્ટેટનો પોલિસ સાથે જાય છે.

જૈનો સિવાયના વિઝીટરોને હમેશાં દિવસના ૧૨ વાગ્યાથી ૬ વાગ્યા સુધીમાંજ મંદિરમાં જવા દેવાનો રિવાજ છે અને તેને સ્થાનીય સરકારે મંજૂર પણ કરેલ હોવાથી તે સમય દરમ્યાનજ ત્યાં જવા માટે અજૈનોએ ધ્યાનમાં રાખવાની જરૂર છે. તે સમયે સિરોહી સ્ટેટનો પોલિસ ત્યાં બેસે છે અને યાત્રા

---

ઢોલીને રાખીને સો–પચાસ માણસો કુંડાળું વળીને દાંડીયા ખેલે છે, તેને લોકો 'ગેર રમવું' કહે છે). તેથી મંદિરમા ભગવાનની આશાતના થતી, તેમજ બારીક કોરણીને નુકશાન થવાનો સંભવ રહેતો, જેથી વિ. સં. ૧૮૫૭ માં શ્રીક્ષમાકલ્યાણજીએ આબૂ ઉપરનાં દેલવાડા, તોરણા, સાની, હુંડાઇ, હેટમજી, આરણા, ઓરીઆ, ઉતરજ, સેર, અચલગઢ આદિ બાર ગામોનાં મુખીયા–આગેવાનોને એકઠા કરીને તે સૌની રાજીખુશીથી મંદિરોમાં ગેર રમવાનું બંધ કરાવીને ભીમાશાહના મંદિરની પાછલના વડલાની આસપાસના ચોકમાં–કે જે ચોક શ્રીઆદીશ્વરજીના મંદિરના તાબાનો છે–રમવાનું શરૂ કરાવ્યું અને આ ઠરાવને તોડે તેણે રૂ. ૫૧ દંડ તરીકે શ્રીઆદીશ્વરજીના ભંડારમાં આપવાનું ઠરાવ્યું. આ રિવાજ અત્યારસુધી એજ પ્રમાણે ચાલ્યો આવે છે. આ દસ્તાવેજમાં ઉપર લખેલાં ૧૦ ગામોનાં નામો આપ્યાં છે. દસ્તાવેજની નીચે સહિઓ તથા સાક્ષીઓ થએલી છે. ભીમાશાહના મંદિરની પાછલના વડલાવાળો આખો ચોક શ્રીઆદીશ્વરજીના મંદિરનો છે એમ આ દસ્તાવેજમાં સાફ સાફ લખેલું છે.

ટૅકસનો પાસ જોઇને પછી જ મંદિરમાં જવા આપે છે.

આ પ્રમાણે આબૂ પહાડ અને દેલવાડાનું સંક્ષેપમાં વર્ણન કર્યા બાદ દેલવાડાના જૈનમંદિરોની પણ ટુંકમાં થોડી માહિતી આપવી જરૂરની હોવાથી તે તરફ આપણે ધ્યાન આપીશું.



# વિમલવસહી*

## વિમલ મંત્રીના પૂર્વજો.

મરૂદેશ (મારવાડ) ની અંદર **શ્રી**માલ[૧૪] નામનું નગર છે, જેને હાલ ભીનમાલ કહેવામાં આવે છે કે જે પહેલાં અત્યંત સમૃદ્ધિશાલી અને એક વખતે ગુજરાત દેશની રાજ્યધાની હતું.[૧૫] અહીં પ્રાગ્વાટ[૧૬] (પોરવાડ) જ્ઞાતિના આભૂષણ સમાન એક **નીના** નામના ક્રોડપતિ શેઠ રહેતા હતા, જેઓ બહુ સદાચારી અને પરમ શ્રાવક હતા. કાળાન્તરે તેમનું ધન ઓછું થવાથી તેઓ ભીનમાલ છોડીને ગુજરાતમાં આવેલા ગાંભૂ[૧૭] ગામમાં રહેવા આવ્યા. ત્યાં તેમનો ઉદય થયો, પાછા તેઓ બહુ ધનાઢ્ય થયા. તેમને લહર નામનો બહુ બુદ્ધિશાળી અને શૂરવીર પુત્ર હતો. વિ. સં. ૮૦૨ માં અણહિલ નામના ભરવાડે

* વસહિ=વસતિ=દેવમંદિર.

બતાવેલી જગ્યાં ઉપર વનરાજ ચાવડાએ અણુહિલપુર પાટણ વસાવ્યું અને જાલિવૃક્ષ[૧૮] ની પાસે તેણે પોતાનો મહેલ બંધાવ્યો હતો. ત્યારબાદ કોઈ વખત તે **ની**ના શેઠ અને તેમના પુત્ર લહરની વનરાજ ચાવડાને ખબર પડતાં તેણે તેમને અણુહિલપુર પાટણમાં લઇ જઇને વસાવ્યા. ત્યાં તેઓ વિશેષ વૈભવ, સુખ અને કીર્તિને પામ્યા. વનરાજ ચાવડા **ની**ના શેઠને પોતાના પિતા તરીકે માનતો હતો.[૧૯] અને લહરને શૂરવીર જાણીને તેણે પોતાનો સેનાપતિ બનાવ્યો હતો. વનરાજની તેણે સેનાપતિ તરીકે રહીને સારી સેવા કરી હતી. લહરની સેવાથી પ્રસન્ન થઇને વનરાજે તેને સંડસ્થલ નામનું ગામ ભેટ આપ્યું હતું.[૨૦]

## મંત્રી વીર.

મંત્રી લહરના વંશમાં **વીર**[૨૧] નામક મંત્રી થયા હતા. તેમની સ્ત્રીનું નામ વીરમતિ હતું. અણુહિલપુરની ગાદી ઉપર થએલા મૂલરાજના[૨૨] તે મંત્રી હતા. પરંતુ તે ધાર્મિક વૃત્તિવાળા હોવાથી રાજ્ય ખટપટ અને સાંસારિક ઉપાધિઓથી બહુ ઉદાસીન રહેતા. અન્તમાં તેમણે રાજસેવા અને સ્ત્રી-પુત્રાદિ ઉપરથી સર્વથા મોહ ઉતારીને પવિત્ર ગુરૂ મહારાજની પાસે દીક્ષા લઇ આત્મકલ્યાણ કર્યું. તેમનો વિ. સં. ૧૮૦૫માં સ્વર્ગવાસ થયો.[૨૩]

## મંત્રી વિમલ.

વીર મંત્રીના મોટા પુત્રનું નામ **નેઢ**[૨૪] અને નાના પુત્રનું નામ વિમલ હતું. તે બન્ને ભાઇઓ મહા બુદ્ધિશાળી અને

ઉદાર દિલના હતા. અણહિલપુર પાટણની ગાદીએ થએલા ગુજ-રાતના ચૌલુકય મહારાજા ભીમદેવ[૨૫] (પહેલા)ના નેઢ મહા-મંત્રી હતા. અને વિમલ અત્યંત કાર્યદક્ષ, શૂરવીર અને ઉત્સા-હી હોવાથી ભીમદેવે તેને પોતાનો સેનાપતિ બનાવ્યો હતો. ભીમદેવની આજ્ઞાનુસાર તેણે ઘણી લડાઇઓમાં જીત મેળવી હતી, તેથી મહારાજા ભીમદેવ તેના ઉપર હમેશાં પ્રસન્ન રહેતા અને તેના તરફ માનભરેલી દૃષ્ટિથી જોતા હતા.

તે સમયમાં આબૂની પૂર્વ તરફની તળેટીથી બહુજ નજીકમાં એક ચંદ્રાવતી[૬] નામની મોટી નગરી હતી. ત્યા પર-માર ધંધુક[૨૭] નામનો રાજા, ગુજરાતના મહારાજા ભીમદેવના સામંત રાજા તરીકે રાજ્ય કરતો હતો. આબૂ પહાડ અને આસપાસનો પ્રદેશ તેના અધિકારમાં હતો, પાછલથી તે ધંધુક રાજા, ગુજરાતના મહારાજાથી સ્વતંત્ર થવાની ઇચ્છાથી કે બીજા કોઇ પણ કારણથી મહારાજા ભીમદેવની આજ્ઞા નહીં માનતો હોવાથી ભીમદેવે ક્રોધાતુર થઇને તેને વશ કરવા માટે મોટા સૈન્ય સાથે વિમલ સેનાપતિને ચંદ્રાવતી મોકલ્યો. મોટા સૈન્ય સાથે શૂરવીર વિમલ સેનાપતિને આવતો સાંભળીને પરમાર ધંધુક ત્યાંથી નાશીને માળવાના રાજા ધારાવાળા પરમાર ભોજ[૨૮] (કે જે એ સમયે ચિત્તોડમાં રહેતો હતો.) ના આશ્રયે જઇને રહ્યો. મહારાજા ભીમદેવે વિમલ મંત્રીને ચંદ્રાવતી પ્રદેશનો દંડનાયક બનાવી તેનું રક્ષણ કરવાનું કાર્ય વિમળને જ સોંપ્યું. પાછલથી વિમલે પોતાની સજ્જનતાથી વણિક્ બુદ્ધિનો પ્રયોગ કરી ધંધુકને યુક્તિપૂર્વક સમજાવી પાછો બોલાવીને મહારાજા ભીમદેવની સાથે સંધિ કરાવી દીધી.[૨૯]



વિમલ-વસહિની હસ્તિશાલામાં ઘોડેસ્વાર વિમલ મંત્રીશ્વર.

પાછલી જીંદગીમાં વિમલ મંત્રી, ચંદ્રાવતી અને અચલગઢમાં વિશેષ રહેતા હતા. એક સમયે વિચરતા વિચરતા શ્રી ધર્મઘોષસૂરીશ્વરજી ચંદ્રાવતી પધાર્યા. વિમલ મંત્રીશ્વરે વિનતિ કરીને તેઓને ચોમાસું રાખ્યા. તેઓના ઉપદેશનો વિમલ મંત્રીશ્વરના ઉપર અપૂર્વ પ્રભાવ પડયો. વિમલ મંત્રીશ્વરે સૂરિજીને કહ્યું કે–લડાઇઓમાં અને રાજ્ય અમલમાં મારે ઘણાં પાપો કરવાં પડયાં છે, ઘણા પ્રાણીઓની હિંસા કરવી પડી છે, તેથી હું ઘણા પાપનો ભાગી થયો છું, મારાં તે પાપો નાશ થાય તેવું મને પ્રાયશ્ચિત્ત આપો. સૂરિજીએ કહ્યું:–જાણી જોઇને –ઇરાદાપૂર્વક કરેલાં પાપોનું પ્રાયશ્ચિત્ત હોતું નથી, છતાં પણ તું સાચા દિલથી ખૂબ પશ્ચાત્તાપપૂર્વક પ્રાયશ્ચિત્ત માગે છે તો હું તને પ્રાયશ્ચિત્ત આપું છું કે–" તું આબૂ તીર્થનો ઉદ્ધાર કર " વિમલે તે આજ્ઞા મસ્તકે* ચઢાવી.[૩૦]

---

* વિમલ મંત્રીશ્વરને પુત્ર ન હતો. તેમની ધર્મપત્ની શ્રીમતીના આગ્રહથી એક વખતે મંત્રીશ્વરે અઠ્ઠમ ( ત્રણ ઉપવાસ ) કરીને શ્રીઅંબિકાદેવીની આરાધના કરી. મંત્રીશ્વરની ભક્તિ અને પુણ્ય-પ્રભાવથી દેવી શીઘ્ર પ્રસન્ન થયાં અને ત્રીજા દિવસની મધ્યરાત્રિએ સાક્ષાત્ હાજર થઇને વિમલ મંત્રીને કહ્યું કે, તારી આરાધનાથી હું પ્રસન્ન થઇ છું; બોલ, મને શા માટે યાદ કરી છે ? મંત્રીએ કહ્યુ: ' જો તમે પ્રસન્ન થયા હો તો મને એક પુત્રનું અને એક આબૂ ઉપર વિશાલ મંદિર બંધાવવાનું ( તેમાં સહાયતા કરવાનું ) એમ વરદાન આપો.' દેવીએ કહ્યું કે–' તારૂં એટલું બધું પુણ્ય નથી, માટે બે વરદાન નહીં મળે. એમાંથી તારી ખુશી હોય તે એક વર માંગ.' મંત્રીશ્વર વિચારમાં પડ્યા. અંતમાં તેમણે કહ્યું કે–મારી

## વિમલવસહિ.

મહારાજા ભીમદેવ, રાજા ધંધૂક અને પોતાના મોટાભાઇ નેઢની આજ્ઞા લઇ વિમલ મંત્રી મંદિર બંધાવવા માટે આબૂ ઉપર ગયા. ત્યાં જગ્યા પસંદ કરી,[૧] પરંતુ ત્યાંના બ્રાહ્મણોએ એકઠા થઇને કહ્યું કે–આ હિંદુઓનું તીર્થ છે, માટે અહિં જૈન મંદિર બંધાવવા નહિ દઇએ. જો અહીં પહેલાં જૈન તીર્થ હતું, એવી ખાત્રી અમોને કરાવી આપો તો ખુશીથી જૈન મંદિર બંધાવવા આપીએ.

બ્રાહ્મણોનું આ પ્રમાણેનું વચન સાંભળીને વિમલ

---

અર્ધાંગનાને પૂછીને હું કાલે વર માગીશ. દેવી 'ઠીક' એમ કહીને અદ્દશ્ય થઇ ગયાં.

પ્રાતઃકાલમાં વિમલે પોતાની ભાર્યા શ્રીમતીને બધી વાત કરી. તેણે થોડો વિચાર કર્યા બાદ કહ્યું કે, હે સ્વામિન્ ! પુત્રથી કોઇના નામ ચિરકાળ સુધી અમર રહ્યાં નથી અને રહેવાના પણ નથી. વળી પુત્ર કોઇ સપુત નિકળે અને કોઇ કપુત પણ નિકળે. જો કપુત નિકળે તો સાત પેઢીથી પ્રાપ્ત કરેલા યશને પણ ડૂબાવી દે માટે પુત્ર કરતા મંદિર બંધાવવાનો જ વર માગો કે જેથી આપણે અનુક્રમે સ્વર્ગ ને મોક્ષના સુખો મેળવવાને ભાગ્યશાળી થઇ શકીએ

પોતાની ધર્મપત્ની તરફથી અતિ પ્રસન્નતા પૂર્વક મળેલો આ ઉત્તર સાંભળીને મંત્રીશ્વર ઘણા ખુશી થયા મધ્યરાત્રિએ દેવી ફરીને સાક્ષાત્ થયા. મંત્રીશ્વરે મંદિર બંધાવવાનો વર માગ્યો. તે આપીને દેવી સ્વસ્થાને ચાલ્યા ગયા (વિમલપ્રબંધાદિ ગ્રંથોમા આ પ્રસંગને વર્ણવેલો જોવામા આવે છે.)

મંત્રીએ પોતાને સ્થાને જઇ અઠ્ઠમ (ત્રણ ઉપવાસ) કરી શ્રી અંબિકાદેવીની આરાધના કરી. ત્રીજા દિવસની મધ્યરાત્રિએ વિમલ મંત્રીની ભક્તિથી પ્રસન્ન થઇ સ્વપ્નમાં આવીને અંબિકાદેવી કહેવા લાગી કે–' શું કામ મને યાદ કરી છે ? ' વિમલે ઉપરની બધી હકીકત જણાવી. એટલે અંબિકા દેવીએ કહ્યું કે–પ્રાતઃકાલમાં ચંપાના ઝાડ નીચે કંકુનો સાથીઓ દેખાય ત્યાં ખોદાવજે, તારૂં કાર્ય સિદ્ધ થશે. પ્રભાતે વિમલ મંત્રી સ્નાન કરી પવિત્ર થઇ બધાંને એકઠા કરી સાથે લઇને દેવીએ બતાવેલા સ્થાને ગયો. ચંપાના ઝાડ નીચે કંકુના સાથીઆ વાળી જગ્યા ખોદાવતાં તીર્થંકર ભગવાનની મૂર્તિ* નીકળી. તે જોઇ બધા આશ્ચર્યચકિત થયા, અને અહીં પહેલાં જૈન તીર્થ હતું એ સાબિત થયું. હવે ફરીને બ્રાહ્મણોએ કહ્યું કે આ જગ્યા અમારી છે તેથી અહિં મંદિર બંધાવવા નહીં દઇએ.[૩૨] જો કે વિમલમંત્રી ધારે તો પોતાની સત્તાથી–મહારાજા ભીમદેવની આજ્ઞા હોવાથી–તે જમીન તો શું ? પણ આખો આબૂ પહાડ ખુંચવી લઇ શકે તેમ હતું. પરંતુ તેણે વિચાર્યું કે–

* દંતકથા છે કે–આ મૂર્તિ વિમલ મંત્રીએ આ મંદિર બંધાવતાં પહેલાં એક સામાન્ય ગભારો બંધાવીને તેમાં વિરાજમાન કરી હતી, કે જે ગભારો અત્યારે વિમલવસહીની ભમતીમાં વીશમી દેરી તરીકે ગણાવામાં આવે છે. આ મૂર્તિ શ્રી ઋષભદેવ ભગવાનની છે, પરંતુ લોકો વીશમાં તીર્થંકર શ્રી મુનિસુવ્રત સ્વામિની કહે છે. આ મૂર્તિ અહિં સારા મુહૂર્તમાં સ્થાપન થએલી હોવાથી અને મૂલનાયકજી તરીકે બિરાજમાન કરવા માટે વિમલ મંત્રીશ્વરે ધાતુની નવી સુંદર મૂર્તિ કરાવેલી હોવાથી આ મૂર્તિને અહિં જ રહેવા દીધી.

'ધર્મના કામમાં સત્તાનો ઉપયોગ કે જબરદસ્તી ન હોય.' તેથી તેણે બ્રાહ્મણોને સમજાવીને કહ્યું કે-તમારી ઇચ્છા પ્રમાણે કિંમત લઇને પણ જમીન આપો. બ્રાહ્મણોએ, આટલી કિંમત મંત્રીશ્વર આપશે નહિ અને અહીં જૈન મંદિર થશે નહિ એમ સમજીને કહ્યું કે સોનામહોરોથી માપીને તમારે જોઇએ તેટલી જમીન લ્યો. વિમલે તે સ્વીકાર્યું. અને ગોળ સોનામહોરોવડે માપવાથી વચ્ચે જગ્યા ખાલી રહી જાય એટલા માટે તેણે ખાસ ચોખુટી સોનામહોરો નવી કરાવીને તે સોનામહોરોથી માપીને મંદિર માટે જોઇતી જમીન લીધી. જમીનની કિંમતમા જમીનના માપ પ્રમાણે કરોડો સોનામહોરો મળવાથી બ્રાહ્મણો ઘણા ખુશી થયા.[૪૩]

તે જમીન ઉપર વિમલમંત્રીશ્વરે અપૂર્વ કોરણીવાળા આરસપાષાણથી[૪૪] મૂલગભારો, ગૂઢમંડપ, નવચોકીઓ, રંગમંડપ અને બાવન જિનાલય વગેરેથી યુક્ત ક્રોડો રૂપીઆનો*

---

* જૈનોમાં મનાય છે કે-આ મંદિર બંધાવતાં ૧૮૫૩૦૦૦૦૦ અઢારક્રોડ ત્રેપનલાખ રૂપીયાનો ખર્ચ થયો છે.

વિમલવસહી મંદિરમાં અત્યારે જેટલી જમીન રોકાએલી છે તે જમીન ઉપર ચોખુટી સોનામહોર પાથરીને તે જમીન ખરીદતા, એક ચોરસ ઇંચની ચોખુટી સોનામહોરની કીંમત પચીસ રૂપીયા ગણતા માત્ર જમીન ખરીદવામાં જ ૪૫૩૬૦૦૦૦ ચાર ક્રોડ ત્રેપનલાખ સાઠહજાર રૂપીઆ લાગી જાય છે. તો પછી આવી ઉત્તમોત્તમ કારી-

ખર્ચ કરીને[૩૫] વિશાલ જિનમંદિર* બંધાવી તેનું નામ

---

* વિમલ પ્રબંધાદિ ગ્રંથોમાં જણાવવામાં આવ્યું છે કે વિમલ સેનાપતિએ આ મંદિર બંધાવવાનું કામ શરૂ કર્યું, પણ દિવસે જેટલું કામ થાય તે બધું કામ રાત્રિમાં "વાલિનાહ" નામનો મિથ્યાત્વી વ્યંતરદેવ તોડી નાખતો. એટલે દિવસે કામ થાય અને રાત્રે તેનો નાશ થાય. એ પ્રમાણે ૭ મહીના સુધી ચાલ્યું. અંતમાં થાકીને વિમલમંત્રિએ અંબિકાદેવીનું સ્મરણ કર્યું. દેવીએ મધ્યરાત્રિએ આવીને કહ્યું કે તને ઉપદ્રવ કરનાર (મંદિરના કામમાં વિઘ્ન નાખનાર) "વાલીનાહ" નામનો દેવ આ ભૂમિનો અધિષ્ઠાયક ક્ષેત્રપાલ છે. માટે તું કાલે મધ્યરાત્રિએ તેને નૈવેદ્ય બલિ બાકુલા (મીઠાઇ તથા અન્ન) વગેરે આપજે, એટલે પછી તે તને વિઘ્ન નહિ કરે. મંત્રીશ્વર નૈવેદ્યાદિ સામગ્રી તૈયાર કરી મંદિરની ભૂમિમાં જઇને પોતે એકલા મધ્યરાત્રિએ તેની રાહ જોતા બેઠા છે. એટલામાં તે દેવ ભયંકર-બિહામણું રૂપ કરીને ત્યાં આવ્યો. આવતાંજ બલિદાન માગ્યું. મંત્રીશ્વરે મીઠાઇ અન્નાદિ જે સામગ્રી તૈયાર રાખી હતી તે બધી તેની સામે ધરી દીધી. તેણે કહ્યું હું મદ્ય અને માંસ માગું છું, આનાથી હું સંતુષ્ટ થવાનો નથી. જો તે તું નહિ આપે તો હું અહિં મંદિર થવા નહીં દઉં. આ વખતે મંત્રીશ્વરે હિમ્મત રાખીને જવાબ આપ્યો કે—હું શ્રાવક છું. મદ્ય ને માંસનું બલિદાન હું તને કદિ પણ આપવાનો નથી. જો તારી ઇચ્છા હોય તો આ મીઠાઇ વગેરે લે, નહિં તો મારી સાથે યુદ્ધ કરવા માટે તૈયાર થા. એમ કહેતાંજ વિમલ મંત્રીશ્વર તરવાર ખેંચીને સિંહનાદનો ગર્જારવ કરતા તે દેવ તરફ યુદ્ધ કરવા માટે દોડ્યા. 'વાલીનાહ' મંત્રીશ્વરના અપૂર્વ સાહસ, તપતેજ અને પુણ્યપ્રભાવને સહન નહિં કરવાથી [illegible] થઇ ગયો. મીઠાઇ બલિ-બાકુલા લઇ સંતુષ્ટ થઇને ચાલ્યો [illegible]

"વિમલવસહી"[૩૬] રાખ્યું. અને તેમાં શ્રીઋષભદેવ (આદીશ્વર) ભગવાનની ધાતુની મોટી મનોહર મૂર્તિ નવી કરાવીને મૂલનાયક તરીકે સ્થાપન કરી.[૩૭] વિમલ મંત્રીએ આ મંદિરની પ્રતિષ્ઠા શ્રીમાન્ વર્ધમાનસૂરિજી પાસે વિ. સંવત્ ૧૦૮૮ માં કરાવી હતી.[૩૮]

**નેઢના વંશજો.**

વિમલમંત્રીના મોટા ભાઇ નેઢને ધવલ[૩૯] અને લાલિગ[૪૦] નામના બે પુત્રો હતા. તેઓ બન્ને બહુ પ્રતાપી અને યશસ્વી હતા, અને ચૌલુક્ય પહેલા મહારાજા ભીમદેવના પુત્ર મહારાજા [૪૧]કરણરાજના તેઓ બન્ને મંત્રી હતા. તેમના જ જેવા ગુણવાળો ધવલનો પુત્ર આણંદ[૪૨] અને લાલિગનો પુત્ર મહિંદુ[૪૩] થયો. તેઓ બન્ને મહારાજા સિદ્ધરાજ જયસિંહ[૪૪]ના મંત્રી હતા. આણંદ મંત્રી બહુ પ્રતાપી હતા, તેમની સ્ત્રીનું નામ પદ્માવતી[૪૫] હતું. પદ્માવતી પરમ શીલવતી, ગુણના ભંડાર રૂપ અને ધર્મકર્મમાં તત્પર એવી ઉત્કૃષ્ટ શ્રાવિકા હતી. આણંદ–પદ્માવતીના પુત્ર પૃથ્વીપાલ[૪૬] તથા મહિંદુના પુત્ર હેમરથ અને દશરથ[૪૭] નામના બે ભાઇઓ થયા. આ હેમરથ–દશરથે વિમલવસહીની અંદર દશમા નંબરની દેરીનો સંવત્ ૧૨૦૧ માં જીર્ણોદ્ધાર કરાવ્યો અને તેમાં શ્રી નેમિનાથ પ્રભુનું નવું બિંબ કરાવીને મુલનાયકના સ્થાન પર બીરાજમાન કર્યું, તથા પોતાના પૂર્વજ નીનાથી લઇને પોતે બન્ને ભાઇઓ

મન્દિરનું કામ નિર્વિઘ્નપણે ચાલવા લાગ્યું અને થોડા સમયમાં મંદિર તૈયાર પણ થઇ ગયું.



વિમલ-વસહી, મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાન

કીર્ત્તિને કાયમ રાખવા માટે એક સુંદર હસ્તિશાલા કરાવી છે, તેના દરવાજાના મુખ્ય ભાગમાં ઘોડેસ્વાર વિમલ મંત્રીને સ્થાપન કરેલ છે, તેની બન્ને બાજુએ અને પાછલ તે હસ્તિશાલામાં કુલ ૧૦ હાથીઓ છે, તેમાંના છેલ્લા ત્રણને છોડીને સાત હાથીઓ પોતાના પૂર્વજોના નામના મંત્રી પૃથ્વીપાલે વિ. સં. ૧૨૦૪ માં કરાવ્યા છે, (જેમાં એક પોતાના નામનો પણ હાથી છે) અને છેલ્લા ત્રણ હાથીઓમાના બે હાથીઓ વિ. સંવત્ ૧૨૩૭ મા પૃથ્વીપાલ મંત્રીના પુત્ર મંત્રી ધનપાલે પોતાના મોટાભાઇ જગદ્દેવના અને પોતાના નામથી કરાવ્યા છે. ત્રીજા હાથી ઉપરનો લેખ નષ્ટ થઇ ગયો છે, પરંતુ એ ત્રીજો હાથી પણ મંત્રી ધનપાલે જ કરાવ્યો હશે એમ જણાય છે. આ ધનપાલે પણ પોતાના પિતાના પગલે ચાલીને આ વિમલવસહી મંદિરની કેટલીક દેરીઓનો જીર્ણોદ્ધાર વિ. સં. ૧૨૪૫ માં કરાવ્યો છે.[૫૧] ધનપાલના મોટા ભાઇનું નામ જગદ્દેવ[૫૨] અને ધનપાલની સ્રીનું નામ રૂપિણી[૫૩] (પિણાઇ) હતું. (હસ્તિશાલાની વિશેષ હકીકત માટે આગળ હસ્તિશાલાનું વર્ણન જૂઓ.)

આ વિમલવસહી મંદિરની અપૂર્વ શિલ્પકળા અને વર્ણન ન કરી શકાય એવા પ્રકારની આરસની અંદર કરેલી બારીક કોતરણીનું આ ઠેકાણે વર્ણન કરવું નકામું છે. કારણ કે મૂલ ગભારો અને ગૂઢમંડપ સિવાયના બીજા બધા ભાગો લગભગ જેવીને તેવીજ સ્થિતિમાં વિદ્યમાન હોવાથી વાચકો, અને પ્રેક્ષકો સાક્ષાત્ ત્યાં જઇને તે સંબંધી ખાત્રી કરવા સાથે આનંદ મેળવી શકે તેમ છે.[૫૪]



વિમલ-વસહી, મૂળ ગભારો તથા સભામંડપ વિગેરે

અહિંના મુખ્ય બન્ને મંદિરોમાં દર્શન કરનારને સ્વાભાવિક રીતે આવી શંકા ઉત્પન્ન થયા વિના રહેતી નથી કે–જે મંદિરોના બહારના ભાગની નવચોકીઓ, રંગમંડપ અને ભમતીની દેરીઓમાં પણ આવી અપૂર્વ કોતરણી છે તે મંદિરોનો અંદરનો ભાગ (ખાસ મૂલગભારો અને ગૂઢમંડપ) બીલકુલ સાદો કેમ ? અને શિખરો સાવ નીચાં–બેઠા ઘાટનાં કેમ ? વાત ખરી છે કે જે મંદિરોના બહારના ભાગમાં આવું સુંદર કામ હોય તેના ખાસ મૂલગભારા અને ગૂઢમંડપો તદ્દન સાદાં હોય અને શિખરો સાવ નીચાં હોય, તે બનવાયોગ્ય નથી. પરંતુ તેમ હોવામાં ખાસ કારણ છે અને તે એ કે–તે બન્ને મંદિરો બંધાવનાર મંત્રીવરોએ તો મંદિરોના અંદરના ભાગો, બહારના ભાગો કરતાં પણ અધિક સુંદર, નકશીદાર અને સુશોભિત કરાવ્યા હશે, પરંતુ સંવત્ ૧૩૬૮માં મુસલમાન બાદશાહે * આ બન્ને મંદિરોનો ભંગ કર્યો,[૫૫] ત્યારે આ બન્ને મંદિરોના મૂલ ગભારા, ગૂઢમંડપો, ભગવાનની બધી મૂર્તિઓ અને બન્ને હસ્તિશાળાની ઘણીખરી મૂર્તિઓનો સાવનાશ કરી નાંખ્યો હશે એમ લાગે છે; તેમજ મૂલ ગભારો અને ગૂઢમંડપથી બહારના ભાગની કોરણીમાંના પણ થોડા થોડા ભાગને નુકશાન પહોંચાડયું હોય તેમ જણાય છે. આવી રીતે ભંગ થયા બાદ પાછળથી આ બન્ને મંદિરોનો જીર્ણોદ્ધાર થએલો હોવાથી અંદરનો ભાગ સાદો બનેલો જણાય છે.

* અલ્લાઉદ્દીન ખુનીના સૈન્યે વિ. સં. ૧૩૬૮ માં જાલોર ઉપર ચડાઇ કરી, જીત મેળવી ત્યાંથી પાછા ફરતી વખતે આબૂ ઉપર ચડીને તે સૈન્યે આ મંદિરોનો ભંગ કર્યો હશે એમ જણાય છે.

જીર્ણોદ્ધાર.

માંડવ્યપુર (મંડોર) નિવાસી ગોસલના પુત્ર ધનસિંહ તેના પુત્ર વીજડ આદિ છ ભાઈઓ અને ગોસલના ભાઈ ભીમાના પુત્ર મહણસિંહ, તેના પુત્ર લાલિગસિંહ (લલ્લ) આદિ ત્રણ ભાઈઓ, એ પ્રમાણે વીજડ અને લાલિગ આદિ નવ ભાઈઓએ આ વિમલવસહી મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને તેની ફરીને સંવત્ ૧૩૭૮ના જ્યેષ્ઠ વદિ ૯ સોમવારે ધર્મઘોષસૂરિની પરંપરામાં થએલા શ્રીજ્ઞાનચંદ્રસૂરિજી પાસે પ્રતિષ્ઠા કરાવી[૫૬] આ જીર્ણોદ્ધાર કરાવનારે પોતાની શક્તિ અનુસારે મંદિરના માત્ર નષ્ટ થઈ ગએલા ભાગને સાંધો અને તદ્દન નવો તૈયાર કરાવ્યો હોય એ બનવાયોગ્ય છે આ જીર્ણોદ્ધાર વખતે ઘણીખરી દેરીઓમાં પણ ફરી મૂર્ત્તિઓ વિરાજમાન કરવામાં આવી છે, એમ તેના લેખો ઉપરથી જણાય છે[૫૭] જીર્ણોદ્ધાર કરાવનાર વીજડના દાદા-દાદી ગોસલ અને ગુણદેવીની તથા લાલિગના પિતા-માતા મહણસિંહ અને મીણલદેવીની મૂર્ત્તિઓ અત્યારે પણ આ મંદિરના ગૂઢમંડપમાં વિદ્યમાન છે *

આબૂ ઉપરના મંદિરોના શિખરો નીચા હોવાનું ખાસ કારણ એ છે કે—અહિં લગભગ છ છ મહીને ધરતીકંપ થયા કરે છે[૫૮] તેથી ઉંચા શિખરો હોય તો જલ્દી પડી જવાનો ભય રહે, માટે શિખરો નીચા કરાવવામાં આવ્યો હોય એમ જણાય છે જૈનમંદિરોની જેમ અહિંના હિંદુ મંદિરોના શિખરો પણ પ્રાયઃ નીચાજ જોવામાં આવે છે ૯

* જૂઓ પાનું ૩૬-૩૭



વિમલ-વસહીના ઉપરના ભાગનું દૃશ્ય



વિમલ-વસહી, જગદ્ગુરૂ શ્રી હીરવિજય સૂરીશ્વરજી મહારાજ.

## મૂર્ત્તિસંખ્યા અને વિશેષ હકીકત.

આ મંદિરના મૂલ ગભારામાં * મૂલનાયક શ્રીઋષભદેવ ભગવાનની પંચતીર્થીના પરિકરવાળી ભવ્ય-મનોહર મૂર્ત્તિ વિરાજમાન છે અને ત્યાંજ આપણા ડાબા હાથ તરફ શ્રી હીરવિજયસૂરીશ્વરજી મહારાજની મનોહર મૂર્ત્તિ † છે, તે મૂર્ત્તિપટ્ટમાં વચ્ચે સૂરીશ્વરજી છે, તેમની બે બાજુએ બે સાધુઓની ઉભી, નીચે બે શ્રાવકોની બેઠેલી અને માથે ભગવાનની બેઠેલી ત્રણ મૂર્ત્તિઓ છે. તેની સંવત્ ૧૬૬૧ માં મહામહોપાધ્યાયશ્રી લબ્ધિસાગરજીએ પ્રતિષ્ઠા કરી છે. ૫૯મૂર્ત્તિ ઉપર લેખ છે.

ગૂઢમંડપમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનની કાઉસ્સગ્ગ (કાયોત્સર્ગ) ધ્યાને ઉભી, મોટી અને અતિ મનોહર બે મૂર્ત્તિઓ † છે, તેમાંની પ્રત્યેક મૂર્ત્તિ ઉપર બન્ને બાજુએ થઇને ચોવીશ જિનમૂર્ત્તિઓ, બે ઇંદ્રો, બે શ્રાવક અને બે શ્રાવિકાની મૂર્ત્તિઓ †

---

* જૈન મંદિરોની અંદર જેમાં મૂલનાયક ભગવાન્ (મૂખ્ય મૂર્ત્તિ) વિરાજમાન કરાય છે તે મૂલગભારો અથવા ગર્ભાગાર કહેવાય છે; તેની પાસેના મંડપને ગૂઢમંડપ કહેવામાં આવે છે; તેની બહાર જો છ ખંડવાળો મંડપ હોય તો તે છ ચોકી અને નવ ખંડવાળો મંડપ હોય તો તે, નવચોકી કહેવાય છે; (વિમલવસહી અને લૂણવસહીમાં નવ ખંડોવાળા મંડપો છે) તે નવચોકી પછીના મંડપને રંગમંડપ અથવા સભામંડપ કહેવામાં આવે છે ભમતીને જગતી તથા નાની દેહરીને દેવકુલિકા કહેવામાં આવે છે.

† જે ભવ્ય મૂર્ત્તિઓ અને અત્યંત સુંદર કોરણીવાળી ચીજો અને ફોટો લેવા લાયક જણાઇ તેની પાસે † આવી નિશાની આપેલી છે.

કોતરેલી છે. બન્નેની નીચે સંવત્ ૧૪૦૮ ના લેખો[૬૦] છે. ધાતુની મોટી એકલ+ મૂર્તિ ૨, પંચતીર્થીના પરિકરવાળી મૂર્તિઓ ૩, સામાન્ય પરિકરવાળી મૂર્તિઓ ૪, પરિકર વિનાની મૂર્તિઓ ૨૧, ચોવિશીનો આરસનો પટ્ટ ૧ છે, તે પટ્ટમાં મૂલનાયકજી પરિકર સહિત છે, તથા નીચે ધર્મચક્ર અને લેખ છે. શ્રાવકની મૂર્તિઓ ૨ અને શ્રાવિકાની મૂર્તિ ૩ છે, તે નીચે પ્રમાણે–૧ सा० गोसल, २ सहू० सुहागदेवि, ३ सहू० गुणदेवि ४ सा० मुहणसीह, ५ महू० मीणलदेवि ×

---

+ ધાતુની મૂર્તિઓમાં પરિકર વિનાની ભગવાનની એકલી મૂર્તિ હોય તો તે એકલ મૂર્તિ કહેવાય છે. જે મૂર્તિમાં ભગવાનની એકજ મૂર્તિ વચ્ચે બેઠેલી હોય પણ આસપાસમાં પરિકર (છત્રો વિગેરે) હોય તો તે એકતીર્થી કહેવાય છે. જે મૂર્તિમાં વચ્ચે મૂલનાયકની મૂર્તિ બેઠેલી હોય અને તેની બન્ને બાજુએ ભગવાનની બે ઉભી મૂર્તિઓ હોય અને આમપામમાં પરિકર હોય તો તે ત્રિતીર્થી કહેવાય છે. ઉપર પ્રમાણેની ત્રિતીર્થીની બન્ને ઉભી મૂર્તિઓની ઉપર પરિકરમાં ભગવાનની બીજી બેઠેલી બે મૂર્તિઓ હોય તો તે પંચતીર્થી કહેવાય છે. કાઉસ્સગ્ગધ્યાનમા ઉભેલી ભગવાનની મૂર્તિને કાઉસ્સગ્ગીઆ કહેવામાં આવે છે. એકજ પથ્થર વગેરેમાં ભગવાનની ૨૪ મૂર્તિઓ ખોદેલી હોય તો તે ચોવિશીનો પટ્ટ કહેવાય છે એકજ પથ્થર કે પતરાંમાં એકથી વધારે મૂર્તિઓ કોતરેલી હોય તો પટ્ટ કહેવામાં આવે છે. મંદિરમાં કે સમવસરણમાં મૂલનાયકજી તરીકે ચારે દિશામાં ભગવાનની એકેક મૂર્તિ વિરાજમાન કરેલી હોય તે ચૌમુખજી કહેવામાં આવે છે.

[૬૦] જૂઓ પાનું ૩૪ અને નોટ નંબર ૫૬.



વિમલ-વસહી, શ્રીપાર્શ્વનાથ ભગવાનની ઉભી મૂર્તિ, (કાઉસગ્ગીયા).



વિમલ-વસહી,

(૧) ગોસલ, (૨) સુહાગદેવી, (૩) ગુણદેવી, (૪) મહણસિંહ, (૫) મીણલદેવી.

( આમાં નંબર-૧ અને ૩ ની મૂર્તિઓ, આ મંદિરનો સંવત ૧૩૭૮માં ઉદ્ધાર કરાવનાર શ્રાવક વીજડે પોતાના દાદા-દાદી' ગોસલ અને ગુણદેવીની સંવત ૧૩૯૮ માં કરાવી છે, તથા નંબર ૪ અને ૫ ની સા૦ મુહણસિંહ અને મહૂ૦ મીલણદેવી ( મીણલદેવી )ની મૂર્તિઓ, વીજડની સાથે રહીને જીર્ણોદ્ધાર કરાવનાર વીજડના પિત્રાઇ ભાઇ લાલિગસિંહે પોતાના પિતા-માતાની સંવત ૧૩૯૮ માં કરાવી છે. ) અંબાજીની નાની મૂર્તિ ૧, ધાતુની ચોવિશી ૧, ધાતુની પંચતીર્થી ૧, ધાતુની એકતીર્થી ૧, ધાતુની એકલ નાની મૂર્તિ ૨. ( ગૂઢમંડપમાં કુલ જિનબિંબ-૩૫, કાઉસ્સગ્ગીયા ૨, ચોવિશીનો પટ્ટ ૧, અંબાજીની મૂર્તિ ૧, શ્રાવકની મૂર્તિ ૨ અને શ્રાવિકાની મૂર્તિ ૩ છે ).

ગૂઢમંડપની બહાર નવચોકીમાં આપણા ડાબા હાથ તરફના ગોખલામાં મૂલનાયક શ્રીઆદીશ્વર ભ૦ની પરિકરવાળી મૂર્તિ ૧, પરિકર વિનાની મૂર્તિ ૧, એકજ પાષાણમાં શ્રાવક શ્રાવિકાનું જોડલું ૧ (તેની નીચે અક્ષરો છે પણ વંચાતા નથી.) અને એક પાષાણપટ્ટ છે, તેમાં વચ્ચે શ્રાવિકાની મૂર્તિ છે, તેની બન્ને બાજુએ નીચે એકેક શ્રાવિકાની નાની મૂર્તિ કોતરેલી છે. તેમાં વચ્ચેની મૂર્તિ નીચે सारा० जामन्द આટલા અક્ષરો લખ્યા છે. કુલ જિન બિંબ ૨ અને શ્રાવક શ્રાવિકાઓની મૂર્તિના પટ્ટ ૨ છે.

જમણા હાથ તરફના ગોખલામાં મૂલનાયક શ્રી ( મહા-

વીરસ્વામી ) +આદિનાથજીની પરિકરવાળી મૂર્ત્તિ ૧, સાદી મૂર્ત્તિ ૧, અને પાષાણમાં કોતરેલો યંત્ર ૧ છે.

મૂલગભારાની બહાર ( પાછલના ભાગમાં ) ત્રણે દિશાના ત્રણે ગોખલામાં ભગવાનની પરિકરવાળી એકેક મૂર્ત્તિ છે.

*દેરી નં. ૧ માં મૂલનાયક શ્રી [ ધર્મનાથ ] આદીશ્વર ભ૦ ની પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકરવાળી બીજી મૂર્ત્તિ ૧, ( કુલ મૂ૦ ૨ ) છે.

* દેરી નં. ૨ માં મૂલનાયક શ્રી ( પાર્શ્વનાથ ) અજિતનાથ ભ૦ની પરિકરવાળી મૂર્ત્તિ ૧, સાદી મૂર્ત્તિ ૧, અને ચોવિશ ભગવાનની માતાઓનો પુત્ર સહિત આરસનો પટ્ટ ૧

---

+ [ ] આવા કૌંસમાં મૂલનાયક ભગવાનનું નામ લખેલું છે તે પબાસણ ઉપરના લેખ ઉપરથી, ( ) આવા કૌંસમાં મૂલનાયક ભ૦ નું નામ લખેલું છે તે દરવાજા પરના લેખ ઉપરથી, અને કૌંસ વિના મૂલનાયકજીનું નામ લખેલું છે તે અત્યારે મૂલનાયકજી તરીકે બિરાજમાન મૂર્ત્તિનું નામ છે, એમ જાણવું, અને જ્યાં મૂલનાયકજીનું નામ નથી લખ્યું ત્યાં મૂલનાયકનું નામ નક્કી થઇ શક્યું નથી એમ સમજવું.

* વિમળવસહીની જે દેરીના બારશાખ ઉપર સુંદર કોરણી કરેલી છે તે દેરીના વર્ણનના પ્રારંભમાં * આવી નિશાની આપેલી છે. અર્થાત્ * આવી નિશાની વિનાની દેરીઓના દ્વાર ( બારસાખ ) ઉપર કોરણી સામાન્ય છે, એમ સમજવું. લૂણવસહીમાં લગભગ દરેક દેરીના બારસાખ ઉપર સાવ સામાન્ય કોરણી કરેલી છે.



વિમલ-વસહી, નવચોકીનો જમણી તરફનો ગોખલો

છે, તે પટ્ટની ઉપરના ભાગમાં ભગવાનની ત્રણ મૂર્તિઓ કોતરેલી છે. ( કુલ મૂ૦ ૨ અને પટ્ટ ૧ ) છે.

* દેરી નં. ૩ માં મૂલનાયક શ્રી ( શાંતિનાથ ) ( શાંતિનાથ ) શાંતિનાથ ભ૦ ની મૂર્તિ ૧, પંચતીર્થીના પરિકરવાળી મૂર્તિ ૧, અને ભગવાનની ચોવિશીનો પટ્ટ ૧ છે. ( કુલ મૂ૦ ૨ અને પટ્ટ ૧ છે. )

દેરી નં. ૪ માં મૂલનાયક શ્રી નમિનાથજીની, ફણાવાળા પરિકર સહિત મૂર્તિ ૧, સાદી મૂર્તિ ૧ અને કાઉસ્સગ્ગીઆ ૧, ( કુલ મૂ૦ ૩ ) છે.

દેરી નં.પ માં મૂલનાયક શ્રી [ કુંથુનાથ ] અજીતનાથ ભ૦ની પરિકરવાળી મૂર્તિ ૧ અને સાદી મૂર્તિ ૧, ( કુલ મૂ૦ ૨ ) છે.

* દેરી નં. ૬ માં મૂલનાયક શ્રી (મુનિસુવ્રત) સંભવનાથ ભ૦ની પરિકરવાળી મૂર્તિ ૧ અને પરિકર વિનાની મૂર્તિ ૧, ( કુલ મૂ૦ ૨ ) છે.

* દેરી નં. ૭ માં મૂલનાયક શ્રી ( મહાવીર સ્વામી) શાંતિનાથજી વગેરે જિનબિંબ ૪ છે.

દેરી નં. ૮ માં મૂલનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાન વગેરે પરિકર વિનાનાં જિનબિંબ ૩ અને બાજુમાં ત્રણતીર્થીના પરિકરવાળી મૂર્તિ ૧, ( કુલ મૂર્તિ ૪ ) છે.

દેરી નં. ૯ માં મૂલનાયક શ્રી [આદિનાથ] ( નેમિનાથ ) ( પાર્શ્વનાથ ) મહાવીર સ્વામી વગેરે જિનબિંબ ૩ છે.

દેરી નં. ૧૦ માં મૂલનાયક શ્રી ( નેમિનાથ ) સુમતિનાથજીની પરિકરવાળી મૂર્ત્તિ ૧, શ્રી સીમંધર-યુગંધર-બાહુ અને સુબાહુ એ ચાર વિહરમાન ભ૦ની પરિકરવાળી ચાર મૂર્ત્તિઓનો પટ્ટ * ૧, ભરતક્ષેત્રની અતીત-વર્તમાન-અનાગત કાળની ત્રણ ચોવિશીનો બહુ લાંબો આરસનો પટ્ટ + ૧, આરસના પત્થરના એક મૂર્ત્તિપટ્ટમાં હાથી ઉપર અંબાડીમા બેઠેલ એક શ્રાવકની મૂર્ત્તિ છે અને તેની નીચે એજ મૂર્ત્તિપટ્ટમાં ઘોડા ઉપર બેઠેલ એક શ્રાવકની નાની મૂર્ત્તિ ખોદેલી છે. બન્નેના માથે છત્રો છે. તે મૂર્ત્તિપટ્ટ ઉપર લેખ કે નામ નથી તેથી તે કોની મૂર્ત્તિ છે તે જાણી શકાતું | નથી. તેની બાજુમાં આરસના એકજ લાંબા પથ્થરમાં શ્રાવકની આઠ મૂર્ત્તિઓ ખોદેલી છે. દરેક મૂર્ત્તિ નીચે માત્ર નામ લખેલું છે. તે નામો આ પ્રમાણે છે—

---

* આ પટ્ટની એક બાજુમાં એજ પથ્થરમાં ઉપરા ઉપ શ્રાવિકાની બે મૂર્તિઓ કોતરેલી છે, તે બન્ને હાથ જોડીને ચૈત્યવંદ કરતી હોય એમ બેઠેલી છે, તેમની પાસે ફુલદાની વગેરે પૂજાની સામગ્રી છે. આ પટ્ટમાં નીચે પ્રમાણે નામો લખેલાં છે. ડાબા હા તરફ ઉપરથી—

( १ ) समिंधर सामि ॥ ( २ ) जुगंधर सामि ॥
( ३ ) बाहु तीर्थंगर ॥ ( ४ ) महाबाहु तीर्थंगर
ઉપરની શ્રાવિકા પર सोहिणि ॥
નીચેની શ્રાવિકા પર अभयमिरि ॥

\+ આ ત્રણ ચોવિશીના દરેક ભગવાનની મૂર્ત્તિની નીચે તે ભગવાનનું નામ લખેલું છે.

| જૂઓ પૃષ્ઠ ૨૧ અને તેની નીચેની નોટ.



વિમલ-વસહી, દેરી ૧૦-વિમલ મંત્રી અને તેના પૂર્વજો-વિગેરે

૧ महं० श्रीनीनामूर्त्तिः ॥ **વિમલ**મંત્રી અને તેમના ભાઇ મંત્રી **નેઢ**ના વંશના પૂર્વજોમાં મુખ્ય પુરૂષ.

૨ महं० श्रीलहरमूर्त्ति. ॥ **નીના** ( નીન્નક ) મંત્રીને પુત્ર.

૩ महं० श्रीवीरमूर्त्तिः ॥ લહરમંત્રીના વંશમાં લગભગ બસો વર્ષે થએલ મંત્રી.

૪ महं० श्रीनेट(ढ)मूर्त्तिः ॥ **વીર**મંત્રીનો પુત્ર અને **વિમલ**મંત્રીનો મોટાભાઇ.

૫ महं० श्रीलालिगमूर्त्तिः ॥ **નેઢ**મંત્રીનો પુત્ર

૬ महं० श्रीमहिंदुय(क)मूर्त्तिः ॥ મં. લાલિગનો પુત્ર

૭ हेमरथमूर्त्तिः ॥ મંત્રી **મહિંદુક**નો પુત્ર

૮ दशरथमूर्त्तिः ॥ મંત્રી **મહિંદુક**નો પુત્ર અને **હેમરથ**નો નાનો ભાઇ.

શ્રીપ્રાગ્વાટ જ્ઞાતીય આ **હેમરથ** અને **દશરથ** નામના બન્ને ભાઇઓએ દશમા નંબરની આ દેરીનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે. દેરીના દરવાજા ઉપર સં. ૧૨૦૧ નો મોટો લેખ છે. ( વિશેષ માટે જૂઓ પાનું ૨૧ -અને બીજા ભાગમા નોટ નંબર ૧૯ થી ૪૮ ).

આ દેરીમાં કુલ મૂર્ત્તિ ૧ અને ઉપર પ્રમાણે મૂર્ત્તિપટ્ટ ૪ છે.

* દેરી નં. ૧૧ માં મૂલનાયક શ્રી ( મુનિસુવ્રત ) શાંતિનાથ ભ૦ ની પરિકરવાળી મૂર્ત્તિ ૧, પંચતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિઓ ૨ અને સાદી મૂર્ત્તિઓ ૩, ( કુલ મૂર્ત્તિઓ ૬ ) છે.

દેરી નં. ૧૨ મા મૂલનાયક શ્રી (નેમિનાથ) (શાંતિનાથ)

મહાવીરસ્વામીની પંચતીર્થીના પરિકરવાળી મૂર્તિ ૧ અને સાદી મૂર્તિ ૨, (કુલ મૂ. ૩) છે.

દેરી નં૦ ૧૩ માં મૂલનાયક શ્રી (વાસુપૂજ્ય) ચંદ્રપ્રભ ભ૦ ની પંચતીર્થીના પરિકરવાળી મૂર્તિ ૧, સાદા પરિકરવાળી મૂર્તિ ૧, પરિકરવિનાની મૂર્તિ ૪ અને શ્રીઆદિનાથ ભ૦ ની પાદુકા જોડી ૧, (કુલ જિનબિંબ ૬ અને પગલાં જોડી ૧) છે.

દેરી નં૦ ૧૪ માં મૂલનાયક શ્રી (આદિનાથ) આદિનાથ ભ૦ વગેરે જિનબિંબ ૩ અને હાથી ઉપર બેઠેલા શ્રાવકની મૂર્તિ ૧ છે. +

દેરી નં૦ ૧૫ માં મૂલનાયક શ્રી (શાંતિનાથ) (શાંતિનાથ).......ભગવાનની પંચતીર્થીના પરિકરવાળી મૂર્તિ ૧, સાદા પરિકરવાળી મૂર્તિ ૧ અને પરિકરવિનાની મૂર્તિ ૨, (કુલ બિંબ ૪) છે.

દેરી નં૦ ૧૬ માં મૂલનાયક શ્રીશાંતિનાથ ભ૦ની પરિકરવાળી મૂર્તિ ૧, પરિકરવિનાનાં જિનબિંબ ૪ અને એક આરસના પથ્થરમાં ખોદેલા એક વૃક્ષની નીચે કમળ ઉપર બેઠેલી

---

+ આ શ્રાવકની મૂર્તિ, દેરીમાં જમણી બાજુની ભીંતમા લાગેલી છે, અને તે આરસના એક પથ્થરમાં બેઠેલા હાથી ઉપર બેઠેલી કોતરેલી છે. તેના એક હાથમા ફલ અને એક હાથમાં પુલની માળા છે. શરીર ઉપર અંગરખું પહેર્યાની નિશાની કોતરેલી છે. મૂર્તિ ઉપર લેખ નથી, પણ દેરીને માથે લેખ છે તે પરથી જણાય છે કે—આ દેરીનો જીર્ણોદ્ધાર કરાવનાર જયતા અથવા તેના કાકા રામાની આ મૂર્તિ હોવી જોઇએ.

.વાળી મૂર્ત્તિ કોતરેલી છે. તેમાં એક બાજુએ એક અને બીજી બાજુએ એક શ્રાવિકા હાથમાં પૂજાનો સામાન ને ઉભેલ છે. લેખ નથી. આ મૂર્ત્તિ શ્રી પુંડરિકસ્વામીની ાની સંભાવના છે. (કુલ જિનબિંબો ૬ અને ઉપર પ્રમાણેના રનો પટ્ટ ૧ ) છે.

દેરી. નં. ૧૭ માં સમવસરણની * સુંદર રચના આરસના શીલાળા પથ્થરોથી બનેલી છે. તેમાં મૂલનાયક ચૌમુખજી કે ૧ મહાવીર, ૨........,૩ આદિનાથ અને ૪ ચંદ્રપ્રભ વાન એમ કુલ મૂર્ત્તિઓ ૪ છે.

આ દેરીની બહાર પણ એક નાના સમવસરણની રચના તેમાં નીચે ત્રણ ગઢ છે, તેના ઉપર ચૌમુખજી તરીકે ચાર ર્ત્તિઓ અને માથે દેરીનો આકાર એક જ પથ્થરમાં બનાવેલ છે.

દેરી નં. ૧૮ માં મૂલનાયક શ્રી શ્રેયાંસનાથ ભગવાન રે જિનબિંબ ૩ છે. આ દેરીની બહારનો ઘુમટ અને દ્વાર રિ બધું નવું થએલું છે.

આની પછી બે ઓરડીઓ ખાલી છે.

દેરી નં. ૧૯ માં મૂલનાયક" શ્રી આદિનાથ ભગવાન ોરે જિનબિંબ ૭ અને સાદા પરિકરવાળી મૂર્ત્તિ ૨, ( કુલ નબિંબ ૯ ) છે.

* સમવસરણ એટલે તમામ પ્રકારની સગવડવાળી દેવોએ ાવેલી શ્રીતીર્થંકર ભગવાનની વિશાલ વ્યાખ્યાનશાલા.

આ દેરીની બહાર ભીંતમાં એક ગોખલો છે. તેમાં ત્રણ તીર્થી અને સર્પની ફણના પરિકરવાળી જિન પ્રતિમા ૧ છે.

દેરી નં. ૨૦ ને ઠેકાણે શ્રી ઋષભદેવ ભગવાનનો મોટો ગભારો છે તેમાં મૂલનાયક શ્રી ઋષભદેવ ભગવાનની * શ્યામ વર્ણની મોટી અને પ્રાચીન પ્રતિમા ૧, ત્રણ ગઢની સુંદર રચનાવાળા + સમવસરણમાં ચૌમુખજી તરીકે પરિકરવાળા

---

* આ મૂર્તિના બન્ને ખભા પર ચોટલીની નિશાની હોવાથી નિશ્ચય પૂર્વક કહી શકાય તેમ છે કે–આ મૂર્તિ શ્રી મુનિસુવ્રત સ્વામિની નહિ, પણ શ્રી **ઋષભદેવ ભગવાન**ની છે. લેખ પર લંછન નહિ હોવાથી, શ્યામ વર્ણ હોવાથી, તેમજ ખભા પરની ચોટલીની નિશાની તરફ ધ્યાન નહિ જવાથી લોકો આ મૂર્તિને શ્રી મુનિસુવ્રત સ્વામિની મૂર્તિ માનવા લાગી ગયા છે, પણ તે ભૂલ છે. માટે હવેથી આપણે આને શ્રી **ઋષભદેવ ભગવાન**ની જ મૂર્તિ માનવી જોઈએ.

દંતકથા છે કે–આ મૂર્તિ, લગભગ સંવત્ ૧૦૮૦માં અંબિકા દેવીએ શ્રીવિમલમંત્રીને સ્વપ્ન આપીને જમીનમાંથી પ્રગટ કરાવી. આ મૂર્તિ ચોથા આરાની (લગભગ ૨૪૧૦ વર્ષ પહેલાની) કહેવાય છે. શ્રીવિમલશાહ શેઠે મંદિર બંધાવતાં સૌથી પહેલાં આ ગભારો બનાવીને તેમાં આ મૂર્તિ વિરાજમાન કરી હતી. પછી શ્રીવિમલમંત્રીએ મૂલનાયકજી તરીકે સ્થાપન કરવા માટે ધાતુની બહુ રમણીય મોટી મૂર્તિ નવી કરાવી તેથી, એ મૂર્તિ ત્યાંજ રહેવા દીધી.

+ આ સમવસરણમાં નિયમાનુસાર પહેલા ગઢમાં વાહનો, બીજા ગઢમાં ઉપદેશ સાંભળવા આવનારા પશુઓ, ત્રીજા ગઢમાં દેવ તથા મનુષ્યની બાર પર્ષદા, બાર દરવાજા, ગઢના કાંગરા અને ઉપર દેરીનો આકાર સુંદર રીતે બનાવેલ છે.



વિમલ-વસહી, દેરી ૨૦-સમવસરણની રચના.

જિનબિંબ ૪, ઉત્કૃષ્ટકાળના ૧૭૦ જિનનો પટ્ટ ૧, એક એક ચોવીશીના પટ્ટ ૩, પંચતીર્થીના પરિકરવાળી જિનપ્રતિમા ૧, સાદાં પરિકરવાળાં જિનબિંબ ૪, પરિકર વિનાના જિનબિંબ ૧૫, ચોવિશીના પટ્ટમાંથી છુટાં પડી ગએલાં નાનાં જિનબિંબ ૬, આચાર્યની મૂર્ત્તિ એક મોટી (આ મૂર્ત્તિપટ્ટમાં વચ્ચે આચાર્ય પાટપર બેઠેલ છે. બન્ને કાનની પાછલ ઓઘો, જમણે ખભે મુહપત્તિ, એક હાથમાં માળાઓ અને શરીર ઉપર કપડાની નિશાની છે. બન્ને બાજુએ એકેક શ્રાવકની મૂર્ત્તિ હાથ જોડીને ઉભેલ છે. તેની નીચે તેમનાં નામો सा॰ सूरा । सा॰ बाला એ પ્રમાણે લખેલાં છે. ધર્મઘોષસૂરિ શિષ્ય આનંદસૂરિ–અમરપ્રભસૂરિ શિષ્ય જ્ઞાનચંદ્રસૂરિ શિષ્ય શ્રીમુનિશેખરસૂરિ[११]ની આ મૂર્ત્તિ સં. ૧૩૯૬ માં ઉપરના બન્ને શ્રાવકોએ કરાવી એવો લેખ તે મૂર્ત્તિ નીચે છે.) આચાર્યની નાની મૂર્ત્તિ ૧ (હાથ જોડીને બેઠેલ છે, નામ નથી. આ મૂર્ત્તિમાં પણ ઉપરની પેઠે જ કાનની પાછલ ઓઘો છે, મુહપત્તિ હાથમાં છે અને શરીર ઉપર કપડાની નિશાની છે.) શ્રાવક–શ્રાવિકાનાં યુગલ ૨ મોટાં (નામ નથી), શ્રાવકની હાથ જોડીને ઉભેલી નાની મૂર્ત્તિ ૧, શ્રાવિકાની હાથ જોડીને બેઠેલી નાની મૂર્ત્તિ ૧, અંબિકા દેવીની મૂર્ત્તિ ૧ નાની, ભોંયરામાંથી નીકળેલી ધાતુની અંબિકાદેવીની સુંદર મૂર્ત્તિ ૧, યક્ષની મૂર્ત્તિ ૨, ભૈરવ (ક્ષેત્રપાલ)ની મૂર્ત્તિ ૧, અને પરિકરમાંથી છૂટા પડી ગએલ ઇંદ્રની મૂર્ત્તિ ૧ છે. (આ ગભારામાં કુલ પંચતીર્થીના પરિકરવાળી જિનમૂર્ત્તિ ૧, સાદા પરિકરવાળી મૂર્ત્તિ ૪, પરિકર વિનાની મૂલનાયકજી સહિત મૂર્ત્તિ ૧૬, બહુજ નાની મૂર્ત્તિઓ ૬, ચાર જિનબિંબ યુક્ત સમવસરણ ૧, ૧૭૦ જિનનોપટ્ટ ૧,

ચોવિશ જિનનાપટ્ટ ૩, આચાર્યમૂર્ત્તિ ૭, શ્રાવક-શ્રાવિકાન યુગલ ૨, શ્રાવકમૂર્ત્તિ ૧, શ્રાવિકામૂર્ત્તિ ૧, અંબિકાદેવીની મૂર્ત્તિ ૨ ( આરસની ૧ અને ધાતુની ૧, ) યક્ષમૂર્ત્તિ ૭, ક્ષેત્ર પાલમૂર્ત્તિ ૧ અને ઇદ્રમૂર્ત્તિ ૧ છે )

દેરી નં ૨૧ ( ઉપરના ગભારા પાસેની દેરી )મા અંબાજીની મૂર્ત્તિ ૪ છે, તેમા અંબાજીની મૂળ મૂર્ત્તિ મોટી અને ભવ્ય છે તેની નીચે લેખ છે ૬૨ આ મૂર્ત્તિ શ્રી વિમલમંત્રીના વંશમા થએલા મંડણે ( માણકે ) સંવત્ ૧૩૯૪ મા કરાવી છે આ મૂળ મૂર્ત્તિને માથે તથા તેમના જમણા હાથ તરફ તેમની નાની મૂર્ત્તિને માથે ભગવાનની એકેક મૂર્ત્તિ કોતરેલી

દેરી નં ૨૨ મા મૂલનાયક શ્રી [ આદિનાથ ] આદિનાજીની ત્રણતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકર વિના મૂર્ત્તિ ૨, (કુલ ૩) છે આ દેરીનો બહારનો બધો ભાગ થયો છે

દેરી નં ૨૩ મા મૂલનાયક શ્રી [આદિનાથ] (પદ્મ નેમિનાથ ભગવાન સહિત સાદા પરિકરવાળી મૂર્ત્તિ ૨ પંચતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧, (કુલ ૩) છે

દેરી નં ૨૪ મા મૂલનાયક શ્રી ( શાતિનાથ ) તિનાથ અથવા અનન્તનાથ ભગવાન સહિત સાદા પરિકર મૂર્ત્તિ ૨ અને પરિકર વિનાની મૂર્ત્તિ ૧, (કુલ ૩ ) છે



વિમલ-વસહી, શ્રી અંબિકા દેવી.

* દેરી નં. ૨૬ માં મૂલનાયક શ્રી ચંદ્રપ્રભ ભગવાનની ત્રણતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકરવિનાની મૂર્ત્તિ ૨, ( કુલ ૩ ) છે.

* દેરી નં. ૨૭ માં મૂલનાયક શ્રી ( સુમતિનાથ ) (સુમતિનાથ ) ..........ભ૦ ની પંચતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને સાદી મૂર્ત્તિ ૩, ( કુલ ૪ ) છે.

* દેરી નં. ૨૮ માં મૂલનાયક શ્રી (પદ્મપ્રભ) નેમિનાથની ત્રણતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને સાદી મૂર્ત્તિ ૨, ( કુલ ૩ ) છે.

દેરી નં. ૨૯ માં મૂલનાયક શ્રી (સુપાર્શ્વનાથ) આદિનાથ ભગવાનની ત્રણતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકર વિનાની મૂર્ત્તિ ૨, ( કુલ ૩ ) છે.

દેરી નં. ૩૦ માં મૂલનાયક શ્રી ( શાંતિનાથ ) સીમંધરસ્વામીની પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકરવિનાની મૂર્ત્તિ ૨, ( કુલ ૩ ) છે.

દેરી નં. ૩૧ માં મૂલનાયક શ્રી (મુનિસુવ્રત) સુવિધિનાથ ભગવાનની પંચતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને સાદી ૨, ( કુલ ૩ ) છે.

દેરી નં. ૩૨ માં મૂલનાયકશ્રી [ ઋષભદેવ ] (શાંતિનાથ) ( મહાવીર ) આદિનાથ ભગવાન સહિત પરિકરવાળી મૂર્ત્તિ ૨ મૂર્ત્તિ અને સાદી મૂર્ત્તિ ૧, ( કુલ ૩ ) છે.

દેરી નં. ૩૩ માં મૂલનાયક શ્રી ( અનંતનાથ ) કુંથુનાથ

* દેરી નં. ૨૬ માં મૂલનાયક શ્રી ચંદ્રપ્રભ ભગવાનની ત્રણુતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકરવિનાની મૂર્ત્તિ ૨, ( કુલ ૩ ) છે.

* દેરી નં. ૨૭ માં મૂલનાયક શ્રી ( સુમતિનાથ ) (સુમતિનાથ )............ભ૦ ની પંચતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને સાદી મૂર્ત્તિ ૩, ( કુલ ૪ ) છે.

* દેરી નં. ૨૮ માં મૂલનાયક શ્રી (પદ્મપ્રભ) નેમિનાથની ત્રણુતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને સાદી મૂર્ત્તિ ૨, ( કુલ ૩ ) છે.

દેરી નં. ૨૯ માં મૂલનાયક શ્રી (સુપાર્શ્વનાથ) આદિનાથ ભગવાનની ત્રણુતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકર વિનાની મૂર્ત્તિ ૨, ( કુલ ૩ ) છે.

દેરી નં. ૩૦ માં મૂલનાયક શ્રી ( શાંતિનાથ ) સીમંધરસ્વામીની પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકરવિનાની મૂર્ત્તિ ૨, ( કુલ ૩ ) છે.

દેરી નં. ૩૧ માં મૂલનાયક શ્રી (મુનિસુવ્રત) સુવિધિનાથ ભગવાનની પંચતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને સાદી ૨, ( કુલ ૩ ) છે.

દેરી નં. ૩૨ માં મૂલનાયકશ્રી [ ઋષભદેવ ] (શાંતિનાથ) ( મહાવીર ) આદિનાથ ભગવાન સહિત પરિકરવાળી મૂર્ત્તિ ૨ મૂર્ત્તિ અને સાદી મૂર્ત્તિ ૧, ( કુલ ૩ ) છે.

દેરી નં. ૩૩ માં મૂલનાયક શ્રી ( અનંતનાથ ) કુંથુનાથ

ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકર વિનાની મૂર્ત્તિ ૨, ( કુલ ૩ ) છે.

દેરી નં. ૩૪ માં મૂલનાયક શ્રી ( અરનાથ ) ( મલ્લિનાથ ) પદ્મપ્રભ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકર વિનાની મૂર્ત્તિ ૨, ( કુલ ૩ ) છે.

* દેરી નં. ૩૫ માં મૂલનાયક શ્રી ( શાંતિનાથ ) ધર્મનાથ ભગવાન સહિત પરિકરવાળી મૂર્ત્તિઓ ૨ અને ત્રિતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧, ( કુલ ૩ ) છે.

* દેરી નં. ૩૬ માં મૂલનાયક શ્રી ( ધર્મનાથ ) શાંતિનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકર વિનાની મૂર્ત્તિ ૨, ( કુલ ૩ ) છે.

દેરી નં. ૩૭ માં મૂલનાયક શ્રી ( શીતલનાથ ) પાર્શ્વનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકર વિનાની મૂર્ત્તિ ૨, ( કુલ ૩ ) છે.

* દેરી નં. ૩૮ માં મૂલનાયક શ્રી ( શાંતિનાથ ) આદિનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકર વિનાની ર્ત્તિ ૨, ( કુલ ૩ ) છે.

* દેરી નં. ૩૯ માં મૂલનાયક શ્રી (કુંથુનાથ) કુંથુનાથ ભગવાન સહિત પરિકરવાળી મૂર્ત્તિ ૨ અને ત્રણતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧, ( કુલ ૩ ) છે.

* દેરી નં. ૪૦ માં મૂલનાયક શ્રી ( મલ્લિનાથ ( સુમતિનાથ ) વિમલનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ અને પરિકર વિનાની મૂર્ત્તિઓ ૨, ( કુલ ૩ ) છે.

* દેરી નં. ૪૧ માં મૂલનાયક શ્રી (વાસુપૂજ્ય) ...શ્વતા વારિષેણજીની પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકર ...નાની મૂર્ત્તિઓ ૨, (કુલ ૩) છે.

* દેરી નં. ૪૨ માં મૂલનાયક શ્રી [અજીતનાથ] ...આદિનાથ) આદિનાથ ભગવાનની ત્રણતીર્થીના પરિકરવાળી ...ર્ત્તિ ૧ અને સાદી મૂર્ત્તિઓ ૨, (કુલ ૩) છે.

* દેરી નં. ૪૩ માં મૂલનાયક શ્રી [નેમિનાથ]........ ...ગવાન સહિત પરિકરવાળી મૂર્ત્તિઓ ૨ અને પંચતીર્થીના ...રેકરવાળી મૂર્ત્તિ ૧, (કુલ ૩) છે.

* દેરી નં. ૪૪ માં મૂલનાયક શ્રી [પાર્શ્વનાથ] પાર્શ્વ-...ભ૦ની અતિ સુંદર નકશીદાર તોરણ ૧ અને પરિકર વાળી ...ર્ત્તિ ૧ અને સાદા પરિકરવાળી બીજી મૂર્ત્તિ ૧, (કુલ ૨) છે.

દેરી નં. ૪૫ માં મૂલનાયક શ્રી (નમિનાથ) (શાંતિનાથ) ...દિનાથ ભગવાનની અત્યંત સુંદર નકશીદાર તોરણ ૧ અને ...રેકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૪૬ માં મૂલનાયક શ્રી [સુનિસુવ્રત] (અજિત-...) ધર્મનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને ...રેકર વિનાની પ્રતિમા ૨, (કુલ ૩) છે.

દેરી નં. ૪૭ માં મૂલનાયક શ્રી [મહાવીર] (શાંતિનાથ) ...તનાથ ભગવાનની અત્યંત સુંદર નકશીદાર તોરણ ૧ અને ...તીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

* દેરી નં. ૪૮ માં મૂલનાયક શ્રી [અજિતનાથ] ...તિનાથ ભગવાન સહિત પરિકરવાળી પ્રતિમા ૨ અને ...વિનાની મૂર્ત્તિ ૧, (કુલ ૩) છે.

* દેરી નં. ૪૯ મા મૂલનાયક શ્રી [ પાર્શ્વનાથ ] અજિત-નાથ ભગવાનની પરિકરવાળી મૂર્તિ ૧ છે અને ડાબા હાથ તરફ પરિકરવાળી બીજી મૂર્તિ ૧ છે આ મૂર્તિના પરિકરમાં સુંદર રીતે ગોઠવીને ભગવાનની ૨૩ મૂર્તિઓ ખોદેલી છે. એટલે તે ચોવિશીનો પટ્ટ કહી શકાય, પરંતુ તે પટ્ટના મૂલનાયકજીની મૂર્તિ મોટી અને પરિકરથી જુદી છે. ( કુલ મૂર્તિ ૧ અને ઉપર્યુક્ત ચોવિશીનો પટ્ટ ૧ છે. )

દેરી ન. ૫૦ મા મૂલનાયક શ્રી [ વિમલનાથ ] મહાવીર-સ્વામીની પરિકરવાળી મૂર્તિ ૧ છે.

દેરી નં. ૫૧ માં મૂલનાયક શ્રી [ આદિનાથ ]……….. ભગવાનની ત્રણતીર્થીના પરિકરવાળી મૂર્તિ ૧ અને પરિકર વિનાની મૂર્તિ ૧, ( કુલ ૨ ) છે.

* દેરી નં. ૫૨ માં મૂલનાયક શ્રી [ મહાવીર ]મહાવીર સ્વામીની પંચતીર્થીના પરિકરવાળી મૂર્તિ ૧ અને પરિકર વિનાની મૂર્તિ ૧ ( કુલ ૨ ) છે.

* દેરી નં. ૫૩ માં મૂલનાયક શ્રી શીતલનાથ ભગવાનની પરિકરવાળી મૂર્તિ ૧ અને પરિકર વિનાની મૂર્તિ ૨, ( કુલ ૩ ) છે.

* દેરી નં. ૫૪ માં મૂલનાયક શ્રી [ પાર્શ્વનાથ ] આદિ-નાથ ભગવાનની અત્યંત સુંદર નકશીદાર તોરણના સ્તંભો + (ઉપરનું તોરણ નથી. ) અને ત્રણ તીર્થીના પરિકર સહિત મૂર્તિ ૧ છે.



વિમલ-વસહી,
દેરી ૪૮-ચતુર્વિંશતિ જિનપટ્ટ ( જિન ચોવિશી )

૪ શ્રાવકોની મૂર્ત્તિઓ (૨ ગૂઢમંડપમાં, ૧ દેરી નં. ૧૪ માં અને ૧ દેરી નં. ૨૦ માં).

૨ પટ્ટ. જે પૈકી દેરી નં. ૧૦ માં એક પટ્ટમાં હાથી ઉપર તથા ઘોડા ઉપર બેઠેલ શ્રાવકની અક્કેક મૂર્ત્તિ કોતરેલી છે અને એક પટ્ટમાં નીના આદિ શ્રાવકોની મૂર્ત્તિઓ ૮ ખોદેલી છે.

૪ શ્રાવિકાની મૂર્ત્તિ (૩ ગૂઢમંડપમાં અને ૧ દેરી નં. ૨૦ માં).

૧ નવચોકીના ગોખલામાં એક પટ્ટમાં ત્રણ શ્રાવિકાઓની મૂર્ત્તિ કોતરેલી છે.

૨ યક્ષની મૂર્ત્તિ (દેરી નં. ૨૦ માં).

૭ અંબિકાદેવીની મૂર્ત્તિઓ (૨ દેરી નં. ૨૦ માં, ૪ દેરી નં. ૨૧ માં અને ૧ ગૂઢમંડપમાં).

૧ ભૈરવની ઉભી મૂર્ત્તિ (દેરી નં. ૨૦ માં).

૧ ઈંદ્રની મૂર્ત્તિ (પરિકરમાંથી છુટી પડી ગયેલ).

૧ લક્ષ્મીદેવીની મૂર્ત્તિ (હસ્તિશાળામાં).

૧૧ હાથી ૧૦ અને ઘોડો ૧ (હસ્તિશાળામાં).

૧ ઘોડા ઉપર બેઠેલ વિમલશાહ શેઠની મૂર્ત્તિ ૧

૧ અને તેમના ઉપર છત્ર ધરીને ઉભેલ મૂર્ત્તિ ૧ (હસ્તિશાળામાં).

૮ હાથી ઉપર બેઠેલ શ્રાવકોની મૂર્ત્તિ ૩ અને મહાવતોની મૂર્ત્તિ ૫ (હસ્તિશાળામાં).

ભાવોની રચના.

(૧) વિમલવસહીના ગૂઢમંડપમાં પ્રવેશ કરવાના મુખ્ય દરવાજાની બહાર, દરવાજે અને ડાબા હાથ તરફના ગોખલાની વચ્ચે દીવાલની કોતરણીમાં સૌથી ઉપરના–પહેલા ખંડમાં એક શ્રાવક ભગવાન સન્મુખ બેસીને ચૈત્યવંદના કરી રહેલ છે, પાસે એક શ્રાવિકા હાથ જોડીને ઉભી છે, તેની પાસે એક બીજી શ્રાવિકા ઉભી છે. તેની નીચેના–બીજા ખંડમાં બે શ્રાવકો છે. તેઓના હાથમાં પુષ્પમાળાઓ છે. ત્રીજા ખંડમાં આચાર્ય મહારાજ આસન ઉપર બેસીને ઉપદેશ આપી રહ્યા છે. પાસે * ઠવણી રાખેલી છે. તેની નીચેના ચારે ખંડોમાં અનુક્રમે ત્રણ સાધુઓ, ત્રણ સાધ્વીઓ, ત્રણ શ્રાવક અને ત્રણ શ્રાવિકાઓ ઉભા છે.

(૨) એજ ઠેકાણે મુખ્ય દરવાજે અને જમણા હાથ તરફના ગોખલાની વચ્ચેની ભીંતમાં સૌથી ઉપરના–પ્રથમ ખંડમાં એક શ્રાવિકા હાથ જોડીને ઉભી છે, તેની પાસે એક શ્રાવક ઉભેલ છે. બીજા ખંડમાં બે શ્રાવકો પુષ્પમાળાઓ લઇને અને એક શ્રાવક હાથ જોડીને ઉભેલો છે. ત્રીજા ખંડમાં ગુરૂ મહારાજ બે શિષ્યોને ક્રિયા કરાવતાં માથે વાસક્ષેપ નાંખે છે અને શિષ્યો નમ્ર થઇને–માથું નીચું નમાવીને વાસક્ષેપ નંખાવે છે. ગુરૂ મહારાજ ઉંચા આસન પર બેઠેલા છે. સામે તેમના મુખ્ય શિષ્ય નાના આસન પર બેઠેલ છે, વચ્ચે પાટલા ઉપર ઠવણી છે. તેની નીચેના ચાર ખંડોમાં ઉપર પ્રમાણે જ અનુક્રમે ત્રણ સાધુ, ત્રણ સાધ્વી, ત્રણ શ્રાવક અને ત્રણ શ્રાવિકાઓ ઉભાં છે.

* ગુરૂદેવ–આચાર્ય મહારાજનું જેમાં સ્થાપન થાય તે સ્થાપના-ચાર્ય. અને તેને ઉંચે આસને મૂકી નકાય તેવી ચોપાઇને જૈન પારિભાષિક શબ્દમાં ઠવણી કહેવામાં આવે છે.

(૩) નવચોકીના પહેલા ખંડના વચલા (મુખ્ય દરવાજાની પાસેના) ગુમ્મજના છતની નીચેની ગોળ લાઇનમાં એક તરફ ભગવાન કાઉસ્સગ્ગ ધ્યાનમાં ઉભા છે. આસપાસ શ્રાવકો કુંભ, પુષ્પમાળ વગેરે પૂજાની સામગ્રી લઇને ઉભા છે. બીજી તરફ આચાર્ય મહારાજ આસન ઉપર બેઠેલ છે. એક શિષ્ય સાષ્ટાંગ નમસ્કાર કરી રહ્યો છે. બીજા શ્રાવકો હાથ જોડીને ઉભા છે. બાકીના ભાગમાં ગીત-નૃત્ય વાદિત્રનાં પાત્રો કોતરેલ છે.

(૪) નવચોકીમાં આપણા જમણા હાથ તરફના ત્રીજા ગુમ્મજની છતના એક તરફના ખૂણામાં અભિષેક સહિત લક્ષ્મીદેવીની મૂર્તિ કોતરેલી છે અને એજ ગુમ્મજના બીજા ખૂણામાં બે હાથીના યુદ્ધનો દેખાવ કોતરેલો છે.

(૫) નવચોકી પછીના નીચેના મોટા રંગમંડપમાં વચલા મોટા ગોળ ગુમ્મજમાંના દરેક સ્તંભ પર અક્કેક એમ, જુદાં જુદાં આયુધ-શસ્ત્ર અને જુદાં જુદાં વાહનોવાળી ૧૬ વિદ્યાદેવીઓની* બહુ સુંદર ઉભી મૂર્તિઓ છે.।

(૫ C) એજ વચલા-મોટા રંગમંડપના નૈરૃત્ય ખૂણામાં વચ્ચે અંબિકાદેવીની સુંદર મૂર્ત્તિ કોતરેલી છે અને બાકીના ત્રણ ખૂણામાં પણ વચ્ચે કોઇ કોઈ દેવ-દેવીઓની સુંદર મૂર્તિઓ કોતરેલી છે.

---

* સોળ વિદ્યાદેવીઓનાં નામો—૧ રોહિણી, ૨ પ્રજ્ઞપ્તિ, ૩ વજ્રશૃંખલા, ૪ વજ્રાંકુશી, ૫ અપ્રતિચક્રા ( ચક્રેશ્વરી ), ૬ પુરુષદત્તા, ૭ કાલી, ૮ મહાકાલી, ૯ ગૌરી, ૧૦ ગાંધારી, ૧૧ સર્વાસ્ત્રા મહાજ્વાલા, ૧૨ માનવી, ૧૩ વૈરોટ્યા, ૧૪ અચ્છુપ્તા, ૧૫ માનસી અને ૧૬ મહામાનસી.



વિમલ-વસહી,
મોટો સભામંડપ, ૧૬ વિદ્યાદેવિઓ, ભાવ-પ.

(૫ A) રંગમંડપ અને જમણાં હાથ તરફની (ઉત્તર તરફની) ભમતીની વચ્ચેના, રંગમંડપની પાસેના વચલા ગુમ્મજમાં સરસ્વતીદેવીની આબેહુબ મૂર્ત્તિ કોતરેલી છે.

(૫ B) તેની સામેજ–રંગમંડપ અને દક્ષિણ દિશાની ભમતીની વચ્ચેના, રંગમંડપની પાસેના વચલા ગુમ્મજમાં લક્ષ્મીદેવીની સુંદર મૂર્ત્તિ કોતરેલી છે.

(૬) મંદિરમાં પેસવાનો મુખ્ય દરવાજો અને રંગમંડપ તે બેની વચ્ચેના નીચેના વચલા ગુમ્મજના મોટા ખંડમાં માથે **ભરત–બાહુબલિના યુદ્ધનો** ભાવ છે. × તેમાં પ્રારંભમાં એક

× પ્રથમ તીર્થંકર શ્રી આદીશ્વર ભગવાનને **ભરત–બાહુબલિ** વગેરે એક સો પુત્રો અને **બ્રાહ્મી** તથા **સુંદરી** એ બે પુત્રીઓ હતી, ભગવાને દીક્ષા લેતી વખતે **ભરતને** અયોધ્યાનું, **બાહુબલિને** તક્ષશિલાનું અને બીજા પુત્રોને જુદા જુદા દેશોનું રાજ્ય આપ્યું હતું. ભગવાને દીક્ષા લીધા બાદ ભગવાનના નાના ૯૮ પુત્રો અને **બ્રાહ્મી** તથા **સુંદરીએ** દીક્ષા લીધી હતી. પછી ખાસ કારણસર **ભરત** અને **બાહુબલિને** પરસ્પરમાં મહાયુદ્ધ થયું. લોકોનો સંહાર ન થાય એટલા માટે દેવોના સમજાવવાથી તેમણે બન્નેએ સૈન્યોની લડાઇ બંધ કરી પોતે બન્નેએ આપસમાં ૭ પ્રકારનાં દ્વંદ્વયુદ્ધ કર્યાં. **ભરત** ચક્રવર્તિ હોવા છતાં, **બાહુબલિનું** શરીરબલ વિશેષ હોવાથી બધા યુદ્ધોમાં તેઓ જીત્યા, છતાં **ભરત** ચક્રવર્તિએ વિશેષ યુદ્ધ કરવાની ઇચ્છાથી **બાહુબલિ** ઉપર, ફરી વાર એક મુષ્ટિનો પ્રહાર કર્યો. તેથી **બાહુબલિએ** પણ **ભરતને** મારવા એક મુઠી ઉપાડી, પરંતુ આ હું શું કરી રહ્યો છું ? મોટાભાઇને મારવા તૈયાર થયો છું ? એમ

વૈરાગ્ય આવવાથી એજ વખતે તેમણે દીક્ષા લઇ લીધી-એજ ઉપાડેલી મુઠીવડે પોતાના માથાના વાળનું લુંચન કરી નાંખ્યું ભરતરાજા, તેમને નમસ્કાર કરી, ઘણી સ્તુતિ કરી, તેમના મોટા પુત્રને ગાદી ઉપર બેસાડીને પોતે અયોધ્યા પાછા આવ્યા. હવે બાહુબલિને વિચાર થયો કે ન્હાના ૯૮ ભાઇઓએ પહેલાં દીક્ષા લીધી છે, તેમને વાંદવા પડશે માટે કેવલજ્ઞાન પ્રાપ્ત કરીને પછી ભગવાન્ પાસે જઉં, જેથી ન્હાના ભાઇઓને વાંદવા ન પડે. એવા વિચારથી બાહુબલિ મુનિએ એજ ઠેકાણે એક વર્ષ સુધી કાયોત્સર્ગ કરી હમેશાં ઉપવાસ કરવા સાથે અનેક કષ્ટો સહન કર્યાં; છતાં કેવલજ્ઞાન પ્રાપ્ત ન થયું. પછી તેમની બહેનો–સાધ્વી બ્રાહ્મી અને સુંદરી આવીને સમજાવવા લાગી કે-" વીરા મોરા ગજ થકી ઉતરો. " એટલે હે ભાઇ ! માન રૂપી હાથી ઉપર ચડવાથી કેવલજ્ઞાન ન થાય. બાહુબલિ તુરતજ સમજી ગયા અને ન્હાના ભાઇઓને-વાંદવા માટે માન મૂકીને પગ ઉપાડયો કે તુરત જ તેમને કેવલજ્ઞાન સર્વજ્ઞપણું પ્રાપ્ત થયું. પછી તેઓ ભગવાનના સમવસરણમાં જઇ કેવલીની પર્ષદામાં બેઠા. પછી ભગવાનની સાથે ઘણા કાળ સુધી વિચરી આયુષ્ય પૂર્ણ થયે ભગવાનની સાથે જ મોક્ષે ગયા.

ભરતે ઘણાં વર્ષો સુધી ચક્રવર્તિનું રાજ્ય ભોગવ્યું. એક દિવસ ભરતરાજા તમામ વસ્ત્રાભૂષણો પહેરીને આરીસાભુવનમાં ગયા, ત્યાં પોતાનું રૂપ જોતાં હાથની આંગળીમાંથી વીંટી પડી જવાથી આંગળી નિસ્તેજ લાગી, અનુક્રમે બધાં આભૂષણો ઉતારી નાખ્યાં તો શરીરની શોભા ઘટી ગઇ જણાઇ. એજ વખતે વિચાર્યું કે આ બધી બહારની શોભા છે, એમ વૈરાગ્યરંગમાં તલ્લીન થવાથી કેવલજ્ઞાન પ્રાપ્ત થયું. શાસનદેવીએ આવીને સાધુનો વેષ આપ્યો. તે ધારણ કરી ભરત રાજર્ષિ અનેક વર્ષો સુધી વિચરી અનેક પ્રાણીઓને પ્રતિબોધ

આબૂજી



વિમલ-વસહી, ભરત-બાહુબલિનું યુદ્ધ, ભાવ-૧.

બન્નેની વચ્ચે વેલડીનો દેખાવ કરીને બન્ને નગરીઓને જુદી દેખાડી છે. તેમાં નીચે પ્રમાણે નામો વગેરે લખેલાં છે.

( A ) પહેલા અયોધ્યા તરફ—श्री भरथेश्वरसत्का विनीनामिधाना राजधानी (શ્રી ભરત ચક્રવર્તિની અયોધ્યા નામની રાજ્યધાની)। भग्नी वाभी (બહેન બ્રાહ્મી)। माता सुमंगला (માતા સુમંગલા)। પાલખીમાં બેઠેલ સ્ત્રીઓ ઉપર समस्त अंत.पुर (બધું અંતેઉર)। પાલખીમાં બેઠેલ સ્ત્રી ઉપર सुंदरि श्री रत्न (શ્રી રત્ન સુંદરી)। દરવાજા ઉપર प्रतोली (દરવાજો)। પછી અયોધ્યામાંથી લડાઇ માટે લશ્કર નિકળે છે તેમાં पाटहस्ति विजयगिरि (પટ્ટહસ્તિ વિજયગિરિ) ઉપર લડાઇના વેશમાં સજ્જ થઇને બેઠેલ મહામાત્ય मतिसागर (મહામંત્રી મતિસાગર)। લડાઇના વેશમાં સજ્જ થઇને હાથી ઉપર બેઠેલ सेनापति सुसेन (સુષેણ સેનાપતિ)। લડાઇના વેશમાં સજ્જ થઇને રથમા બેઠેલ श्रीभरथेश्वरस्य શ્રી ભરત ચક્રવર્તિનો (રથ)। વગેરે નામો લખેલાં છે. ત્યાર પછી હાથી, ઘોડા અને લશ્કરની લાઇનો ખોદેલી છે.

( B ) તક્ષશિલા નગરી તરફ—बाहुबलिसत्का तक्षशिलाभिधाना राजधानी (બાહુબલિની તક્ષશિલા નામની રાજ્યધાની)। पुत्री जसोमती (પુત્રી યશોમતિ)। પછી તક્ષશિલા નગરીમાંથી લડાઇ માટે લશ્કર બહાર નીકળે છે. તેમાં

પમાડીને અન્તમાં આયુષ્ય પૂર્ણ થવાથી મોક્ષે ગયા. તેમની સાથે ૯૮ ભાઇઓ અને બન્ને બહેનોએ પણ મોક્ષ લક્ષ્મીને પ્રાપ્ત

सिंहरथ सेनापति ( સિંહરથ સેનાપતિ ) । લડાઇના વેષમાં સજ્જ થઇને હાથી ઉપર બેઠેલ कुमार सोमजस ( કુમાર સોમયશાઃ ) । લડાઇના વેષમાં તૈયાર થઇને હાથી ઉપર બેઠેલ मंत्री बहुलमती ( મંત્રી બહુલમતિ ) । પાલખીમાં બેઠેલ સ્ત્રીઓ ઉપર अन्त:पुर (અન્તેઉર) । પાલખીમાં બેઠેલ સ્ત્રી ઉપર सुभद्रा स्त्रीरत्न ( સ્ત્રી રત્ન સુભદ્રા ) । ત્યાર પછી હાથી, ઘોડા વગેરે લશ્કરની લાઇનો ખોદેલી છે. લડાઇના વેષમાં રથમાં બેઠેલ છે તેના ઉપર નામ લખેલું છે પણ વંચાતું નથી, કદાચ તે બાહુબલિ પોતે હોય એમ લાગે છે.

( C ) પછી લડાઇના ક્ષેત્રમાં એક મરેલા માણસ ઉપર अनिलवेग : । લડાઇના વેષમાં ઘોડા ઉપર બેઠેલ મનુષ્ય પર सेनापति सींहरज । લડાઇના વેષમાં રથમાં બેઠેલ મનુષ્ય ઉપર रथारूढो भरथेश्वरस्य विद्याधर अनिलवेगः । વિમાનમાં બેઠેલ મનુષ્ય ઉપર अनिलवेग' । હાથી ઉપર पाटहस्ति विजयगिरि ॥ તેના ઉપર બેઠેલ મનુષ્ય ઉપર आदित्यजशः ॥ ઘોડા ઉપર બેઠેલ માણસ ઉપર सुवेग दूत : ॥ વગેરે લખેલ છે.

( D ) ત્યાર પછી બે લાઇનોમાં ભરત-બાહુબલિનું છ પ્રકારનું દ્વંદ્વયુદ્ધ કોતરેલું છે. તેમાં નીચે પ્રમાણે લખેલું છે.

भरथेश्वर बाहुबलि दृष्टियुद्ध । भरथेश्वर बाहुबलि वाक्युद्ध ।
भरथेश्वर बाहुबलि बाहुयुद्ध । भरथेश्वर बाहुबलि मुष्टियुद्ध ।
भरथेश्वर बाहुबलि दंडयुद्ध । भरथेश्वर बाहुबलि चक्रयुद्ध ।

( E ) પછી કાઉસ્સગ્ગમાં સ્થિત રહેલ અને વેલડીથી વિંટાએલ બાહુબલિની મૂર્તિ ઉપર काउसगे स्थितश्च बाहुबलि ॥ બ્રાહ્મી-સુંદરીના સમજાવવાથી માનનો ત્યાગ

કરી ન્હાના ભાઈઓને વાંદવા જવા માટે પગ ઉપાડતાં બાહુબલિને કેવલજ્ઞાન થાય છે તે વખતની મૂર્ત્તિ ઉપર संजात केवलज्ञाने वाहुबलि ॥ તેમની પાસેજ બ્રાહ્મી-સુંદરીની મૂર્ત્તિ છે તેના ઉપર प्रतिनौ वाभी तथा सुदरी ॥ આ પ્રમાણે લખેલ છે.

( F ) એક તરફના ખુણામાં ત્રણ ગઢ, અને ચૌમુખજી સહિત ભગવાન્ ઋષભદેવના સમવસરણની રચના છે. તેની પર્ષદામાં જાનવરોની મૂર્ત્તિઓ ઉપર मजारी मुसक ( બીલાડી અને ઉંદર ), सर्प नकुल ( સર્પ અને નોળીઓ ) सवच्छ गावि सिह ( વાછરડા સહિત ગાય અને સિંહ ), તથા શ્રાવિકાની પર્ષદા ઉપર सुनदा सुमगला ॥ समस्तश्राव(वि)कानि परिखधा ॥ પુરૂષોની પર્ષદા ઉપર इय हि समस्तश्रावकाना परिखधा ॥ ઉભા ઉભાં નમ્ર થઇને વિનતિ કરી રહેલ બ્રાહ્મી-સુંદરી ઉપર विज्ञप्ती क्रीयमाणा वांभी सुदरी ॥ ........હાથ જોડીને પ્રદક્ષિણા કરતા ભરત રાજાની મૂર્ત્તિ ઉપર प्रदक्षणादीयमानभरथेश्वरस्य ॥ આ પ્રમાણે લખેલ છે.

એક તરફ ભરત ચક્રવર્ત્તિને કેવલજ્ઞાન થવા સંબંધીનો ભાવ છે. તેમાં હાથની વીંટી વિનાની આંગળીને, જોતી ભરત રાજાની મૂર્ત્તિ ઉપર अंगुलिकस्थाननिरीक्षमाणाभरथेश्वरस्य समातकेवलज्ञान ॥ अय भरथेश्वर ॥ ભરત ચક્રવર્ત્તિને *ઓઘો-રજોહરણ આપતી દેવીની મૂર્ત્તિ ઉપર भरथेश्वरस्य

---

* રજથી બચવા માટે અથવા ન્હાના ન્હાના જંતુઓને બચાવવા માટે ઉનની દશીઓનો ગુચ્છો રાખવામાં આવે છે તે રજોહરણ.

संतातकेवलज्ञानं रजोहरणसमर्पणे सानिध्यदेवता समायाता ॥ .
रजोहरण सानिध्यदेवता ॥ વગેરે લખેલ છે. આ ગુમ્મજની નીચેના રંગમંડપના તોરણમાં બન્ને બાજુએ વચ્ચે વચ્ચે ભગવાનની એકેક મૂર્તિ કોતરેલી છે.

(૭) ઉપરના ભરત–બાહુબલિના ભાવની પાસેના–(મંદિરમાં જતા આપણા ડાબા હાથ તરફના ગુમ્મજની નીચેની ચારે દિશાની ચાર લાઈનોમાંથી પૂર્વ દિશા તરફની લાઈનની વચ્ચે ભગવાનની મૂર્તિ અને બન્ને ખૂણામાં સિંહાસન ઉપર બેઠેલ આચાર્યોની મૂર્તિ કોતરેલી છે. અને તેમની આસપાસ શ્રાવકો પૂજાની સામગ્રી હાથમાં લઈને ઉભા છે. ઉત્તર તરફની લાઈનની વચ્ચે પણ ભગવાનની મૂર્તિ છે, દક્ષિણની લાઈનમાં ત્રણ જગ્યાએ સિંહાસન ઉપર રાજા અથવા કોઈ મોટો માણસ બેઠેલ છે અને તેમની આસપાસ સૈનિકો વગેરે છે. તથા પશ્ચિમ તરફની લાઈનમાં મલ્લયુદ્ધ વગેરે છે.

(૮) ભરત–બાહુબલિના ભાવવાળા ગુમ્મજની પાસેના જમણા હાથ તરફના ગુમ્મજમાં નીચેની ચારે દિશાની ચારે લાઈનોમાં રાજા, સૈનિકો વગેરેની સવારી છે, પણ ઉત્તર તરફની લાઈનના એક ખૂણામાં આચાર્ય મહારાજ સિંહાસન ઉપર બેઠેલ છે, પાસે બે શ્રાવકો ઉભા છે, પછી ઠવણી છે, પછી શ્રાવકો બેઠા છે.

---

જેને જૈન પારિભાષિક શબ્દમા ઓઘો કહેવામાં આવે છે. જે સાધુઓ હમેશા પોતાની પાસે જ રાખે છે.



વિમલ-વસહી ભાવ ૯

(૯) આ મંદિરના મુખ્ય દરવાજામાં પેસતાંજ દરવાજા પાસેના પહેલા ગુમ્મજના ઝુમ્મર પાસેની પહેલી જ લાઇનમાં પણ આચાર્ય મહારાજ સિંહાસન ઉપર બેઠેલ છે. પાસે ઠવણી છે અને પાસે શ્રાવકોની પર્ષદા બેઠેલ છે.

(૧૦) તેની પાસેના બીજા ગુમ્મજમાં ડાબા હાથ તરફ હાથીઓની લાઇનની ઉપરની લાઇનમાં **આર્દ્રકુમાર-હસ્તિ પ્રતિબોધનો** ભાવ * છે. આ ભાવમાં વચ્ચે એક હાથી સુંઢ તથા આગલા બન્ને પગ વાળીને સાધુને નમસ્કાર કરી રહ્યો

---

* **આર્દ્રકુમારે** પૂર્વભવમા પોતાની સ્ત્રીની સાથે દીક્ષા લીધી હતી, દીક્ષા લીધા બાદ કોઇ વખતે પૂર્વ કર્મના ઉદયથી પોતાની સ્ત્રી સાધ્વીને જોવાથી પાછો તેને અનુરાગ ઉત્પન્ન થયો, ત્યારથી ચારિત્રની વિરાધના કરી, તેનું પ્રાયશ્ચિત્ત લીધા વિના જ ત્યાંથી મરીને તે દેવલોકમા જઇ ત્યાનું આયુષ્ય પૂર્ણ કરીને **આર્દ્રક** નામના અનાર્ય દેશમાં**આર્દ્ર**કરાજાનો **આર્દ્રકુમાર** નામનો પુત્ર થયો. કોઇ વખતે **મગધદેશના** શ્રેણિકરાજાના પુત્ર **અભયકુમાર** મંત્રીની સાથે તેને પત્ર-વ્યવહારથી મિત્રાચારી થવાથી અભયકુમારે તેને તીર્થંકર ભગવાનની મૂર્તિ મોકલી. તે મૂર્તિને જોવાથી **આર્દ્રકુમારને** જાતિસ્મરણ જ્ઞાન (પૂર્વના ભવો યાદ આવે એવું) ઉત્પન્ન થયું.પોતાનો પૂર્વ ભવ જાણતા વૈરાગ્ય થવાથી પોતાનો અનાર્ય દેશ છોડી આર્ય દેશમાં આવી પોતાની મેળે તેણે દીક્ષા લીધી. ભગવાન્ **મહાવીર** સ્વામીને વંદના કરવા માટે **મગધદેશ** તરફ જતાં રસ્તામાં પાંચસો ચોરો મળ્યા, તેઓને પ્રતિબોધ પમાડી દીક્ષા આપી. ત્યાંથી આગળ ચાલતાં એક મોટા જંગલમા તાપસનું એક આશ્રમ આવ્યું. તેસમયમા કોઇ કોઇ તાપસોનો એવો મત હતો કે-અનાજ, ફળ, શાકભાજી ખાવાથી ઘણા

છે, સાધુ તેને ઉપદેશ આપી રહ્યા છે, તેમની પાછળ બીજા બે

જીવોની હિંસા કરવી પડે છે. માટે તે કરતાં હાથી જેવા મોટા એકજ પ્રાણીને મારીને ખાવાથી ઘણા દિવસ સુધી તેનું ભોજન ચાલે અને અસંખ્ય પ્રાણીઓની હિંસાથી બચી શકાય. ( આ કારણથી જ તે આશ્રમનું "હસ્તિતાપસાશ્રમ" નામ પડયું હતું ). આ જ હેતુથી તેઓએ એક હાથીને જંગલમાંથી પકડી લાવીને મારવા માટે પોતાના આશ્રમ પાસે બાંધી રાખ્યો હતો. તે રસ્તેથી પસાર થતા આર્દ્રકુમારાદિ મુનિઓને જોઇને, તેમને નમસ્કાર કરવાની તે હાથીની ઇચ્છા થઇ, એટલે તે મહર્ષિના માહાત્મ્યથી તે હાથીનાં બંધનો તૂટી ગયાં, એટલે હાથી એકદમ દોડીને મુનિરાજને નમસ્કાર કરવા જવા લાગ્યો. બધા લોકો ભય પામીને દૂર નાસી ગયા અને આર્દ્રકુમાર મુનિને હાથી હમણાં મારી નાખશે એમ વિચારવા લાગ્યા. પરંતુ આર્દ્રકુમાર મુનિ જરા પણ ભયભીત ન થયા, અને એજ ઠેકાણે તેઓ કાઉસગ્ગ ધ્યાનમાં સ્થિર ઉભા રહ્યા. હાથી ધીરેથી તેમની પાસે આવ્યો અને આગલા બન્ને પગ તથા સુંઢ વાંકી કરી પોતાનું કુંભસ્થળ નમાવીને નમસ્કાર કરવા લાગ્યો અને પોતાની સુંઢવડે કરીને મુનિરાજના ચરણોનો સ્પર્શ કરવા લાગ્યો. મુનિરાજે ધ્યાન પૂર્ણ કરી હાથીને ઉત્તમ જીવ જાણી ખૂબ ધર્મોપદેશ આપ્યો, ધર્મોપદેશ સાંભળી તે અત્યંત શાંત બની મુનિરાજને નમસ્કાર કરી જંગલમાં ચાલ્યો ગયો. પછી આર્દ્રકુમાર મુનિએ બધા તાપસોને ઉપદેશ આપી પ્રતિબોધ પમાડીને દીક્ષા આપી. ત્યાંથી બધા સાધુઓને સાથે લઇ આગળ ચાલ્યા. એટલામાં ઉપરની વાતની ખબર પડતાં મગધદેશના શ્રેણિક રાજા અને અભયકુમાર મંત્રી બહુ ખુશી થયા અને તેઓ આર્દ્રકુમાર મુનિને વંદના કરવા માટે આવ્યા. પછી આર્દ્રકુમાર મુનિ શ્રીમહાવીર સ્વામી ભગવાનની સેવામાં



વિમલ-વસહી, આર્દ્રકુમાર-હસ્તિ પ્રતિબોધક દૃશ્ય, ભાવ-૧૦.



વિમલ-વસહી, ભાવ ૧૧,-દેરી-૫૪.

સાધુઓ છે, અને ખુણામાં શ્રીમહાવીર સ્વામી ભગવાન્ કાયોત્સર્ગ ધ્યાનમાં ઉભા છે. હાથીની બાજુમાં એક માણસ સિંહની સાથે મલ્લકુસ્તી કરે છે.

(૧૧) દેરી નંબર–૨, ૩, ૧૧, ૨૪, ૨૬, ૩૮, ૩૯, ૪૦, ૪૨, ૪૩, ૪૪, ૫૨, ૫૩, અને ૫૪ ના દરવાજાની બહાર બન્ને બાજુએ કોતરણીમાં શ્રાવક–શ્રાવિકાઓ પૂજાની સામગ્રી હાથમાં લઈને ઉભાં છે તેમાંની છેલ્લી ચાર દેરીમાં નીચે પ્રમાણે વધારે કોતરણી છે. દેરી નં. ૪૪ ના દરવાજા બહાર જમણા હાથ તરફની ઉપલી લાઇનમાં વચ્ચે એક સાધુ ઉભા છે. બાવનમી દેરીના દરવાજાની બહાર ડાબા હાથ તરફનું પહેલું ત્રિક (ત્રણ જણ) ડાબો ઢીંચણ ઉભો રાખીને બેઠા બેઠા ચૈત્યવંદન કરી રહેલ છે. અને જમણા હાથ તરફનું પહેલું ત્રિક ઢીંચણ ભર થઈને વાજીંત્રો વગાડી રહેલ છે. ૫૩ મી દેરીના દરવાજા બહાર પણ બન્ને તરફનું પહેલું પહેલું યુગ્મ (બે જણ) એક એક ઢીંચણ ઉભો રાખીને બેઠેલ છે. અને ૫૪ મી દેરીના દરવાજા બહાર ડાબા હાથ તરફનું પહેલું ત્રિક (ત્રણ જણ)........નું, બીજું ત્રિક સાધુઓનું, ત્રીજું ત્રિક સાધુઓનું, ચોથું ત્રિક શ્રાવકોનું અને પાંચમું ત્રિક શ્રાવિકાઓનું છે. એવી જ રીતે જમણા હાથ તરફ પણ પાંચ ત્રિકો છે. *

---

પહોંચ્યા. ત્યાં જીંદગીપર્યંત ચારિત્ર પાળી કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને અન્તમાં મોક્ષે ગયા.

* અત્યારે આપણે જેવી રીતે ડાબો ઢીંચણ ઉભો બેઠાં બેઠા ચૈત્યવંદન કરીએ છીએ, તેવીજ રીતે આની

(१२) देरी नंबर ७ ना बीजा गुम्मजनी नीचेनी लाईनोनी कोरणीमां (क) एक तरफनी लाईनना एक खूणामां बे साधुओ उभा छे. तेमने एक श्रावक पंचांग नमस्कार + करे छे अने त्रण श्रावको हाथ जोडीने उभा छे. बीजी तरफ एक काउसग्गीया छे.' (ख) त्रीजी तरफनी लाईनना एक खूणामां सिंहासन उपर आचार्य महाराज बेठेल छे, एक शिष्य तेमना पग दबावे छे, एक नमस्कार करे छे अने बीजा साधुओ तथा श्रावको उभा छे.

(१३) देरी नं. ८ ना पहेला गुम्मजना भावमां वचमां समवसरण अने चौमुखजीनी रचना छे, बीजा अने त्रीजा

---

चैत्यवंदन करनाओ बेठा छे. अने वाजींत्रो वगाडनाराओ, अत्यारे जेम केटलाक क्रिश्चियनो ढींचण भर उभा रहीने प्रार्थना करे छे तेवी ज रीते ढींचण भर उभा रहीने वाजींत्रो वगाडी रह्या छे.

५४ मी देरीना बहार मोंथा उपरना बन्ने तरफनां त्रिकोणमां शुं छे ते बराबर समजायुं नथी. कदाच जिनकल्पी साधुओ होय. बन्ने तरफना मळीने चार त्रिकोणमां स्थविरकल्पी जैन साधुओ छे. तेओने पींडी सुधी नीचा, जमणो हाथ उघाडा राखीने अत्यारनी रीति प्रमाणे ज कपडां पहेर्यां छे. तेमज बगलमां रजोहरण, एक हाथमां मुहपत्ति अने एक हाथमां दंड धारण करेल छे.

+ बे हाथ, बे ढींचण अने मस्तक ए पांच अंग जमीनने अडाडीने नमस्कार करवो तेनुं नाम पंचांग नमस्कार, अने दंडनी माफक लांबा उंधा सूइ जइने नमस्कार करवो ते अष्टांग अथवा साष्टांग नमस्कार (दंडवत्) कहेवाय छे. अब्भुट्ठिओ खामवो एटले सुगुरुने सुखशाता पूछवा साथे वंदना करवी ते.



વિમલ-વસહી, ભાવ-૧૪ ક.



વિમલ-વસહી, ભાવ-૧૪ અ.

વલયમાં એકેક માણસ સિંહાસન ઉપર બેઠેલ છે, બાકી બીજાં માણસો, હાથી, ઘોડા વગેરે છે. પૂર્વ તરફની સીધી લાઇનમાં એક બાજુમાં ભગવાનની એક બેઠી મૂર્ત્તિ તથા બીજી બાજુમાં એક કાઉસગ્ગીયા કોતરેલ છે. અને પશ્ચિમ તરફની સીધી લાઇનમાં એક ખુણામાં બે સાધુ છે. તેની પછી એક આચાર્ય મહારાજ આસન ઉપર બેસીને ઉપદેશ આપી રહ્યા છે, તેમની પાસે ઠવણી ( સ્થાપનાચાર્ય ) છે અને શ્રોતાઓ ઉપદેશ સાંભળી રહ્યા છે.

(૧૪) દેરી નં. ૮ મીના બીજા ગુમ્મજની નીચેની ( ક ) પશ્ચિમ બાજુની લાઇનમાં વચ્ચે ત્રણ સાધુઓ ઉભા છે, તેમને એક શ્રાવક નીચે હાથ મુકીને (લાકડા જેમ સિધો હાથ રાખીને) અબ્ભુટ્ઠિઓ ખામી રહ્યો છે ( વંદના કરી રહ્યો છે ), બીજા શ્રાવકો હાથ જોડીને ઉભા છે. (ખ) પૂર્વ તરફની લાઇનમાં વચ્ચે બે મુનિરાજો ઉભા છે, તેમને એક સાધુ પંચાંગ નમસ્કારથી જમીન સાથે મસ્તક અડાડીને અબ્ભુટ્ઠિઓ ખમાવે છે, બીજા શ્રાવકો હાથ જોડીને ઉભા છે. તેમની પાસે એક તરફ એક હાથી મનુષ્યોની પાછળ પડયો છે તેથી મનુષ્યો ભાગી રહ્યા છે.

(૧૫) દેરી નં. ૯ મી ( મૂ. ના. શ્રીનેમિનાથજી ) ના પહેલા ગુમ્મજમાં **પાંચ કલ્યાણક*** વગેરેનો ભાવ (રચના) છે,

---

* શ્રીતીર્થંકર ભગવાનનાં પાંચ કલ્યાણક, કે જે તમામ પ્રાણીઓને સુખ પ્રાપ્ત કરાવનાર ક્ષણ અથવા માંગલિક પ્રસંગ માનવામાં આવે છે. ૧ ચ્યવન કલ્યાણક ( ગર્ભમાં આવવું ), ૨ જન્મ કલ્યાણક, ૩ દીક્ષા કલ્યાણક, ૪ કેવલજ્ઞાન કલ્યાણક ( સર્વજ્ઞપણું. ),

તેમાં વચ્ચે ત્રણ ગઢવાળું સમવસરણ અને તેમાં ભગવાનની એક મૂર્તિ છે, બીજા વલયમાં (ચ્યવન કલ્યાણકમાં) ભગવાનની માતાજી શય્યામાં સુતેલાં છે, અને ૧૪ સ્વપ્નો દેખે છે. ( જન્મ કલ્યાણકમાં ) ઇંદ્રિ મહારાજ ભગવાનને ખોળામાં લઇને જન્માભિષેક–જન્મસ્નાત્ર મહોત્સવ કરાવે છે. ( દીક્ષા કલ્યાણકમાં ) ભગવાન્ ઉભા ઉભા લોચ કરી રહ્યા છે. ( કેવલજ્ઞાન-

---

અને ૫ મુ નિર્વાણ (મોક્ષગમન) કલ્યાણક. તેમાં પહેલા ચ્યવન (ગર્ભમાં આવવું તે) કલ્યાણકના ભાવમા–માતા શય્યામાં સુતાં સુતાં, ૧ હાથી, ૨ વૃષભ, ૩ કેસરી સિંહ, ૪ લક્ષ્મીદેવી, ૫ પુષ્પમાલા, ૬ ચંદ્ર, ૭ સૂર્ય, ૮ મહાધ્વજ, ૯ પૂર્ણ કલશ, ૧૦ પદ્મ સરોવર, ૧૧ રત્નાક ( સમુદ્ર ), ૧૨ દેવ વિમાન, ૧૩ રત્નનો ઢગલો અને ૧૪ નિર્ધૂમ અગ્નિ, આ ચૌદ સ્વપ્નો દેખવાની રચના હોય છે. બીજા જન્મ કલ્યાણકમાં–ઇંદ્રમહારાજ, ભગવાનનો જન્મ થયો હોય એજ દિવસે ભગવાનને પોતાના ખોળામાં લઇને જન્મ સ્નાત્ર ( સ્નાન અભિષેક મહોત્સવ કરે છે તેની, અથવા ૫૬ દિગ્કુમારીઓ બાલ સહિત માતાનું સ્નાન–મર્દનાદિ સૂતિકર્મ કરે છે તેની રચના હોય છે. ત્રીજા દીક્ષા કલ્યાણકમાં–દીક્ષાનો વરઘોડો અને ભગવાન્ પોતાન હાથે કેશ લુંચન કરે છે એ વગેરે રચના હોય છે. ચોથા કેવલજ્ઞા કલ્યાણકમાં–ભગવાન્ કેવલજ્ઞાન ( સર્વજ્ઞપણું ) પ્રાપ્ત થવાથ સમવસરણ ( દિવ્ય વ્યાખ્યાનશાળા )માં બેસીને ઉપદેશ આપે તેની રચના હોય છે. પાચમા નિર્વાણ ( મોક્ષ ) કલ્યાણકમા–તમા કર્મનો ક્ષય થવાથી શરીર છોડીને મોક્ષ જવાના ભાવમાં ભગવા કાયોત્સર્ગ ( કાઉસગ્ગ ) ધ્યાનમાં ઉભા કે બેઠા હોય તેવી રચ હોય છે. ઉપર પ્રમાણે અથવા તેમાં કાંઇક ઓછી વધુ રચના હે તે પાંચ કલ્યાણકનો ભાવ કહેવાય છે.



વિમલ-વસહી, પાચ કલ્યાણ-નુ દશ્ય, ભાગ ૨૫

કલ્યાણકમા ) વચ્ચે સમવસરણ છે, જેમા બેઠીને ભગવાન્ ઉપદેશ આપી રહ્યા છે ( નિર્વાણ કલ્યાણકમા ) બીજા વલયમા ભગવાન્ કાઉસગ્ગ ધ્યાને ઉભા છે–મોક્ષે ગયા છે ત્રીજા વલયમા રાજા, હાથી, ઘોડા, રથ અને માણસો વગેરે છે

(૧૬) દેરી ન ૧૦મી (મૂ ના શ્રીનેમિનાથજી) ના પહેલા ગુમ્મજમા **શ્રીનેમિનાથચરિત્રનો** × ભાવ છે તેમા પહેલા

× યમુના નદીને કાંઠે આવેલા શૌરીપુર નગરમા પહેલા યાદવ કુલમા અધકવૃષ્ણિ નામનો રાજા થઇ ગયો, તેને દશ પુત્રો હતા, તે દશ દશાર્હ કહેવાતા હતા તેમા મોટા સમુદ્રવિજય અને સૌથી નાના વસુદેવ હતા કાળક્રમે સમુદ્રવિજય શૌરીપુરના રાજા થયા તેમને શિવાદેવી રાણીની કૂખે અરિષ્ટનેમિકુમાર નામના પુત્ર હતા ( જેઓ પછીથી નેમિનાથ નામના બાવીશમા તીર્થંકર થયા ) અને વસુદેવને રામ તથા કૃષ્ણ વગેરે પુત્રો હતા જેઓ નવમા બલદેવ અને વાસુદેવ થયા ઉમ્મરમા નેમિકુમાર કરતા શ્રીકૃષ્ણ લગભગ બાર વર્ષ મોટા હતા શ્રીકૃષ્ણ વાસુદેવ હોવાથી પ્રતિવાસુદેવ જરાસંધને મારીને ત્રણ ખંડના સ્વામી થયા અને દ્વારિકામા રાજધાની સ્થાપી નેમિકુમાર વૈરાગી હોવાથી તેમણે વિવાહ કર્યો નહોતો અને તેઓ રાજ્યને ચાહતા નહોતા એક દિવસ મિત્રોની પ્રેરણાથી નેમિકુમાર ફરતા ફરતા શ્રીકૃષ્ણની આયુધશાળામા ગયા ત્યા મિત્રોના કૌતુકની ખાતર તેમણે શ્રીકૃષ્ણની કૌમુદી નામની ગદા ઉપાડી, શારગ ધનુષ્ય ચઢાવ્યુ, સુદર્શન ચક્રને ખૂબ ફેરવ્યુ અને પાચજન્ય શખ ખૂબ જોરથી વગાડ્યો શખનો અવાજ સાભળીને શ્રીકૃષ્ણને વિચાર થયો કે કોઇ મારો વૈરી ઉત્પન્ન થયો કે શું ? ( કારણ કે એ શખ તેમના સિવાય બીજો કોઇ વગાડી શકતો નહોતો ) તેથી શ્રીકૃષ્ણ એકદમ આયુધશાળામા આવીને

વલયમાં શ્રીનેમિનાથની સાથે શ્રીકૃષ્ણ અને તેમની સ્ત્રીઓની જલક્રીડા; બીજા વલયમાં શ્રીનેમિનાથનું શ્રીકૃષ્ણની આયુધશાલામાં જવું, શંખ વગાડવો અને શ્રીનેમિ–શ્રીકૃષ્ણની બલપરીક્ષા; ત્રીજા વલયમાં ઉગ્રસેન રાજા, રાજીમતી, ચોરી, પશુવાડો

---

જુવે છે તો શ્રીનેમિકુમારને દેખીને આશ્ચર્ય થયું. શ્રીકૃષ્ણના મનમ થયું કે નેમિકુમાર બહુ બલવાન્ જણાય છે છતાં તેમના બળી પરીક્ષા કરવી જોઇએ, એમ વિચારીને તેમણે નેમિકુમારને કહ્યું કે ચાલો આપણે અખાડામાં જઇ કુસ્તી કરીને બલપરીક્ષા કરીએ. નેમિએ કહ્યું, આપણે આવી રીતે જમીન ઉપર આળોટવું વ્યાજબ નથી, પરંતુ જો બલની પરીક્ષા કરવીજ હોય તો આપણા બેમાં એક જણે પોતાનો એક હાથ લાંબો કરવો, તેને બીજાએ વાળવે જેનો હાથ વળી જાય તે હારે અને જેનો હાથ ન વળે તે જી બન્નેએ સ્વીકાર્યું અને તેમ કર્યું. શ્રીકૃષ્ણનો હાથ નેમિકુમારે બહુ આસાનીથી વાળી નાંખ્યો, પરંતુ શ્રીનેમિના હાથ ઉપર શ્રીકૃષ્ણ લટ. ગયા તો પણ તેમનો હાથ તેઓ વાળી ન શકયા શ્રીકૃષ્ણને નેમિકુમારના બળની ખાત્રી થઇ અને તેથી " મારૂં રાજ્ય નેમિકુમા આસાનીથી લઇ લેશે " એવા પ્રકારની તેમને વિશેષ ચિંતા થ લાગી. જો કે શ્રી નેમિકુમાર તો સંસારથી અત્યંત ઉદાસીન હત અને તેથી માતા પિતાનો અત્યંત આગ્રહ હોવા છતા પણ પોતે પાણિ ગ્રહણ કરતા નહોતા. એક વખત રાજા સમુદ્રવિજયજીએ શ્રીકૃષ્ણ કહ્યું કે નેમિકુમારને પાણિગ્રહણ કરવા માટે મનાવો. તેથી શ્રીકૃષ્ પોતાની તમામ સ્ત્રીઓ અને નેમિકુમારને સાથે લઇને જલક્રી કરવા માટે ગયા. ત્યાં એક મોટા જલકુંડની અંદર નેમિકુમા શ્રી કૃષ્ણ અને તેમની બધી સ્ત્રીઓ સ્નાન કરે છે, એ બીજાના ઉપર સુગંધી પાણી અને ફુલો વગેરે નાંખે છે. પા



વિમલ-વસહી, શ્રી નેમિનાથ ચરિત્રનું દૃશ્ય, ભાવ-૧૯

ાનેમિનાથની જાન, શ્રીનેમિનાથનું પાણિગ્રહણ કર્યા વિના
છું વળવું, પછી શ્રીનેમિનાથ ભગવાનનો દીક્ષાનો વરઘોડો,
ક્ષા અને કેવલજ્ઞાન વગેરેની રચના છે.

(૧૭) દેરી નં. ૧૦ માંના દરવાજાની બહાર ડાબા હાથ
રફની ભીંતમાં વર્તમાન ચોવિશીના એકસો વીશ કલ્યાણકની

---

ાન કરીને બહાર નિકળ્યા બાદ શ્રીકૃષ્ણની બધી સ્ત્રિઓ નેમિકુ-
રને પ્રેમપૂર્વક ઘણો ઠબકો અને ઓળંભો આપી પાણિગ્રહણ
વા માટે મનાવવા લાગી, નેમિકુમાર જરા હસ્યા, એટલે પાણિગ્ર-
ણ સ્વીકાર્યું એમ તે સ્ત્રીઓએ (ભોજાઇઓએ) જાહેર કરી દીધું.
કૃષ્ણે તુરતજ ઉગ્રસેન રાજાની પુત્રી રાજીમતી સાથે લગ્ન કર-
નું નક્કી કરી નજીકમાંજ મુહૂર્ત લીધું, બન્ને તરફ બધી તૈયારીઓ
વા લાગી. લગ્નને દિવસે શ્રી નેમિકુમાર વરઘોડે ચડી જાન લઇને
સરાના મહેલ પાસે ગયા, પરંતુ ત્યાં લગ્નપ્રસંગના ભોજન માટે
કઠાં કરેલાં હજારો પશુઓથી ભરેલા પશુવાડાને જોઇને તે જીવો
ઉપર દયા આવવાથી તે બધા જીવોને છોડાવી મુકીને ત્યાંથી પોતાનો
ા ( લગ્ન કર્યા વિનાજ ) પાછો ફેરવી ઘેર આવીને પછી માતા
તાને સમજાવીને, મોટા આડંબર સાથેના વરઘોડાથી ઘેરથી નિ-
ને ગિરનાર પર્વત ઉપર જઇને પોતે દીક્ષા લીધી. પોતાના
થે જ મસ્તકના વાળનું લુંચન કરીને પોતે સાધુ થયા. બાદ થોડા
મય પછી કર્મોનો ક્ષય કરી કેવલજ્ઞાન ( સર્વજ્ઞપણું ) પ્રાપ્ત
ી પ્રાણિઓને ઉપદેશ આપવા માટે વિચરવા લાગ્યા. કાળક્રમે
યુષ્ય પૂર્ણ થવાથી શ્રી નેમિનાથ ભગવાન નશ્વર શરીરને છોડીને
ક્ષે સિધાવ્યા. વિસ્તાર માટે જૂઓ ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર
ર્વ આઠમું, અથવા શ્રીયશોવિજય જૈન ગ્રંથમાલા ભાવનગરથી
ાટ થએલ શ્રીનેમિનાથ મહાકાવ્ય.

તિથિઓ, ચોવિશે ભગવાનનો વર્ણ, દીક્ષાતપ, કેવલજ્ઞાનતપ અને નિર્વાણતપ ખોદેલ છે તેમજ આ દેરીને માથે વિ સ. ૧૨૦૧ નો, આ દેરીનો જીર્ણોદ્ધાર કરાવનાર હેમરથ-દશરથે ખોદાવેલો મોટો લેખ છે. આ લેખથી વિમલમત્રીશ્વરના કુટુબ સબધી ઘણુ જાણવાનુ મળે છે.

(૧૮) દેરી ન ૧૧ મીના પહેલા ગુમ્મજમા ૧૪ હાથ વાળી દેવીની સુદર મૂર્તિ કોતરેલી છે.

(૧૯) દેરી ન ૧૨ મીના પહેલા ગુમ્મજમા શ્રીશાતિનાથ ભગવાનના પૂર્વભવના **મેઘરથ રાજાના** ચરિત્રના એક પ્રસગનો * અને **પાંચ કલ્યાણક** વગેરેનો ભાવ છે તેમા મેઘરથ

---

* સોળમા તીર્થંકર શ્રીશાંતિનાથ ભગવાન્, પોતાના આ છેલા ભવથી પૂર્વના ત્રીજા ભવમા **મેઘરથ** નામના અવધિજ્ઞાની રાજા હતા એક વખતે ઇશાનેન્દ્રે પોતાની સભામા પ્રશસા કરી કે મેઘરથ રાજાને પોતાના ધર્મથી કોઇપણ ચલાયમાન કરી શકે તેમ નથી તે પ્રશસાને સહન નહિં કરી શકવાથી સુરૂપ નામનો દેવ મેઘરથ રાજાની પરીક્ષા કરવા માટે આવતો હતો, રસ્તામા બાજપક્ષી અને કબુતરને લડતા જોઇ તેમા તે અધિષ્ઠિત થઇ ગયો મેઘરથ રાજા પૌષધશાલામા-ઉપાશ્રયમા પૌષધવ્રત (એક દિવસનુ સાધુપણુ) લઇને બેઠા છે તેવામા પેલુ કબુતર "મને બચાવો બચાવો, મારો શત્રુ પાછલ આવે છે" એમ મનુષ્ય ભાષાથી બોલતુ બોલતુ આવીને **મેઘરથ** રાજાના ખોળામા બેસી ગયુ. **મેઘરથ** રાજાએ કહ્યુ કે તુ ડરીશ નહિ, હુ તને બચાવવા તૈયાર છુ એટલામા પેલો સિચાણો (બાજપક્ષી) આવ્યો, તેણે કહ્યુ હે રાજન્ ! આ મારૂ ભક્ષ્ય છે તેથી તે મને આપો, હુ બહુ ભુખ્યો છુ, ભુખથી મરૂ છુ રાજાએ કહ્યુ -તારે



વિમલ-વસહી, ભાવ-૧૯.

રાજાનું કબુતર સાથે ત્રાજવામાં બેસીને તોળાવું અને ચૌદ

જોઇએ તેટલું બીજું ખાવાનું હું તને આપું તે તું ખા અને આને છોડી દે. તેણે કહ્યું કેઃ—હું માંસભક્ષી છું માટે હું એનેજ ખાવા ઇચ્છું છું, છતાં તમો બીજુંજ માંસ આપવા માગતા હો તો હું મનુષ્યનું માંસ તેના વજન પ્રમાણે લેવા ખુશી છું. રાજાએ તેમ કરવા સ્વીકાર્યું. તત્કાલ કાંટો મંગાવ્યો, એક પલ્લામાં કબુતરને મુકયું, બીજા પલ્લામાં માંસ મુકવાનું છે, પરંતુ મનુષ્યનું માંસ કોઇપણ મનુષ્યની હિંસા કર્યા વિના મળી શકે નહીં, અને મનુષ્યની હિંસા કરવી તે મહા પાપનું કામ છે એમ તેઓ હંમેશાં સમજતા હતા અને આજે તો પૌષધવ્રતમાં હોવાથી એમ સમજે એમાં કહેવું જ શું ? આ તરફથી કબુતરને બચાવવાનું તેઓ વચન આપી ચુકયા હતા, હવે શું કરવું ? અન્તમાં તેમણે પોતાના શરીર ઉપરના મમત્વને સર્વથા છોડીને ત્રાજવાના બીજા પલ્લામાં પોતાના હાથેજ પોતાના પીંડીઓ—જાંઘોનું માંસ કાપી કાપીને મુકવા માંડયું. જેમ જેમ માંસ મેઘરથ રાજા મુકતા જાય છે તેમ તેમ પેલું દેવાધિષ્ઠિત કબુતર ભારે થતું જાય છે, ઘણું માંસ મુકવા છતાં માંસનું પલ્લું નીચું આવતું નથી, અન્તમાં રાજાએ વિચાર્યું કે મેં પ્રતિજ્ઞા કરી છે તે તો મારે અવશ્ય પાળવીજ જોઇએ અને મારા શરણે આવેલા કબુતરને મારે અવશ્ય બચાવવું જ જોઇએ. તેથી રાજા પોતે પોતાના આખા શરીરનું બલિદાન આપવા માટે ઉઠીને એકદમ પલ્લામાં બેસી ગયો, તેથી આખી નગરીમાં અને રાજદરબારમાં હા—હાકાર મચી ગયો, પરંતુ રાજાએ જરા પણ ચલાયમાન ન થતાં સિંચાણાને કહ્યું કે તું આ મારા આખા શરીરને ખુશીથી ખા, પરંતુ આ કબુતરને છોડી દે. પેલો સુરૂપ દેવ સમજ્યો કે ખરેખર ઇંદ્ર મહારાજે પ્રશંસા કરી હતી તેવો જ આ રાજા છે. પછી પોતાનું સાક્ષાત્ દેવનું રૂપ ધારણ કરી મેઘરથ રાજાનું શરીર સારું કરી, તેમના ઉપર પુષ્પવૃષ્ટિ કરી

સ્વપ્ન વગેરે પંચકલ્યાણકનો દેરી નં. ૯ ના ગુમ્મજના ભાવ પ્રમાણે બધો ભાવ છે. તેમજ આ ગુમ્મજની નીચેની ચારે તરફની લાઇનોમાં વચ્ચે ભગવાનની એકેક મૂર્ત્તિ કોતરેલી છે, અને તેની આસપાસ આખી ચારે લાઇનોમાં શ્રાવકો હાથમાં પુષ્પમાળા, કલશ, ફળ, ચામર વગેરે પૂજાની સામગ્રી લઇને ઉભા છે.

(૨૦) દેરી નં, ૧૬ મીના પહેલા ગુમ્મજમાં પણ ઉપર પ્રમાણે **પંચકલ્યાણકનો** ભાવ છે. તેમાં ભગવાનની માતા સુતાં છે, ૧૪ સ્વપ્નો જૂવે છે. જન્માભિષેક, દીક્ષાનો વરઘોડો, ભગવાન લોચ કરે છે, ભગવાન કાઉસગ્ગ ધ્યાનમાં ઉભા છે અને પહેલા વલયમાં સમવસરણ છે તેમાં ભગવાનની એક મૂર્ત્તિ છે

(૨૦ A) દેરી નં. ૧૯ મીના બીજા ગુમ્મજની નીચેની ગોળ લાઇનમાં વચ્ચે વચ્ચે ભગવાનની કુલ પાંચ મૂર્ત્તિઓ કોતરેલી છે. તેમની આસપાસ થોડા ભાગને છોડીને આખી લાઇનમાં, ચૈત્યવંદન કરતા હોય તેમ ડાબો ઢીંચણ ઉંચો રાખીને શ્રાવકો બેઠા છે, તેમના હાથમાં કલશ, ફુલ, પુષ્પમાલા, ચામર વગેરે પૂજાની સામગ્રી તથા જાતજાતનાં વાજિંત્રો છે.

(૨૦ B) દેરી નં. ૨૩ મીના પહેલા ગુમ્મજમાં છેલ્લી ગોળ લાઇનની નીચેની ઉત્તર અને દક્ષિણની બન્ને સીધી લાઇનોમાં વચ્ચે ભગવાનની એકેક મૂર્ત્તિ કોતરેલી છે અને

---

તેમની ઘણીજ સ્તુતિ કરીને તે દેવ દેવલોકમાં ગયો અને મેઘરથ રાજાનો જયજયકાર થયો. વિસ્તાર માટે જૂઓ ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર પર્વ ૫ સર્ગ ૪, અથવા શાંતિનાથ ભ૦ નું કોઇ પણ ચરિત્ર.

તેમની આસપાસ શ્રાવકો હાથમાં ફુલમાળા વગેરે લઈને ઉભા છે. બાકીના ભાગમાં નાટક વાજિંત્ર વગેરે છે.

(૨૧) દેરી નં. ૨૯ મીના પહેલા ગુમ્મજમાં **શ્રીકૃષ્ણ–કાલિય અહિ દમનનો** × ભાવ છે. તેમાં વચલા વલયમાં નીચે

× જૈન ગ્રંથાનુસારે કંસ, યાદવકુળમાં ઉત્પન્ન થએલ મથુરાનગરીના રાજા ઉગ્રસેનનો પુત્ર, મૃત્તિકાવતી નગરીના દેવક રાજાનો ભત્રીજો, દેવક રાજાની પુત્રી દેવકીનો કાકાનો દીકરો ભાઇ થતો હોવાથી શ્રી કૃષ્ણનો મામો અને ભરતક્ષેત્ર હિંદુસ્થાનના ત્રણ ખંડના માલિક **રાજગૃહ** નગરના રાજા જરાસંધ પ્રતિવાસુદેવનો જમાઇ થતો હતો. કંસ પોતાના પિતા ઉગ્રસેનને કેદ કરીને મથુરાનો રાજા થયો હતો. કંસને શ્રી કૃષ્ણના પિતા વસુદેવ સાથે બહુ મિત્રાચારી હોવાથી કંસના આગ્રહથી વસુદેવ ઘણો વખત મથુરામાં રહેતા હતા.

કંસે પોતાના કાકા દેવકરાજાની પુત્રી દેવકીનું વસુદેવ સાથે પાણિગ્રહણ કરાવ્યું. તેની ખુશાલીમાં તેણે મથુરામાં મહોત્સવ શરૂ કર્યો, તે સમયમાં કંસના ભાઇ અતિમુક્તકુમાર મુનિ કંસને ઘેર ગોચરી ( ભિક્ષા ) માટે ગયા. કંસની સ્ત્રી જીવયશા તે વખતે દારૂના નિશામાં હોવાથી તેણે તે મુનિની ઘણી આશાતના (કદર્થના) કરી. તેથી તે મુનિ " જેને માટે ( જે વસુદેવ–દેવકીના વિવાહને માટે ) તું ખુશાલી મનાવી રહી છે તેનો સાતમો ગર્ભ તારા પતિ અને તારા પિતાને મારનારો થશે " આટલું બોલીને ચાલ્યા ગયા. તે સાંભળતાંજ જીવયશાનો નિશો ઉતરી ગયો. તેણે તુરતજ કંસની પાસે જઇને તે વાત કરી. કંસ પણ તે વાત સાંભળતાં જ " મુનિનું વચન અન્યથા થાય નહિં. " એમ જાણીને બહુ ભય પામ્યો. અને એકદમ વસુદેવ પાસે જઇને દેવકીના સાત ગર્ભોની માગણી કરી, વસુદેવને તે વાતની ખબર નહિં હોવાથી તેમણે ભદ્રિકપણાને લીધે

કાલિયાહિ (કાલિય નામનો જબરદસ્ત સર્પ)ફણા માંડીને ઉભો છે,

એ વાત સ્વીકારી દેવકીએ પણ કંસ પોતાનો ભાઇ હોવાથી તે સબધમા જરા પણ વિચાર ન કરતા તે વાત સ્વીકારી પછી જ્યારે જ્યારે દેવકીને ગર્ભ રહેતો ત્યારે તેના મકાન ઉપર કંસ ચોકી-પહેરો રખાવતો, અને જન્મ થતાજ દેવકીના પુત્રોને તે જાતે જઇને પથ્થર સાથે અફળાવીને મારી નાખતો એવી રીતે દેવકીના છ પુત્રોને તેણે મારી નાખ્યા વસુદેવને તેથી ઘણુંજ દુખ થતુ, પણ પોતે પ્રતિજ્ઞા પાલક હોવાથી-વચનથી બધાયલા હોવાથી મુગે મોઢે તે દુખ સહન કરતા હતા. સાતમા ગર્ભના જન્મ વખતે દેવકીના અતિ આગ્રહથી વસુદેવ અર્ધરાત્રિએ તે બાલકને ( શ્રીકૃષ્ણને ) લઇને ગોકુલમા નંદ અને તેની સ્રી યશોદાને પુનપણે સોપી આવ્યા અને તત્કાલ જન્મેલી યશોદાની પુત્રીને લાવીને દેવકી પાસે મુકી દીધી પછી આ સાતમો ગર્ભ તો કન્યા માત્રજ છે એ મને શુ મારશે ? એમ ધારીને કંસે તે કન્યાનુ એક નમકોરૂ કાપીને દેવકીને જીવતી પાછી સોપી દીધી

ગોકુલમા શ્રી કૃષ્ણ આનદથી વૃધ્ધિ પામે છે, છતા તેની રક્ષા કરવા માટે વસુદેવે પોતાના પુત્ર રામ ( બલભદ્ર ) ને ગોકુલમા મોકલ્યો તે બન્ને ભાઇઓ ત્યા ક્રીડા કરતા આનદપૂર્વક રહે છે. ઉમ્મર લાયક થતા શ્રીકૃષ્ણે બલભદ્ર પાસેથી ધનુર્વિદ્યા આદિ તમામ વિદ્યાઓ શિખી લીધી એમ કરતા લગભગ બાર વર્ષ વીતિ ગયા

તેવામા કોઇ દિવસે કંસે એક નિમિત્તિઆને પૂછ્યુ કે-દેવકીનો સાતમો ગર્ભ મને મારશે એમ મુનિએ કહ્યુ હતુ તે સાચુ થશે કે ખોટુ ? નિમિત્તિઆએ કહ્યુ-મુનિનુ વચન કોઇ દિવસ ખોટુ પડે નહિ. અવશ્ય એમ થશેજ. તે સાભળીને પોતાને માર-



વિમલ-વસહી, શ્રીકૃષ્ણ-કાલિય અહિદમન, ભાગ-૧૧.

તે ફણા ઉપર ચડીને શ્રીકૃષ્ણ ભગવાને તેના મોઢામાં નાથ

નારને ઓળખવા માટે નિશાની માગતાં નિમિત્તિઆએ કહ્યું:— તમારા ઉત્તમ જાતિવંત રત્નસમાન અરિષ્ટ બળદને, કેશી અશ્વને, ગર્દભને, મેષ ( ઘેટાં )ને પદ્મોત્તર તથા ચંપક નામના બે હાથીઓને, અને ચાણુર નામના મલ્લને જે મારશે તથા કાલિય સર્પનું જે દમન કરશે તે તમોને મારશે.

તેની પરીક્ષા કરવા માટે કંસે અનુક્રમે બળદ, અશ્વ, ગર્દભ અને મેષને ગોકુલ તરફ છુટા મુકયા. તેઓ મદોન્મત્ત હોવાથી ગોકુલનાં ગાય-વાછરડાંઓને નુકશાન પહોંચાડવા લાગ્યા. ગોવાળીયાઓની ફરિયાદથી શ્રીકૃષ્ણે તે ચારેને યમદ્વારે પહોંચાડયા. આ વાત સાંભળવાથી પોતાનો વૈરી નંદનો પુત્ર કૃષ્ણ છે એમ ખાત્રી થતાં કંસે શ્રીકૃષ્ણને મારી નાંખવા માટે પ્રપંચ ગોઠવ્યો. સૈન્યાદિ બધી સામગ્રીઓ તૈયાર રાખીને મલ્લકુસ્તી માટે એક મોટો દરબાર ભર્યો, જેમાં ઘણાં રાજાઓ અને રાજકુમારો આવ્યા હતા. આ તરફથી વસુદેવે પણ પોતાના સમુદ્રવિજયાદિ બધા ભાઇઓ અને પુત્રાદિ પરિવારને તે પ્રસંગ ઉપર બોલાવ્યો હતો. આ વાતની ગોકુલમાં બલભદ્રને ખબર પડતાં તેણે ઉચિત અવસર સમજીને " આપણા ૭ ભાઇઓને જન્મતાં જ મારનાર કંસ આપણો શત્રુ છે. " ઇત્યાદિ બધી વાત શ્રીકૃષ્ણને કહી. તે સાંભળતાં જ કૃષ્ણ અત્યંત ક્રોધાતુર થયા અને એજ વખતે તે બન્ને ભાઇઓ મથુરા તરફ જવા નિકળ્યા. રસ્તામાં યમુના નદી આવતાં સ્નાન કરવા માટે બન્ને ભાઇઓ નદીમાં પડયા. ( મહાભારતાદિ ગ્રંથોમાં લખ્યું છે:— શ્રીકૃષ્ણ અને બલભદ્ર પોતાના મિત્રો સાથે યમુના નદીને કાંઠે ગેડીદડે રમતા હતા, તેવામાં તેમનો દડો યમુનામાં પડી ગયો, તે લેવાને માટે કૃષ્ણ યમુના નદીમાં પડયા. ) ત્યાં કાલિય નામનો સર્પ પોતાની

ઘાલીને બળદની પેઠે યમુના નદીમાં ખૂબ તેનું દમન કર્યું,'

ફણ ઉપરના મણિથી પ્રકાશ નાખતો શ્રીકૃષ્ણને ડરાવવા લાગ્યો. તેથી શ્રીકૃષ્ણે એકદમ તેને પકડી તેની પીઠ ઉપર ચડી બેસી તેના મોઢામાં હાથ ઘાલીને કમલનાલથી નાથ નાંખીને બળદની પેઠે તેને યમુના નદીમાં ખૂબ ફેરવીને મુડદાલ જેવો કરી નાંખ્યો. તેથી તે હાંરી ગયો અને થાકીને શ્રીકૃષ્ણને હાથ જોડીને ઉભો રહ્યો અને આજુબાજુમાં તેની સાત નાગણીઓ પણ હાથ જોડીને ઉભી રહી અને પતિભિક્ષા માગવા લાગી તેથી શ્રીકૃષ્ણે તેને છોડી મૂકયો.

ત્યાંથી તે બન્ને ભાઇઓ મથુરા તરફ ચાલ્યા. મથુરાના દરવાજામાં કંસે પોતાના હસ્તિરત્ન પદ્મોત્તર અને ચંપકને તૈયાર રખાવ્યા હતા અને મહાવતોને આજ્ઞા કરી હતી કે-નંદના બન્ને પુત્રો આવે તો તેના ઉપર હાથીઓને છોડીને તે બન્નેને મારી નાંખવા. તે બન્ને ભાઇઓ દરવાજા પાસે આવતાં મહાવતોએ તેમ કર્યું. હાથીઓ સુંઢ ઉંચી કરી તેઓને મારવા જાય છે એટલામાં એક હાથીને શ્રીકૃષ્ણે અને એક હાથીને બલભદ્રે દંતૂશલ ખેંચી કાઢીને તુરતજ મુઠીના પ્રહારથી યમદ્વારે પહોંચાડી દીધા.

ત્યાંથી તેઓ બન્ને મલ્લકુસ્તિના દરબારમાં ગયા. ત્યા ઉંચા મંડપ ઉપર બેઠેલા કોઇ રાજકુમારને ઉઠાડી મુકીને તેના આસન ઉપર તેઓ બન્ને બેસી ગયા. ચાણુર અને મુષ્ટિક નામના મલ્લોએ પોતાની સાથે મલ્લકુસ્તી કરવા માટે આહ્વાન કરતાં શ્રીકૃષ્ણે ચાણુરની સાથે અને બલભદ્રે મુષ્ટિકની સાથે મલ્લયુદ્ધ કરવા માંડ્યું. ક્ષણવારમાં બધાની સામેજ શ્રીકૃષ્ણે ચાણુરને તથા બલભદ્રે મુષ્ટિકને મૃત્યુને શરણ કરી દીધા. તેથી અત્યંત ક્રોધાતુર થઇ કંસે પોતાના સૈનિકોને તે બન્નેને પકડીને મારી નાંખવાની આજ્ઞા કરી. તે સાંભળીને " મારા છ ભાઇઓને મારનાર અરે પાપી ! તારા ચાણુર અને મુષ્ટિક મલ્લ આદિ

તેથી થાકીને તે હાથ જોડીને ઉભો રહ્યો છે, અને તેની આસ-પાસ તેની સાત નાગણીઓ પણ હાથ જોડીને ઉભી છે. બાજુના એક ખુણામાં શ્રીકૃષ્ણ ભગવાન પાતાલ લોકમાં શેષનાગની શય્યા કરીને તેના ઉપર સુતા છે. શ્રી લક્ષ્મીદેવી પંખો નાંખે છે, એક સેવક પગ મસળે છે. તેની બાજુમાં શ્રી કૃષ્ણ અને ચાણુર મલ્લનું મલ્લયુદ્ધ થાય છે. બીજી તરફ શ્રી કૃષ્ણ વાસુદેવ, રામ બલદેવ અને તેના સાથીઓ ગેડી દડે રમે છે.

(૨૨-૨૩) દેરી નં. ૩૪ મીના પહેલા ગુમ્મજની નીચેની પૂર્વ દિશાની લાઇનની વચ્ચે એક કાઉસગ્ગીઆ છે. અને બીજા ગુમ્મજની નીચેની ચારે તરફની લાઇનોમાં વચ્ચે ભગવાનની એકેક મૂર્ત્તિ છે અને આસપાસ ચારે તરફ શ્રાવકો પૂજાની સામગ્રી લઇને ઉભા છે.

(૨૪-૨૫) દેરી નં. ૩૫ મીના પહેલા ગુમ્મજની નીચેની ચારે બાજુની લાઇનોમાં વચ્ચે એકેક કાઉસગ્ગીઆ છે, અને

રત્નોને મેં મારી નાખ્યા છતાં હજુ તું મને મારી નાખવાની આશા કરે છે ? લે હું તને તારા પાપોનું પ્રાયશ્ચિત્ત આપું છું." એમ કહીને શ્રીકૃષ્ણે એકદમ છલંગ મારીને કંસને ચોટલીથી પકડી સિંહાસનથી નીચે પાડીને મારી નાખ્યો. કંસના અને જરાસંધના સૈનિકો તેની સાથે લડવા તૈયાર થયા તે બધાને સમુદ્રવિજયે હઠાવી દીધા. સમુદ્રવિજય-વસુદેવાદિ શ્રીકૃષ્ણ-બલભદ્રને ભેટી પડ્યા. સૌની સમ્મતિથી રાજા ઉગ્રસેનને પાંજરામાંથી કાઢીને મથુરાની ગાદીએ બેસાડ્યો, અને સમુદ્રવિજય, વસુદેવ, કૃષ્ણ-બલદેવાદિ બધા શૌરીપુર ગયા. વિશેષ માટે જુઓ ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર પર્વ ૮, સર્ગ ૫.

તેમની આસપાસ શ્રાવકો કલશ, ફુલની માળા, ફુલદાની, ધૂપધાણું વગેરે પૂજાની સામગ્રી હાથમાં લઈને ઉભેલા છે. અને બીજા ગુમ્મજમાં ૧૬ હાથ વાળી દેવીની સુંદર મૂર્ત્તિ કોતરેલી છે.

(૨૬–૨૭) દેરી નં. ૩૮ મીના પહેલા ગુમ્મજની નીચેની ચારે લાઈનોની વચ્ચે ભગવાનની એકેક મૂર્ત્તિ છે, એક તરફ ભગવાનની મૂર્ત્તિની આસપાસ બે કાઉસગ્ગીઆ છે અને ચારે તરફ ભગવાનની આસપાસ શ્રાવકો પૂજાની સામગ્રી લઈને ઉભા છે. આના બીજા ગુમ્મજમાં દેવ–દેવીઓની સુંદર મૂર્ત્તિઓ કોતરેલી છે.

(૨૮) દેરી નં. ૩૯ મીના બીજા ગુમ્મજમાં દેવીઓની સુંદર મૂર્ત્તિઓ કોતરેલી છે. તેમા હંસ વાહનવાળી સરસ્વતી દેવી અને હાથીના વાહનવાળી લક્ષ્મીદેવી હોય એમ લાગે છે.

(૨૯) દેરી નં. ૪૦ મીના બીજા ગુમ્મજની વચ્ચે લક્ષ્મી-દેવીની મૂર્ત્તિ છે, તેની આસપાસ બીજાં દેવ–દેવીઓ છે. ગુમ્મજની નીચેની ચારે તરફની લાઈનોમાં વચ્ચે એકેક કાઉ-સગ્ગીઆ છે, તે પ્રત્યેક કાઉસગ્ગીઆની આસપાસ હંસ અથવા મયૂરના ઉપર બેઠેલ વિદ્યાધર અથવા દેવના હાથમા કલશ અથવા ફૂલ છે, અને ઘોડા ઉપર બેઠેલ મનુષ્ય અથવા દેવના હાથમાં ચામર છે.

(૩૦) દેરી નં. ૪૨ મીના બીજા ગુમ્મજની નીચે બન્ને તરફ હાથીઓના અભિષેક સહિત લક્ષ્મીદેવીની સુંદર મૂર્ત્તિઓ કોતરેલી છે.



વિમલ-વસહી, શ્રીકૃષ્ણ નરસિંહ અવતાર, ભાવ-૩૬

(૩૧-૩૨-૩૩) દેરી નં. ૪૩-૪૪ અને ૪૫ મીના બીજા બીજા ગુમ્મજોમાં ૧૬ હાથવાળી દેવીની એક એક સુંદર મૂર્તિ કોતરેલી છે.

(૩૪) દેરી નં. ૪૫ મીના પહેલા ગુમ્મજની નીચેની ચારે લાઇનોની વચ્ચે ભગવાનની એકેક મૂર્તિ છે, પૂર્વ તરફની લાઇનમાં ભગવાનની બન્ને તરફ એકેક કાઉસગ્ગીયા છે અને પ્રત્યેક ભગવાનની બન્ને બાજુએ હંસ અને ઘોડા ઉપર બેઠેલા દેવ અથવા મનુષ્યના હાથમાં ફૂલ અથવા કલશ અને ચામરો છે.

(૩૫-૩૬) દેરી નં. ૪૬ મીના પહેલા ગુમ્મજની નીચેની ચારે તરફની લાઇનોની વચ્ચે ભગવાનની એકેક મૂર્તિ છે. ઉત્તર તરફની લાઇનમાં ભગવાનની બન્ને બાજુએ કાઉસગ્ગીઆ છે, અને પ્રત્યેક ભગવાનની આસપાસ શ્રાવકો ફુલમાલા લઇને ઉભેલા છે. આ જ દેરીના બીજા ગુમ્મજમાં શ્રીકૃષ્ણ ભગવાને **નરસિંહ અવતાર** ધારણ કરી હિરણ્યકશ્યપનો વધ કર્યો હતો તેનો આબેહુબ ચિતાર આપ્યો છે. *

---

* મહાભારતમાં લખ્યું છે કે:—હિરણ્યકશિપુ નામના દૈત્યે ઘણી તપસ્યા કરી બ્રહ્માજીને પ્રસન્ન કરી તેમની પાસે વરદાન માગ્યું હતુ. ( હિંદુ ધર્મના બીજા ગ્રંથોમા હિરણ્યકશિપુ, શિવજીના ભક્ત હોઇ શિવજી પાસેથી તેણે વરદાન મેળવ્યાનું પણ લખેલું જોવામાં આવે છે. ) વરદાનમાં તેણે માંગ્યું હતું કે:-તમારા બનાવેલા કોઇપણ પ્રાણીથી મારૂં મૃત્યુ ન થાય. અર્થાત્ દેવોથી ન થાય, દાનવોથી ન થાય, મનુષ્યોથી ન થાય, પશુઓથી ન થાય, મકાનની અંદર ન થાય, મકાનની બહાર ન થાય; દિવસે ન થાય, રાત્રિએ ન થાય; કોઇ

(૩૭) દેરી નં. ૪૭ મીના પહેલા ગુમ્મજમા છપ્પન

શસ્ત્રથી ન થાય, અસ્ત્રથી ન થાય, પૃથ્વીમા ન થાય, આકાશમાં ન થાય પ્રાણરહિતથી ન થાય, પ્રાણસહિતથી ન થાય ઇત્યાદિ આ પ્રમાણેનુ વરદાન આપવાની બ્રહ્માજીની ઇચ્છા નહિ હોવા છતા તેના આગ્રહથી અને તેની તપસ્યાને વશ થઇને બ્રહ્માજીએ તે પ્રમાણેનુ વરદાન આપ્યુ

હિરણ્યકશ્યપને પ્રલ્હાદ નામનો પુત્ર હતો તે વિષ્ણુભકત થયો આખો દિવસ વિષ્ણુના નામને જપતો તેના પિતાએ શિવભક્ત થવા માટે ઘણુ સમજાવ્યો, ઘણા ઉપાયો કર્યા પણ તે ન માન્યો, તેથી હિરણ્યકશ્યપે તેને ઘણુજ દુખ દેવા માડયુ પોતાના ભકતને અત્યત દુખ થતુ જોઇને વિષ્ણુ ભગવાને હિરણ્યકશ્યપને મારવા માટે નરસિહ અવતાર ધારણ કર્યો બ્રહ્માજીના વરદાનને વાંધો ન આવે એટલા માટે વિષ્ણુ ભગવાને નરસિહનુ રૂપ ધારણ કર્યું મનુષ્ય પણ નહિ અને પશુ પણ નહિ અર્થાત્ અરધુ શરીર પુરૂષનુ અને મુખાદિ અરધુ શરીર સિહનુ બનાવીને, મકાનની બહાર નહિ અને અદર નહિ અર્થાત્ ઉબરા ઉપર, પૃથ્વી પર નહિ અને આકાશમા નહિ અથાત્ પોતે પૃથ્વી પર ઉભા રહીને પોતાના બન્ને પગની વચ્ચે તેને રાખીને, શસ્ત્રથી નહિ તેમ અસ્ત્રથી નહિ તથા સજીવથી નહિ તેમ અજીવથી નહિ અર્થાત્ પોતાના નખોથી, દિવસે નહિ અને રાત્રિએ નહિ અથાત્ સધ્યા સમયે (વિષ્ણુ ભગવાન્, દેવ પણ ન કહેવાય તેમ દાનવ પણ ન કહેવાય તેમજ તેમનુ નરસિહરૂપ, બ્રહ્માજીએ બનાવેલુ કોઇ પ્રાણી પણ ન કહેવાય ) આ પ્રકારે વિષ્ણુએ નરસિહનુ રૂપ ધારણ કરીને હિરણ્યકશિપુને મારી નાખ્યો તે અવસ્થાની ઉત્તમ શિલ્પકળાથી યુકત આ મૂર્તિ કોતરેલી છે

દિગ્કુમારિકાઓ—દેવીઓએ કરેલા ભગવાનના જન્માભિષેકનો ભાવ છે. તેમાં પહેલા વલયમાં ભગવાનની મૂર્ત્તિ છે, બીજા અને ત્રીજા વલયમાં દેવીઓ હાથમાં કલશ, ધૂપધાણું, પંખા અને દર્પણ વગેરે સામગ્રી લઇને ઉભેલી છે, તથા ત્રીજા વલયમાં એક ઠેકાણે ભગવાનને અને માતાને સિંહાસન ઉપર બેસારીને દેવીઓ મર્દન કરે છે અને બીજે ઠેકાણે સિંહાસન ઉપર બેસારીને સ્નાન કરાવે છે. આ ગુમ્મજની નીચેની ચારે તરફની લાઇનોની વચ્ચે એકેક કાઉસ્સગ્ગીઆ છે, પૂર્વ દિશાની લાઇનમાં બન્ને બાજુમાં બે કાઉસ્સગ્ગીઆ વધારે છે, એટલે કુલ છ કાઉસ્સગ્ગીઆ છે. અને આસપાસમાં કેટલાક મનુષ્યો પુષ્પમાળા લઇને ઉભા છે.

(૩૮) દેરી નં. ૪૮ મીના બીજા ગુમ્મજમાં ૨૦ ખંડમાં સુંદર કોતરણી કરી છે. તેમાં એક ખંડમાં ભગવાનની મૂર્ત્તિ છે; એક ખંડમાં આચાર્ય મહારાજ સિંહાસન ઉપર બેઠેલ છે. પાટલા ઉપર પગ રાખેલા છે, એક શિષ્ય તેમને **પંચાંગ** નમસ્કાર કરે છે, તેના **મસ્તક** ઉપર આચાર્ય મહારાજે હાથ મૂકેલો છે, બે શિષ્યો હાથ જોડીને પાસે ઉભેલા છે. બીજા ખંડોમાં જુદી જુદી જાતની કોતરણી છે. તે ગુમ્મજની નીચેની એક તરફની લાઇનની વચ્ચે એક કાઉસ્સગ્ગીઆ છે.

(૩૯) દેરી નં. ૪૯ મીના પહેલા ગુમ્મજમાં પણ ઉપર પ્રમાણે ૨૦ ખંડોમાં કોતરણી છે. તેમાં એક ખંડમાં ભગવાનની મૂર્ત્તિ છે; એક ખંડમાં કાઉસ્સગ્ગીઆ છે; એક ખંડમાં ઉપર

પ્રમાણે જ આચાર્ય મહારાજની મૂર્તિ છે; અને એક ખં-
ભગવાનની માતા ભગવાનને ખોળામાં લઇને બેઠેલ છે.

(૪૦) દેરી નં. ૫૩ મીના પહેલા ગુમ્મજની નીચેની ગો
લાઇનમાં એક તરફ ભગવાન કાઉસ્સગ્ગ ધ્યાનમાં ઉભા છે. તેમ
આસપાસ શ્રાવકો ઉભા છે. બીજી તરફ આચાર્ય મહારા
બેઠેલા છે, પાસે ઠવણી (સ્થાપનાચાર્ય) છે, અને શ્રાવકો હા
જોડીને પાસે ઉભેલા છે.

(૪૧) દેરી નં. ૫૪ મીના પહેલા ગુમ્મજની નીચે
હાથીઓની ગોળ લાઇનની પછી ઉત્તર તરફની લાઇનના એ
ભાગમાં એક કાઉસ્સગ્ગીયા છે, તેમની આસપાસ શ્રાવકો હાથમ
કલશ, ફુલમાલા વગેરે પૂજાની સામગ્રી લઇને ઉભા છે.

(૪૨) આ મંદિરના મૂલગભારાની પછવાડે (બહારન
બાજુમાં) ત્રણે દિશાના ત્રણે ગોખલામાં ભગવાનની એકેક મૂર્તિ
સ્થાપન કરેલી છે. તે પ્રત્યેક ગોખલાની ઉપર ભગવાનની
ત્રણ ત્રણ મૂર્તિઓ અને છ છ કાઉસ્સગ્ગીઆ છે. એટલે ત્રણે
દિશામાં થઇને ૨૭ મૂર્તિઓ પથ્થરમાં કોતરેલી છે.

વિમલવસહીની ભમતિ (પ્રદક્ષિણા)માં દેરીઓ ૫૨
ઋષભદેવ ભગવાન (મુનિસુવ્રતસ્વામી)નો ગભારો ૧ અં
અંબિકાદેવીની દેરી ૧ મળીને કુલ ૫૪ દેરીઓ છે અને બે ઓર
ડીઓ ખાલી છે, તેમાં પરચુરણ સામાન રહે છે. તે બેમાંની એ
ઓરડીની નીચે ભોંયરૂં છે. * પણ તે ભોંયરૂં અત્યારે તદ્

* આ ઓરડીમાં અને ભોંયરામાં જવાના દાદરામાં ઘણો
કચરો પડ્યો હતો, તેને કઢાવીને અમો ભોંયરામાં ઉતર્યા હતા. ત

ાલી છે. આ સિવાય વિમલવસહી અને લૂણવસહીની અંદર ીજાં પણ ત્રણ-ચાર ભોંયરા છે. પરંતુ તે બધાં હાલમાં ાલી હોવાનું કહેવાય છે.

વિમલવસહીમાં ગૂઢમંડપ, નવચોકી. રંગમંડપ અને ધી દેરીઓના બબ્બે ગુમ્મજનો એક મંડપ ગણતાં આખા ંદિરમાં કુલ ૭૨ મંડપ થાય છે અને ગૂઢમંડપ, નવચોકી, ગૂઢમંડપની બહારની બન્ને બાજુની બે ચોકી, રંગમંડપ, દરેક દેરીના બબ્બે મંડપ તથા બે દેરીના ગુમ્મજ નવા થયા છે, તે પણ ગણતાં કુલ ૧૧૭ મંડપો થાય છે.

વિમલવસહીમાં આરસના કુલ સ્તંભ ૧૨૧ છે. તેમાં બહુ જ સુંદર નકશીવાળા ૩૦ અને થોડી નકશીવાળા ૯૧ છે

આ મંદિરની લંબાઈ ૧૪૦ ફુટ અને પહોળાઈ ૯૦ ફુટ છે.

## વિમલવસહીની હસ્તિશાલા.

વિમલવસહી મંદિરના મુખ્ય દરવાજાની સામે હસ્તિશાલા બનેલી છે. આ હસ્તિશાલા વિમલમંત્રીશ્વરના મોટાભાઈ મંત્રી નેઢના પુત્ર મંત્રી ધવલના પુત્ર મંત્રી આનંદના પુત્ર મંત્રી

---

જોતાં જોતાં એક ઠેકાણે ખાયમાં દાટી ગયેલી ધાતુની ૧૧ પ્રતિમાઓ નીકળી આવી, જેમાં એક અંબિકાદેવીની અને બાકીની ... ભગવાનની હતી, અને તે લગભગ ૪૦૦ થી ૬૦૦ વર્ષ ... જુની હતી. તેમાંની કેટલીક મૂર્તિઓ ઉપર લેખ છે. તે ... ભોંયરામાં આરસની મોટી ખંડિત મૂર્તિઓના પાસ ...

પૃથ્વીપાલે * વિમલવસહીની કેટલીક દેરીઓનો જીર્ણોદ્ધાર કરાવતી વખતે પોતાના કુટુંબીઓની યાદગીરી માટે સંવત્ ૧૨૦૪માં કરાવી છે.[૬૩]

આ હસ્તિશાલાના પશ્ચિમ તરફના દરવાજામાં પેસતાં જ મૂલનાયક ભગવાનની સન્મુખ એક મોટા ઘોડા ઉપર **વિમલશાહ** મંત્રી બેઠેલ છે, તેમના માથે મુગટ છે, જમણા હાથમાં રકાબી, વાટકી વગેરે પૂજાનો સામાન છે અને ડાબા હાથમાં ઘોડાની લગામ છે. ઘોડા સહિત વિમલશાહની આખી મૂર્તિ સફેદ આરસની[૬૪] હતી, પણ અત્યારે મસ્તકનો ભાગ આરસનો અસલી છે. બાકી ગળાથી નીચેનો ઘોડા સહિત બધો ભાગ નકલી લાગે છે. અર્થાત્ આ મૂર્તિને કોઈએ ખંડિત કરી નાખી હોય તેથી નવી બનાવી હોય, અથવા કોઈપણ કારણથી પાછળથી તેના ઉપર ચૂનાનું પલાસ્તર કરી લીધું હોય એમ જણાય છે. મુખાકૃતિ સુંદર છે. ઘોડાની પાછળના ભાગમાં એક માણસ[૬૫] પથ્થરનું મજબૂત છત્ર વિમલશાહના મસ્તક ઉપર ધારણ કરીને ઉભેલ છે. +

તેની પાછળ ત્રણ ગઢની રચનાવાળું સુંદર સમવસરણ છે.

---

* મંત્રી પૃથ્વીપાલ વગેરે માટે જુઓ આ બુકનું પાનું ૩૦–૩૨ તથા ૪૬ અને તેની આસપાસની નોટો.

+ છત્ર લઈને ઉભો રહેનાર વિમલશાહ મંત્રીનો ભાણેજ છે, એવી દંતકથા છે, પણ આ વાતને માટે કોઇ ગ્રંથોમાંથી પ્રમાણ મળ્યું નથી. જ્યારે શ્રીહીરવિજયસૂરિ રાસમાં લખ્યું છે કે તે વિમલનો ક્ષત્રીજો છે. આ ઉપરથી અનુમાન થઇ શકે છે કે–તે વિમલના મોટા ભાઇ નેઢનો દશરથ નામનો પ્રપૌત્ર હશે. વધારે માટે જૂઓ નોટ નં. ૬"

તેમાં ચૌમુખજી તરીકે ત્રણ બાજુમાં સાદા પરિકરવાળી અને એક બાજુમાં ત્રણ તીર્થના પરિકરવાળી એમ કુલ ચાર પ્રતિમાજી છે. આ સમવસરણ સં. ૧૨૧૨ માં કોરંટગચ્છના નન્નાચાર્ય સંતાનવાળા ઓસવાલ ધાંધૂક મંત્રીએ કરાવ્યું, એવો તેના ઉપર લેખ છે.[૬૬]

એક તરફ ખુણામાં શ્રીલક્ષ્મીદેવીની મૂર્ત્તિ ૧ છે.

આ હસ્તિશાળામાં ત્રણ લાઇનમાં થઇને આરસના, સુંદર કારીગરીવાળા, ઝુલ, પાલખી અને અનેક પ્રકારનાં આભૂષણોની કોતરણીથી સુશોભિત ૧૦ હાથીઓ[૬૭] છે. તેમાંના બે હાથીઓ ઉપર શેઠ અને મહાવત બન્ને બેઠેલ છે, એક ઉપર શેઠ એકલા બેઠેલ છે, ત્રણ ઉપર એકલા મહાવત બેઠેલ છે, અને ચાર હાથી તદ્દન ખાલી છે. તે હાથીઓ ઉપરથી ૭ શ્રાવકોની અને ૫ મહાવતોની મૂર્ત્તિઓ નષ્ટ થઇ ગઇ છે. શ્રાવકોના હાથમાં * પૂજાની સામગ્રી છે. શ્રાવકોને માથે મુગટ, પાઘડી અથવા તેવું કોઇ પ્રકારનું આભૂષણ છે. મહાવતોના માથાં ઉઘાડાં છે.

આ દરેક હાથી ઉપરની પાલખીની પછવાડે બન્ને ઉભી મૂર્ત્તિઓ છત્રધર અથવા ચામરધરની હતી, પણ તે બધી ખંડિત

* હાથી ઉપર બેઠેલ શ્રાવકોની મૂર્ત્તિઓ ચાર ચાર ભુજાવાળી છે. તે ચાર ચાર ભુજાઓ મારા ધારવા પ્રમાણે હાથમાં જુદી જુદી પૂજાની સામગ્રી દેખાડવા માટે કરાવી હશે, બીજું કાંઇ કારણ [illegible] હોય. કારણ કે તે મૂર્ત્તિઓ મનુષ્યની અર્થાત્ [illegible] કુટુંબીઓનીજ છે.

થઇ ગએલી છે, તેના પગની નિશાનીઓ કેટલેક ઠેકાણે રહી ગએલ છે.

માત્ર એક ઠ. જગદેવના હાથી ઉપર પાલખી નહોતી, તેમ તેની પાછલ ઉપર્યુક્ત બે મૂર્ત્તિઓ પણ નહોતી. પાલખી વિના માત્ર ઝુલ ઉપરજ ઠ. જગદેવની બેઠી મૂર્ત્તિ હતી. ( પાલખી વગેરે નહિં કરાવવાનું કારણ એ જણાય છે કે–તેઓ મહામંત્રી નહોતા. ) આ હાથીની સુંઢની નીચે ઘોડેસ્વારની એક નાની મૂર્ત્તિ કોતરેલી ખંડિત થએલી છે.

તે હાથીઓનો અનુક્રમ આ પ્રમાણે છે. હસ્તિશાળામાં પ્રવેશ કરતાં જમણા હાથ તરફના અનુક્રમે પહેલા ત્રણ હાથી, પછી ડાબા હાથ તરફના અનુક્રમે ત્રણ હાથી અને સાતમો સમવસરણની પાછળનો પહેલો એક હાથી, એ સાત હાથીઓ મંત્રી પૃથ્વીપાલે વિ. સં. ૧૨૦૪ મા અને ૮ મો જમણા હાથ તરફનો છેલ્લો, ૯ મો સમવસરણની પાછળનો છેલ્લો અને ૧૦ મો ડાબા હાથ તરફનો છેલ્લો. એમ છેલ્લા ત્રણ હાથી મંત્રી પૃથ્વીપાલના પુત્ર મંત્રી ધનપાલે વિ. સં. ૧૨૩૭ માં કરાવીને સ્થાપન કર્યા છે. આ હાથીઓ નીચે લખેલા નામોથી કરાવેલા છે.

| | | | | |
|---|---|---|---|---|
| હાથી પહેલો | મહામંત્રી | નીના | સં. ૧૨૦૪ | ( વિમલમંત્રીના કુલના વડેરા ) |
| ,, બીજો | ,, | લહર | ,, | (નીનામંત્રીના પુત્ર) |
| ,, ત્રીજો | ,, | વીર | ,, | ( મંત્રી લહરના વંશમાં થએલા ). |



વિમલ-વસહિની હસ્તિશાલામાં હાથીસ્વાર મહામંત્રી નેઢ.

હાથી ચોથો મહામંત્રી નેઢ ૧૨૦૪ (મંત્રી વીરના પુત્ર અને વિમલમંત્રીના મોટા ભાઈ).

" પાંચમો " ધવલ " (મંત્રી નેઢના પુત્ર).

" છઠ્ઠો " આનંદ " (મંત્રી ધવલના પુત્ર).

" સાતમો " પૃથ્વીપાલ " (મંત્રી આનંદના પુત્ર).

" આઠમો પઉંતાર (?) ઠ. જગદેવ સં. ૧૨૩૭ (મંત્રી પૃથ્વીપાલના મોટા પુત્ર અને મંત્રી ધનપાલના મોટા ભાઈ).

" નવમો મહામંત્રી ધનપાલ સં. ૧૨૩૭ (મંત્રી પૃથ્વીપાલના નાના પુત્ર અને ઠ. જગદેવના નાના ભાઈ).

" દશમો, આ હાથીની લેખવાળી પટ્ટી ખંડિત થઈ ગએલી હોવાથી લેખ નષ્ટ થઈ ગયો છે, પરંતુ આ હાથી પણ સં. ૧૨૩૭ માં મંત્રી ધનપાલે પોતાના નાના ભાઈ, પુત્ર અથવા નજીકના કોઈ કુટુંબીના નામથી કરાવેલો હોવો જોઈએ.

(૪૩) હસ્તિશાળાની પૂર્વ દિશા તરફની બારીની બહારની ચોકીના બે સ્તંભો ઉપર ભગવાનની ૧૬ મૂર્તિઓ કોતરેલી છે, (પ્રત્યેક ઉપર આઠ આઠ). અને તે સ્તંભોની ઉપરના પથ્થરના તોરણમાં રસ્તા તરફ (બહારની બાજુમાં) ભગવાનની ૭૬ મૂર્તિઓ કોતરેલી છે, તેની સાથે બન્ને સ્તંભોની ૧૬

મૂર્તિઓ મેળવતાં ૯૨ મૂર્તિઓ થાય છે. એટલે ત્રણ ચોવિશીની ૭૨ અને વીશ વિહરમાનની ૨૦, આ હિસાબથી ૯૨ મૂર્તિઓ કોતરેલી જણાય છે. અને એજ તોરણમાં અંદરની બાજુમાં (હસ્તિશાલા તરફમાં) ભગવાનની ૭૦ મૂર્તિઓ કોતરેલી છે, પણ અસલમાં ૭૨ હશે, બે મૂર્તિઓ પથ્થરોના ખુણાઓની જોડમાં દબાઇ ગઇ હશે એમ લાગે છે. એટલે તે ત્રણ ચોવિશી છે એમ સમજવું.

(૪૪) એજ ચોકીના છજ્જાની માથેના પથ્થરના તોરણમાં બન્ને તરફ થઇને ભગવાનની મૂર્તિ અને કાઉસ્સગ્ગીઆ મળીને એક ચોવિશી છે.

(૪૫) આખી હસ્તિશાલાના બહારના ચારે તરફના છજ્જાની ઉપરની લાઇનમાં ચારે તરફ થઇને ભગવાનની મૂર્તિ અને કાઉસ્સગ્ગીઆ મળીને એક ચોવિશી કોતરેલી છે.

વિમલવસહી મંદિરના મુખ્ય દરવાજાની અને હસ્તિશાળાની વચ્ચે એક મોટો સભામંડપ છે. તે કોણે અને ક્યારે કરાવ્યો તે સંબંધી કાંઇ જાણી શકાયું નથી. હસ્તિશાળાની સાથે તો નહિંજ બન્યો હોય એમ લાગે છે; કારણ કે 'હીરસૌભાગ્ય મહાકાવ્ય' ઉપરથી જણાય છે, કે–વિ. સં. ૧૬૩૯ માં જગત્પૂજ્ય શ્રીમાન્ હીરવિજયસૂરીશ્વરજી અહિં યાત્રા કરવા પધાર્યા, ત્યારે વિમલવસહીના મુખ્ય દરવાજામાં પ્રવેશ કરતાં કઠોડાવાળી સીડી–દાદરો[૧૮] હતો. હસ્તિશાળા અને વિમલવસહિની વચ્ચેના સભામંડપનું તેમાં જરા પણ વર્ણન નથી. મંદિરના બીજા ભાગોના વર્ણન સાથે મુખ્ય દરવાજામાં પ્રવેશ

કરતાં કઠેડાવાળા- દાદરાનું વર્ણન આવે છે, તેથી જણાય છે કે–આ મંડપ વિ. સં. ૧૬૩૯ ની પછી અને વિ. સં. ૧૮૨૧ ની પહેલાં વચ્ચેના સમયમાં બનેલો છે.

હસ્તિશાલાની બહારના ઉપર્યુક્ત સભામંડપ–રંગમંડપમાં સુરભી (સુરહી)–ગાયનાં ચિત્રો અને શિલાલેખોવાળા ત્રણ પથ્થરો છે. તેના ઉપર વિ. સંવત્ ૧૩૭૨, ૧૩૭૨ અને ૧૩૭૩ ના લેખો છે. આ ત્રણે લેખો સિરોહીના વર્તમાન મહારાવના પૂર્વજ ચૌહાણ મહારાવ લુંભાજી ( લુંઢાજી )ના છે. તેમાં આ બન્ને ( વિમલવસહી અને લૂણવસહી ) મંદિરો, તેના પૂજારીઓ અને યાત્રાળુઓ પાસેથી કોઇ પણ જાતનો કર–ટેકસ કે એવું કાંઇ પણ નહિં લેવાનાં તેમનાં ફરમાનો લખેલાં છે.[૬૯]

એજ રંગમંડપના એક સ્તંભની પાછળ પથ્થરના એક નાના સ્તંભમાં નીચે પ્રમાણે કોતરેલ છેઃ—એક બાજુમાં એક પુરૂષ એક ઘોડા ઉપર બેઠેલ છે, એક છત્રધરે તેના ઉપર છત્ર ધારણ કર્યું છે. તેની બીજી બાજુએ એજ પુરૂષ હાથ જોડીને ઉભેલ છે, તેના ઉપર છત્રધરે છત્ર ધારણ કર્યું છે. અને પાસે તેમની સ્ત્રી તથા પુત્ર ઉભેલ છે. તેની નીચે લેખ છે. તેમાં સંવત્ નથી, પણ બારમી શતાબ્દિમાં થએલા સુપ્રસિદ્ધ રાજમાન્ય શ્રાવક **શ્રીપાલ** કવિના ભાઇ **શોભિત**નું તેમાં વર્ણન છે.[૭૦]

આ સ્તંભની પાસેજ દીવાલની જોડે એક મૂર્ત્તિપટ્ટમાં શ્રાવક–શ્રાવિકાની બે મૂર્ત્તિઓ ભગવાનની સામે હાથ જોડીને ઉભેલી કોતરેલી છે. આ મૂર્ત્તિઓ રાજમાન્ય સુપ્રસિદ્ધ મહા મંત્રી કવડિ નામના શ્રાવકે પોતાના પિતા–માતા ઠ૦ આમ

અને ૬૦ સીતાદેવીની કરાવી છે, અને તેની આચાર્ય શ્રી ધર્મ-ઘોષસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે. તેની નીચે વિ. સં. ૧૨૨૯ ના વૈ. સુદ ૩ નો લેખ છે.

## શ્રી મહાવીર સ્વામીનું મંદિર.

વિમલવસહીની બહાર હસ્તિશાલાની પાસે શ્રી મહાવીર સ્વામીનું મંદિર છે આ મંદિર તથા હસ્તિશાલાના દરવાજા પાસેનો મોટો રંગમંડપ, એ બન્ને કોણે અને ક્યારે બંધાવ્યાં તે કાંઇ જાણવામાં આવ્યું નથી. પરંતુ તે બન્નેની ભીંતો ઉપર વિ. સં. ૧૮૨૧ માં અહિંનાં મંદિરોમાં કામ કરનારા કારીગરોનાં નામો લાલ રંગથી લખેલાં છે. તે ઉપરથી જણાય છે કે–તે બન્ને વિ. સં. ૧૮૨૧ થી પહેલાં અને વિ. સં. ૧૬૩૯ પછી બનેલાં છે, કારણકે 'શ્રીહીરસૌભાગ્ય મહાકાવ્ય'માં આ બન્નેનું વર્ણન નથી.

શ્રી મહાવીર સ્વામીના મંદિરમાં મૂલનાયકજી સહિત કુલ જિનબિંબ ૧૦ છે. આ મંદિર નાનું અને સાદું છે.



તેણે ઘણા મહોત્સવપૂર્વક સાત વખત અથવા સાત તીર્થોની યાત્રા કરી હતી. તેને કુમારદેવી[૭૭] નામની મહા પતિવ્રતા ધર્મપત્ની હતી. તે પણ પોતાના પતિની માફક જ અત્યંત સૌજન્યવાળી અને જૈનધર્મમાં દૃઢ ભક્તિવાળી હતી. કાળાન્તરે **આસરાજ** કોઇ પણ કારણસર પોતાના સ્વજન અને રાજા વગેરેની અનુમતિ લઇને **અણહિલ્લપુર પાટણ** છોડીને તેની પાસેના '**સુંહાલક**'[૭૮] નામના ગામમાં પોતાના કુટુંબસહિત રહેવા આવ્યો. ત્યાં તે શાંતિપૂર્વક વ્યાપારાદિ કાર્ય કરવા સાથ સુખપૂર્વક રહેવા લાગ્યો. ત્યાં **આસરાજને** કુમારદેવીની કુક્ષીથી લૂણિગ, **મલ્લદેવ**, વસ્તુપાલ અને **તેજપાલ** નામના ચાર પુત્રો તથા ૧ **જાલ્હૂ**, ૨ **માઊ**, ૩ **સાઊ**, ૪ **ધનદેવી**, ૫ **સોહગા**, ૬ **વયજુકા** અને ૭ **પરમલદેવી** નામની સાત પુત્રીઓ થઇ.[૭૯] તે સાતે બહેનો શ્રીસ્થૂલિભદ્ર સ્વામીની સાત બહેનોની જેમ બહુ બુદ્ધિશાલી અને ધર્મકરણીમાં આસક્ત પરમ શ્રાવિકાઓ હતી.

મંત્રી લૂણિગ[૮૦] રાજ્યકાર્યમાં પ્રવીણ, શૂરવીર અને તેજસ્વી યુવક હતો. પરંતુ તેનું આયુષ્ય ઓછું હોવાથી યુવાવસ્થાના પ્રારંભમાં જ તે સ્વર્ગવાસી થયો હતો. તેની સ્રીનું નામ લૂણાદેવી હતું. મંત્રી **મલ્લદેવ**[૮૧] પણ રાજ્યકાર્યમાં અતિ નિપુણ, મહાજનોમાં અગ્રેસર અને ધાર્મિક કાર્યોમાં તત્પર રહેનારામાં મુખ્ય હતો. તેમને **લીલા**દેવી અને પ્રતાપદેવી[૮૨] નામની બે ધર્મપત્નીઓ હતી. મલ્લદેવ અને **લીલુકા** (લીલા) દેવીને પૂર્ણસિંહ[૮૩]નામનો પુત્ર હતો. તેની પહેલી સ્રીનું નામ અલ્હણાદેવી હતું. પૂર્ણસિંહ-અલ્હણાદેવીને પેથડ નામનો પુત્ર હતો. પેથડ, આ મંદિરની પ્રતિષ્ઠા વખતે વિદ્યમાન હતો.



લૂણ-વસહિની હસ્તિશાલામાં,
મહામંત્રી વસ્તુપાલ-તેજપાલના માતા પિતા

કાર્યમાં બહુ ભાગ લેતો હતો. તેને જયતલદેવી, જમ્મણદેવી અને રૂપાદેવી[૮૯]-નામની ત્રણ સ્ત્રિઓ હતી.

મહામાત્ય તેજપાલને પણ અનુપમાદેવી[૯૦] અને સુહડા દેવી નામની બે ધર્મપત્નીઓ હતી. મં. તેજપાલને અનુપમા દેવીની કુક્ષિથી ઉત્પન્ન થએલ લૂણસિંહ (લાવણ્યસિંહ)[૯૦] નામનો પુત્ર હતો. તે પણ મહાપ્રતાપી, બુદ્ધિશાલી, શૂરવીર અને ઉદાર દિલનો હતો. રાજ્યકાર્યમા બહુ પ્રવીણ હતો પોતાના પિતાની સાથે અને સ્વતંત્ર રીતે પણ લડાઇ, તથા સંધિ વિગ્રહ આદિ કાર્યોમાં ભાગ લેતો હતો. તેને રયણાદેવી અને લખમાદેવી નામની બે સ્ત્રિઓ હતી અને ગઉરદેવી નામની એક પુત્રી હતી.[૯] મં. તેજપાલને સુહડાદેવીની[૯૨] કુક્ષિથી ઉત્પન્ન થએલ સુહડસિંહ[૯૩] નામનો બીજો એક પુત્ર હતો તેને સુહડાદેવી અને સુલખણાદેવી[૯૪] નામની બે સ્ત્રિઓ હતી. મં. તેજપાલને બઉલદે[૯૫] નામની એક પુત્રી પણ હતી.

મંત્રી વસ્તુપાલ-તેજપાલ, પોતાના પિતા વિદ્યમાન હતા ત્યાં સુધી પોતાની જન્મભૂમિ 'સુંહાલક' ગામમાં રહ્યા, પણ પોતાના પિતાજીનો સ્વર્ગવાસ થયા પછી ત્યાં દિલ નહિં લાગવાથી તેઓ ગુજરાતમાં આવેલા 'મંડલિ[૯૬]' ગામમાં કુટુંબ સહિત આવીને રહેવા લાગ્યા. કાળક્રમે તેમની માતા જીનો પણ સ્વર્ગવાસ થઇ ગયો. તે વખતે તે બન્ને ભાઇઓને ઘણું જ દુઃખ થયું. તે સમયમાં તેમના માતૃપક્ષના ગુરૂ મલધાર ગચ્છના શ્રી નરચંદ્રસૂરીશ્વરજી[૯૭] વિચરતા વિચરતા ત્યાં પધાર્યા. તેમણે ઉપદેશ દ્વારા કર્મનું સ્વરૂપ સમજાવીને તે બન્ને ભાઇઓનો શોક દૂર કરાવ્યો, અને તીર્થયાત્રાદિ ધર્મ-કરણીમાં તત્પર રહેવા જણાવ્યું.



લૂણ-વસહી મંદિર બંધાવનાર
મહામંત્રી તેજપાલ અને તેમની પત્ની અનુપમદેવી.

નાગેન્દ્ર ગચ્છમાં થએલા શ્રીઆનંદસૂરિ–અમરસૂરિનાં પટ્ટધર શ્રીમાન્ હરિભદ્રસૂરિના શિષ્ય શ્રીમાન્ વિજયસેન-સૂરિ કે જેઓ વ. તે. ના પિતૃપક્ષના ગુરૂ થતા હતા, તેમના ઉપદેશથી બન્ને ભાઇઓએ શત્રુંજય અને ગિરિનારનો બહુજ આડંબર પૂર્વક મોટો સંઘ કાઢયો. તેમણે સંઘપતિ થઇને બન્ને તીર્થોની શુદ્ધ ભાવપર્વક યાત્રા કરી.

નાગેન્દ્ર ગચ્છમાં થએલા શ્રીઆનંદસૂરિ–અમરસૂરિના પટ્ટધર શ્રીમાન્ હરિભદ્રસૂરિના શિષ્ય શ્રીમાન્ વિજયસેનસૂરિ કે જેઓ વ. તે. ના પિતૃપક્ષના ગુરૂ થતા હતા, તેમના ઉપદેશથી બન્ને ભાઇઓએ શત્રુંજય અને ગિરિનારનો બહુજ આડંબર પૂર્વક મોટો સંઘ કાઢયો. તેમણે સંઘપતિ થઇને બન્ને તીર્થોની શુદ્ધ ભાવપૂર્વક યાત્રા કરી.

## ચૌલુક્ય ( સોલંકી ) રાજાઓ.

ગુજરાતની રાજ્યધાની અણહિલ્લપુર પાટણની ગાદી ઉપર થએલા સોલંકી રાજાઓમાંના કુમારપાલ[૯૬] મહારાજા સુધીનાં કેટલાંક નામો પાછળ વિમલવસહીના વર્ણનમાં આવી ગયાં છે. મહારાજા કુમારપાલ પછી તેમનો પુત્ર અજયપાલ[૯૭] ગાદીએ આવ્યો. અજયપાલની ગાદીએ મુલરાજ[૯૮] ( બીજો ) અને મુલરાજની ગાદીએ ભીમદેવ ( બીજો )[૯૯] ગુજરાતનો મહારાજા થયો. તે સમયમાં ગુજરાતમાં આવેલા ધવલક્કપુર ( ધોળકા )[૧૦૦] માં મહામંડલેશ્વર સોલંકી અર્ણોરાજનો[૧૦૧] પુત્ર લવણપ્રસાદ[૧૦૨] રાજા હતો અને તેનો પુત્ર વીરધવલ[૧૦૩] યુવરાજ હતો. તેઓ ગુજરાતના મહારાજાના મુખ્ય સામંત હતા. મહારાજા ભીમદેવ તેઓના ઉપર બહુ પ્રસન્ન રહેતા. તેથી તેણે લવણપ્રસાદને પોતાની રાજ્યસીમા વધારવાનું અને સંભાળી રાખવાનું કામ સોંપ્યું હતું અને વીરધવલને પોતાનો યુવરાજ બનાવ્યો હતો. વીરધવલે બાહોશ મંત્રીની યાચના કરવાથી ભીમદેવે વસ્તુપાલ–તેજપાલને બોલાવીને તે બન્નેને મહામંત્રી બનાવી વીરધવલની સાથે રહીને કામ કરવાની ભલામણ કરી હતી.[૧૦૪]

તેમાં મંત્રી વસ્તુપાલને ધોળકા અને ખંભાતનો અધિકાર સોંપ્યો હતો અને મંત્રી તેજપાલને આખા રાજ્યનું મહામંત્રી પદ આપ્યું હતું.[૧૦૫] યુવરાજ વીરધવલે અને મહામંત્રી વસ્તુપાલ-તેજપાલે ગુજરાતની રાજ્યસત્તા ઘણીજ વધારી હતી. આસપાસના ખંડીયા રાજાઓ જે સ્વતંત્ર થઇ ગયા હતા અથવા સ્વતંત્ર થવા ચાહતા હતા તે બધાને જીતી ગુજરાતના રાજાને આધિન કર્યા હતા.[૧૦૬] અને તે સિવાય પણ આસપાસના પ્રદેશને જીતીને ગુજરાતની રાજ્યસત્તામાં મેળવી દીધો હતો. મહામંત્રી વસ્તુપાલ-તેજપાલે ઘણી વખત લડાઇઓ કરી હતી. કોઇ વખત બુદ્ધિબળથી તો કોઇ વખત લડાઇથી એમ અનેક પ્રકારે શત્રુઓને તેમણે વશ કર્યા હતા.[૧૦૭] તેઓ આવા શૂરવીર અને સત્તાધારી હોવા છતાં તેમણે કોઇ દિવસ પ્રજા ઉપર અન્યાય કર્યો નહોતો, તેઓ હમેશાં રાજ્ય પ્રત્યે વફાદાર રહેવા સાથે પ્રજા ઉપર અત્યંત વાત્સલ્યભાવ રાખનારા હતા. ગમે તેવા વિકટ પ્રસંગમાં પણ તેમણે ધર્મ અને ન્યાયને જરા પણ પોતાથી દૂર ખસવા દીધો નહોતો. તેમણે પોતાના તથા પોતાના કુટુંબના કલ્યાણ માટે અને પ્રજાહિતને માટે આખા દેશમાં ઠેકાણે ઠેકાણે અનેક જૈન મંદિરો, ઉપાશ્રયો, ધર્મશાલા, દાનશાલા, હિંદુ મંદિરો, મસીદો, પરબો, વાવ, કૂવા, તલાવ, ઘાટ, પૂલ અને એવાં બીજાં અનેક ધર્મ તથા લોકોપયોગી સ્થાનો નવાં કરાવ્યાં અને જુનાં થઇ ગએલાંને સમરાવ્યાં હતાં. તેમણે ધર્મકાર્યમાં કરોડો રૂપિયા ખરચ્યા હતા. જેની સંખ્યા સાંભળતાં આ સમયના

લોકોને તે વાત માનવી મુશ્કેલ થઇ પડે છે. તેમણે કરેલાં ધર્મ કાર્યોનું કાંઇક વર્ણન "આબૂ ભાગ બીજા"માં આપવામાં આવશે.[૧૦૮]

## આબૂના પરમાર રાજાઓ.

રાજપૂતોની માન્યતા પ્રમાણે આબૂ ઉપર તપ કરતા વશિષ્ઠ ઋષિના હોમના અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થએલા પરમાર[૧] નામના પુરૂષના વંશમાં પહેલો ધૂમરાજ[૧૦૯] નામનો રાજા થયો હતો. તેના વંશમાં ધંધૂક[૨૭]નામનો રાજા થયો હતો. જેનું નામ પાછલ વિમલવસહીના વર્ણનમાં આવી ગયું છે. આબૂના આ પરમાર રાજાઓની રાજ્યધાની આબૂની તળેટી પાસે આવેલી ચંદ્રાવતી[૨૬] નગરીમાં હતી, અને તેઓ ગુજરાતના મહારાજાના મહામંડલેશ્વર ( મુખ્ય સામંત રાજા ) હતા. ધંધૂકના વંશમાં ધ્રુવભટાદિ રાજાઓ થયા, પછી તેના વંશમાં રામદેવ[૧૧૦] નામનો રાજા થયો. તેનો પુત્ર યશોધવલ[૧૧૧] નામનો શૂરવીર રાજા થયો, કે જેણે ચૌલુકય મહારાજા કુમારપાલના શત્રુ અનેલ માલવાના રાજા બલ્લાલને[૧૧૨] યુદ્ધમાં મારી નાંખ્યો હતો. તે યશોધવલનો પુત્ર ધારાવર્ષ[૧૧૩] થયો..તે પણ મહા પરાક્રમી હતો. તેણે કોંકણ દેશના રાજાને[૧૧૪], લડાઇમાં મારી નાંખ્યો હતો. ધારાવર્ષનો નાનો ભાઇ પ્રલ્હાદન[૧૧૫] કરીને હતો. તે પણ મહા પરાક્રમી, શાસ્ત્રવેત્તા અને કવિ હતો. પાલણપુર નામનું શહેર જે અત્યારે વિદ્યમાન છે તે તેણે ( પ્રલ્હાદને ) વસાવ્યું હતું. તેમજ તેણે મેવાડપતિ સામંતસિંહની[૧૧૬] સાથેના યુદ્ધમાં ક્ષીણબલ થઇ ગએલા

ગુજરાતના મહારાજા અજયપાલના[૧૧૭] સૈન્યની રક્ષા કરી હતી. ધારાવર્ષની પછી તેનો પુત્ર સોમસિંહ[૧૧૮] રાજા થયો. જેણે પિતા પાસેથી શસ્ત્રવિદ્યા અને કાકાપાસેથી શાસ્ત્રવિદ્યા ગ્રહણ કરી હતી. તેનો પુત્ર કૃષ્ણરાજ[૧૧૯] (કાન્હડ) થયો તે મહામાત્ય વસ્તુપાલ તેજપાલના સમયમાં યુવરાજ હતો

## લૂણવસહી.

મહામાત્ય વસ્તુપાલ-તેજપાલે પૃથ્વી ઉપર અનેક તીર્થસ્થાનો અને ધર્મસ્થાનો કરાવ્યાં હતાં, તેમાં આબૂ ઉપરનું આ લૂણસિંહવસહી નામનું જિનાલય સૌથી મુખ્ય છે. મંત્રી વસ્તુપાલના નાનાભાઈ તેજપાલે પોતાની ધર્મપત્ની અનુપમ દેવી અને તેની કુક્ષિથી ઉત્પન્ન થએલ પુત્ર લાવણ્યસિંહના કલ્યાણ[૧૨૦] માટે, ગુજરાતના સોલંકી મહારાજા ભીમદેવ (બીજા)ના મહામંડલેશ્વર આબૂના પરમાર રાજા સોમસિંહની અનુમતિ લઇને, આબૂ ઉપર આવેલા દેલવાડા ગામમાં વિમલવસહી મંદિરની પાસે, તેના જેવીજ ઉત્તમ પ્રકારની કોરણીવાળું આરસપાષાણનું; મૂલગભારો, ગૂઢમંડપ, નવ ચોકીઓ, રંગમંડપ, બલાનક (દ્વારમંડપ-દરવાજા ઉપરનો મંડપ), ખત્તક (ગોખલા), જગતિ (ભમતી)ની દેરીઓ અને હસ્તિશાલા વગેરેથી અત્યંત સુશોભિત; કરોડો[૧૨૧] રૂપીયા * ખરચીને લૂણસિંહ (લાવણ્યસિંહ) વસહીકા

---

* જૈનોમાં પરાપૂર્વથી એમ કહેવાય છે કે-આ મંદિર બંધાવતાં ૧૨૫૩૦૦૦૦૦ બાર ક્રોડ ત્રેપન લાખ રૂપીઆનો ખર્ચ થયો છે.



લૂણ-વસહી મંદિરની અંદરનું દૃશ્ય

નામનું શ્રી નેમિનાથ ભગવાનનું ભવ્ય મંદિર બંધાવ્યું. અને તેમાં શ્રીનેમિનાથ ભગવાનની કસોટીના[૧૨૨] પાષાણુની બહુ મનોહર મોટી મૂર્તિ કરાવીને મૂલનાયક તરીકે બિરાજમાન કરી. આ મંદિરની પ્રતિષ્ઠા, શ્રીનાંગેન્દ્રગચ્છમાં[૧૨૩] થએલા શ્રીમહેન્દ્રસૂરિના શિષ્ય શ્રીશાન્તિસૂરિના શિષ્ય શ્રીઆનન્દસૂરિ–અમરસૂરિના[૧૨૪] શિષ્ય શ્રીમાન્ હરિભદ્રસૂરિના[૧૨૫] શિષ્ય શ્રીમાન્ વિજયસેનસૂરિજી[૧૨૬] પાસે બહુ મોટા

---

વિમલવસહી અને લૂણવસહી, આ બન્ને મંદિરની લાગતના આંકડા તપાસતાં સ્વાભાવિક રીતે એક પ્રશ્ન ઉપસ્થિત થઇ શકે છે કે–આ બન્ને મંદિરો કારીગરી વગેરે બધી બાબતોમાં લગભગ સમાનતા ધરાવનારા હોવા છતાં તેમજ આબૂ ઉપર ચડવાના રસ્તા, પાષાણુની કિંમત અને મજુરી વગેરે પણ લગભગ એજ સ્વરૂપમાં હોવા છતાં બન્નેની લાગતના આંકડામાં આટલો બધો ફરક કેમ ? આનો ઉત્તર માટે વાચક પોતેજ વિચાર કરશે તો સહેજે સમજી શકશે કે–એક માણસ હજારો પ્રકારના પ્રયત્નો કરીને એક નવો આવિષ્કાર કરે એટલે સૌથી પહેલી નવી ચીજ બનાવે, અને બીજો માણસ એ ચીજના નમુનાને પોતાની સામે રાખીને તેની નકલ કરે તો બન્ને માણસના પરિશ્રમ અને ખર્ચમાં ઘણો જ ફરક પડે એ સ્વાભાવિક છે. અહિં પણ એમજ બનેલું છે. વિમલવસહી મંદિર પ્રથમ બનેલું છે. જ્યારે લૂણવસહી મંદિર થોડાક ફેરફાર વાળી તેની નકલ છે. એટલે તેમાં ઓછો ખર્ચ લાગે તે બનવાયોગ્ય છે. વળી ઓછો ખર્ચ લાગવામાં બીજું એ પણ એક કારણ છે કે લૂણવસહી મંદિર માટેની ભૂમિ વિમલવસહીની જેમ સોનામહોરો પાથરીને ખરીદવી પડી નથી.

આડંબર અને ધૂમધામવાળા મહોત્સવ પૂર્વક વિક્રમ સંવત્ ૧૨૮૭ ના ચૈત્ર વદિ ૩ (ગુજરાતી ફાગણ વદિ ૩) ને રવિવારે કરાવી છે. આ મંદિરના ગૂઢમંડપના મુખ્ય દરવાજાની બહાર નવ ચોકીઓમાં દરવાજાની બન્ને બાજુએ ઉત્તમ પ્રકારની કોરણીવાળા બે ગોખલા છે× (જેને લોકો દેરાણી-જેઠાણીના ગોખલા કહે છે), તે બન્ને મંત્રી તેજપાલે પોતાની બીજી સ્ત્રી સુહડાદેવીના કલ્યાણ માટે કરાવ્યા છે અને ભમતીની દેરીઓમાંની ઘણી ખરી દેરીઓ મંત્રી તેજપાલે પોતાના ભાઇઓ, ભોજાઇઓ, બહેનો, પોતાના તથા ભાઇઓના પુત્રો, પુત્ર-વધૂઓ અને પુત્રીઓ વગેરે પોતાના સમસ્ત કુટુંબના કલ્યાણાર્થે કરાવી છે અને થોડી દેરીઓ પોતાના વેવાઇઓ અને બીજા પરિચિત સંબંધીઓએ કરાવી છે. બધી દેરીઓની પ્રતિષ્ઠા વિ. સં. ૧૨૮૭ થી લઇને ૧૨૯૩ સુધીમાં થઇ ગઇ હતી. જ્યારે ઉપર્યુક્ત બન્ને ગોખલાની પ્રતિષ્ઠા વિ. સં. ૧૨૯૭ માં થઇ હતી.

આ મંદિરમાં પણ વિમલવસહિના જેવીજ અપૂર્વ કોરણી કરેલી છે. વિમલવસહી અને લૂણવસહીમાંની દીવાલો, દરવાજા, બારસાખ, સ્તંભો, મંડપો, તોરણો અને છતના ગુમ્મજો વગેરેમાં ફક્ત ફુલ, ઝાડ, વેલ-બુટા, હાંડી, ઝુમર અને એવા પ્રકારની બીજી અજીવ વસ્તુઓનીજ કોરણી કરેલી છે એમ નથી પણ તેમાં હાથી, ઘોડા, ઉંટ, વ્યાઘ્ર, સિંહ, મત્સ્ય,

× આ બન્ને ગોખલા બનાવવામાં ૧૮ લાખ રૂપીયાનો ખર્ચ થયો છે, એમ જૈનોમાં મનાય છે.



લુણ વસહી, અંદરની સુંદર કોરણીનુ દશ્ય.

પક્ષિઓ, મનુષ્યો અને દેવ-દેવીઓની જુદી જુદી અનેક પ્રકારની મૂર્તિઓની સાથે મનુષ્યજીવનના જુદા જુદા અનેક પ્રસંગો જેવા કે-રાજદરબાર, સવારી, વરઘોડા, જાન, વિવાહ પ્રસંગની ચોરી વગેરે, નાટક, સંગીત, રણસંગ્રામ, પશુ ચારવાં, સમુદ્રયાત્રા, પશુપાલો (રબારીઓ)નું ગૃહજીવન, સાધુઓ અને શ્રાવકોની અનેક પ્રસંગોની ધાર્મિક ક્રિયાઓ અને તીર્થંકરાદિ મહાપુરૂષોના જીવનના અનેક પ્રસંગો વગેરેને પણ એવી સુંદર રીતે કોતરેલા છે કે જો તે બધા પ્રસંગોને બારીકાઇથી જોવા લાગીએ તો આ મંદિરોમાંથી બહાર નિકળવાનું મનજ થાય નહિં.[૧૨૭]

આ બન્ને મંદિરની નકશી જોનારને સ્વાભાવિક રીતે એ પ્રશ્ન ઉપસ્થિત થયા વિના રહેતો નથી કે-આ બે મંદિરોમાંથી કયા મંદિરમાં વધારે સુંદર નકશી છે? આનો જવાબ નિશ્ચય પૂર્વક આપવો અશક્ય છે. પરંતુ પ્રેક્ષકો જેવી રીતે પોતાની ઇચ્છાનુસાર બેમાંથી કોઇ પણ એક મંદિરને પહેલો નંબર આપે છે, તેમ હું પણ મારા નમ્ર વિચાર પ્રમાણે કોરણીની અધિક શ્રેષ્ઠતામાં વિમલવસહીને પહેલો નંબર આપું છું. મતલબ કે લૂણવસહીમાં બીજી કોરણીની અધિકતા, બારીકાઇ અને સુંદરતા વધારે છે, ત્યારે વિમલવસહીમા તદુપરાન્ત મનુષ્ય જીવનના અનેક પ્રસંગોની સુંદર રીતે કરેલી કોરણી વધારે છે.[૧૨૮]

આ લૂણવસહી મંદિરનો બાંધનાર શોભનદેવ નામનો મીસ્ત્રી હતો.[૧૨૯]

આ મંદિરની પ્રશસ્તિના મોટા શિલાલેખની પાસેના બીજા શિલાલેખ ઉપરથી જણાય છે કે–મંત્રી તેજપાલે પોતાના બુદ્ધિબલથી આ મંદિરની રક્ષા માટે તથા વાર્ષિક પર્વોને દિવસે પૂજા–મહોત્સવ વગેરે કાયમ ખાતે ચાલુ રહે તે માટે બહુ સારી વ્યવસ્થા કરી હતી.[૧૩૦] જેમકેઃ—

૧ મંત્રી મલ્લદેવ, ૨ મંત્રી વસ્તુપાલ, ૩ મંત્રી તેજપાલ ૪ લાવણ્યસિંહનો મોસાલ પક્ષ (લાવણ્યસિંહના મામા ચંદ્રાવતી નિવાસી ૧ ખીમ્બસિંહ,[૧૩૧] ૨ આમ્બસિંહ, ૩ ઉદલ તથા લૂણસિંહ, જગસિંહ, રત્નસિંહ આદિ), અને તે ચારેની સંતાન–પરંપરાને હમેશાંને માટે આ મંદિરના ટ્રસ્ટી બનાવ્યા હતા. અર્થાત્ તેમણે તથા તેમની સંતાન પરંપરાએ આ મંદિરની સર્વ પ્રકારની દેખરેખ રાખવી અને સ્નાત્રપૂજાદિ હમેશાં કરવું, કરાવવું અને ચાલુ રખાવવું.

આ મંદિરની વર્ષગાંઠ પ્રસંગે અઠ્ઠાઇ મહોત્સવ અને શ્રીનેમિનાથ ભગવાનના પાંચે કલ્યાણકના દિવસોમાં પૂજા–મહોત્સવાદિ કાયમ ખાતે કરવા માટે નીચે પ્રમાણે વ્યવસ્થા કરી હતી.

ચંદ્રાવતી,[૨૧] ઉંબરણી[૧૩૨] તથા કીસરઉલી[૧૩૩] ગામના જૈનમંદિરોના બધા ટ્રસ્ટીઓ અને સમસ્ત મહાજન લોકોએ વર્ષગાંઠ સંબંધી અઠ્ઠાઇ મહોત્સવના પહેલા દિવસે–(ચુ૦) ફાગણ વદિ ૩ને દિવસે મહોત્સવ કરવો. ફા. વ. ૪ને દિવસે કાસહૃદ ગામના[૧૩૪] શ્રાવકોએ, ફા. વ. ૫ ને દિવસે બ્રહ્માણ[૧૩૫] ગામના શ્રાવકોએ, ફા. વ. ૬ ને દિવસે ધઉલી[૧૩૬] ગામના શ્રાવકોએ,

ફા. વ. ૭ ને દિવસે મુંડસ્થલ[૧૩૭] મહાતીર્થના શ્રાવકોએ, ફા. વ. ૮ ને દિવસે હુંડાઉદ્રા[૧૩૮] તથા ડવાણી[૧૩૯] ગામના શ્રાવકોએ, ફા. વ. ૯ ને દિવસે મડાહડ[૧૪૦] ગામના શ્રાવકોએ અને ફા. વ. ૧૦ ને દિવસે સાહિલવાડા[૧૪૧] ગામના શ્રાવકોએ કાયમ ખાતે મહોત્સવ કરવો. તથા શ્રી નેમિનાથ ભગવાનના પાંચે કલ્યાણકના દિવસોએ દેઉલવાડા[૧૪૨] ગામના શ્રાવકોએ હમેશાં મહોત્સવ કરવો.

આ પ્રસંગે ચંદ્રાવતીના રાજા પરમાર સોમસિંહે પૂજા વગેરેના ખર્ચ માટે 'ડવાણી' નામનું ગામ શ્રી નેમિનાથ ભગવાનને અર્પણ કર્યું હતું. + અને તે હમેશાં કબુલ રાખવા માટે પરમાર વંશના રાજાઓને વિનતિ પૂર્વક તેમણે ફરમાન કર્યું હતું.[૧૪૩]

પ્રતિષ્ઠા મહોત્સવ વખતે લૂણસિંહવસહી મંદિરના રંગમંડપમાં બેસીને, ચંદ્રાવતી પતિ રાજકુલ શ્રી સોમસિંહ, તેમના પાટવી કુમાર કાન્હડ (કૃષ્ણરાજ) વગેરે કુમારો, રાજ્યના બધા અધિકારીઓ, ચન્દ્રાવતીના સ્થાનપતિ ભટ્ટારક વગેરે, ગૂગુલી બ્રાહ્મણ, સમસ્ત મહાજન તથા અર્બુદાચલ ઉપરના અચલેશ્વર, વશિષ્ઠ, દેઉલવાડા ગ્રામ, શ્રીશ્રીમાતા મહણુ ગ્રામ, આબુય ગ્રામ, ઓરાસા ગ્રામ, ઉત્તરછ ગ્રામ, સિહર ગ્રામ, સાલ ગ્રામ, હેઠઉંછ ગ્રામ, આખી ગ્રામ,

---

+ આ ગામ પાછળથી સિરોહી રાજ્યે પોતાના કબજામાં લઈ લીધેલું છે.

શ્રી ધાંધલેશ્વરદેવીય કોટડી ગ્રામ[૧૪૪] આદિમાં રહેનારા સ્થાનપતિ, તપોધન, ગૂગુલી બ્રાહ્મણ, રાઠિય આદિ તમામ લોકો તથા ભાલિ, ભાડા[૧૪૫] આદિ ગામમાં રહેનારા પ્રતિહાર વંશના સર્વ રાજપુતો આદિ તમામ લોકોની સમક્ષ આ બધી વ્યવસ્થા કરવામાં આવી છે.

અને આ સભામાં બેઠેલા ઉપર્યુક્ત તમામ લોકોએ પોત પોતાની રાજીખુશીથી ભગવાનની સમક્ષ મંત્રી તેજપાલ પાસેથી આ મંદિરની સર્વ પ્રકારે રક્ષા કરવાનો ભાર પોતાને માથે લીધો છે.

એ રીતે મહામાત્ય તેજપાલે આવું સુંદર મંદિર બંધાવી અને તેની સંભાળ તથા રક્ષા માટે ઉપર પ્રમાણે ઉત્તમ વ્યવસ્થા કરીને પોતાના આત્માને કૃતાર્થ કર્યો.

## મંદિરનો ભંગ અને જીર્ણોદ્ધાર.

વિમલવસહીના વર્ણન (પૃષ્ઠ ૩૩ અને તેની નીચેની નોટ)માં લખ્યા પ્રમાણે વિમલવસહી મંદિરના ભંગની[૫૫] સાથે મુસલમાન બાદશાહના સૈન્યે વિ. સં. ૧૩૬૮ લગભગમાં આ મંદિરનો પણ મૂલગભારો તથા ગૂઢમંડપનો સાવ નાશ કર્યો હતો અને બીજા કેટલાક ભાગોને નુકશાન પહોંચાડયું હતું. ત્યાર પછી વ્યવહારી (વ્યાપારી) ચંડસિંહનો પુત્ર શ્રીમાન્ પેથડ સંઘપતિ સંઘ લઇને અહિં યાત્રા કરવા આવતાં તેણે પોતાના દ્રવ્યથી આ મંદિરનો વિ. સં. ૧૩૭૮ માં જીર્ણોદ્ધાર



લુણ-વસહી, મૂલનાયક શ્રીનેમિનાથ ભગવાન્.

કરાવ્યો.[૧૪૬] અર્થાત્ નષ્ટ થઇ ગએલા ભાગને ફરી કરાવ્યો અને શ્રીનેમિનાથ ભગવાનની મૂર્ત્તિ નવી કરાવીને તેની પ્રતિષ્ઠા કરાવી.

મૂર્ત્તિસંખ્યા અને વિશેષ હકીકતઃ—

મૂલગભારામાં મૂલનાયક શ્રી નેમિનાથ ભગવાનની શ્યામવર્ણી અને પરિકરવાળી સુંદર મૂર્ત્તિ ૧, પંચતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકર વિનાની મૂર્ત્તિ ૨, (કુલ મૂર્તિ. ૪) છે.

ગૂઢમંડપમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનની ઉભી મોટી અને બહુ મનોહર મૂર્ત્તિ (કાઉસગ્ગીઆ) ૨ છે.। તે બન્ને વિમલવસહીના ગૂઢમંડપમાં છે તેની જેવા જ લગભગ છે, તેમાં એક મોટા છે તેના ઉપર લેખ નથી. નાના કાઉસગ્ગીયા ઉપર વિક્રમ સંવત્ ૧૩૮૯ માં મુંડસ્થલ મહાતીર્થના શ્રી મહાવીર ચૈત્યમાં કોરંટગચ્છના નન્નાચાર્ય સંતાનવાળા મહ ધાંધલ ધાંધલ મંત્રીએ જિનયુગ્મ કરાવ્યું, એવો લેખ[૧૪૭] છે. (આની જોડના અને એજ પ્રમાણેના લેખવાળા એક બીજા કાઉસગ્ગીયા, આ મંદિરની પાછળ આવેલી સૌથી ઉંચી દેરીમાં છે.) પરિકરવાળી મૂર્ત્તિ ૩, પરિકર વિનાની મૂર્ત્તિ ૧૬, ચોવિશીના પટ્ટમાંથી જુદી પડી ગએલી ભગવાનની નાની મૂર્ત્તિ ૨, ધાતુની પંચતીર્થી ૨, ધાતુની એકતીર્થી ૩, શ્રી રાજીમતી (રાજુલ)ની મોટી ઉભી અને સુંદર મૂર્ત્તિ ૧ છે.ન તેમાં વચ્ચે રાજીમતીની મૂર્ત્તિ છે, રાજુલના ચરણ પાસે બે બાજુએ સખીઓની બે નાની મૂર્ત્તિઓ અને માથા ઉપર ભગવાનની એક મૂર્ત્તિ કોતરેલી છે, તથા નીચેના ભાગમાં સં૦ ૧૫૧૫નો લેખ[૧૪૮]

છે; અને શ્યામ વર્ણ, એક મુખ, બે નેત્ર, (૧ વરદાન, ૨ અંકુશ, ૩...૪ અંકુશ યુક્ત) ચાર ભુજા તથા હસ્તિના વાહનવાળા યક્ષની મૂર્તિ ૧ છે.[૧૪૯] આ મૂર્તિ નીચે ટુંકો લેખ છે પણ તેમાં યક્ષનું નામ લખેલું નથી. (આ મૂર્તિ શ્રી અભિનન્દન ભગવાનના શાસનરક્ષક ઇશ્વર યક્ષની અથવા શ્રી સુપાર્શ્વનાથ ભગવાનના એ શાસનરક્ષક માતંગ યક્ષની હોવી જોઇએ.)

નવચોકીમા આપણા ડાબા હાથ તરફના ગોખલામાં મૂલનાયક શ્રી (અજીતનાથ) સંભવનાથ ભગવાનની પંચતીર્થીના પરિકરવાળી મૂર્તિ ૧ છે, અને જમણા હાથ તરફના ગોખલામાં મૂલનાયક શ્રી શાંતિનાથ ભગવાનની પંચતીર્થીના પરિકરવાળી મૂર્તિ ૧ છે.

તેની પાસેજ જમણા હાથ તરફના એક બાજુના મોટા ખત્તક (ગોખલા)માં ભૂત–ભવિષ્ય–વર્તમાનકાળની ત્રણ ચોવિશીના ૭૨ ભગવાનનો એક મોટો પટ્ટ છે, તેમાં મૂલનાયકજીની મૂર્તિ પરિકરવાળી છે, તે પટ્ટના નીચેના ભાગમાં એક બાજુએ આ પટ્ટના કરાવનાર શ્રાવક सोनी विघा અને બીજી બાજુએ તેમની સ્ત્રી શ્રાવિકા सरवणि चपाईની મૂર્તિઓ છે, પટ્ટની ઉપરના ભાગમાં બન્ને બાજુએ એકેક શ્રાવિકાની મૂર્તિ કોતરેલી છે. તેના ઉપર નામ લખેલ નથી, પરંતુ સંભવ છે કે તે બન્ને પણ એમના જ કુટુંબની સ્ત્રીઓ કે પુત્રીઓની મૂર્તિઓ હશે. આ પટ્ટ સોળમા સૈકામાં માંડવગઢ નિવાસી ઓસવાલ જ્ઞાતિની શ્રાવિકા બાઇ ચંપાઇએ કરાવ્યાનો તેના ઉપર લેખ છે.[૧૫૦]



લૂણ-વસહી, નવચોકી તથા સભામંડપ વિગેરેનું એક દૃશ્ય.

*દેરી નં. ૧ માં મૂલનાયક શ્રીવાસુપૂજ્ય ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકર વિનાની મૂર્ત્તિ ૨, (કુલ મૂર્તિ ૩) છે.

દેરી નં. ૨ માં મૂલનાયક શ્રી...........ની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૩ માં મૂલનાયક શ્રી...........ની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૪ માં મૂલનાયક શ્રી અનંતનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૫ માં મૂલનાયક શ્રી શાશ્વતા ચંદ્રાનન ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૬માં મૂલનાયક શ્રી નેમિનાથજીની પરિકરવાળી મૂર્ત્તિ ૧, અને ચોવિશીનો સુંદર મોટો પટ્ટ ૧ છે, જેમાં મૂલનાયકજીની મૂર્ત્તિ પરિકરવાળી છે, આ પટ્ટ ઉપર લેખ છે.।

દેરી નં. ૭ માં મૂલનાયક શ્રી સંભવનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૮ માં મૂલનાયક શ્રી આદિનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૯ માં મૂલનાયક શ્રી નેમિનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકરવિનાની મૂર્ત્તિઓ ૨, (કુલ મૂર્તિ ૩) છે.

---

[* આ મંદિરના પશ્ચિમ દિશાના મુખ્ય દરવાજાથી પ્રવેશ કરતાં આપણા ડાબા હાથ તરફથી દેરીના નંબરો ગણવામાં આવ્યા છે.]

દેરી નં. ૧૦ માં મૂલનાયક શ્રી ( પાર્શ્વનાથ ) પાર્શ્વનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૧૧ માં મૂલનાયક શ્રી મહાવીર સ્વામીની પરિકરવાળી મૂર્ત્તિ ૧, અને પરિકર વિનાની મૂર્ત્તિ ૩, (કુલ ૪) છે

દેરી નં. ૧૨ માં મૂલનાયક શ્રી.......ની પરિકરવાળી મૂર્ત્તિ ૧, ભગવાનની ચોવિશીનો પટ્ટ ૧ અને જિન–માતાની ચોવિશીનો પટ્ટ ૧ છે.

દેરી નં. ૧૩ માં મૂલનાયક શ્રી ( નેમિનાથ ) શાંતિનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે, તથા બાજુની ભીંતના ગોખલામાં શ્રાવક–શ્રાવિકાનાં યુગ્મ ( જોડલાં ) ૩ની ખંડિત મૂર્ત્તિઓ * છે, તેનાં ઉપર નામો કે લેખ નથી.

દેરી નં. ૧૪ માં મૂલનાયક શ્રી (શાંતિનાથ) સુપાર્શ્વનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૧૫ માં મૂલનાયક શ્રી ( આદિનાથ ) શાંતિનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૧૬ માં મૂલનાયક શ્રી ( સંભવનાથ ) ચંદ્રપ્રભ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૧૭ માં મૂલનાયક

મૂર્ત્તિ ૧ છે.



લૂણ-વસહી, અશ્વાવબોધ અને સમળીવિહાર તીર્થનું દશ્ય
દેરી-૨૯

દેરી નં. ૧૯ (ગભારા)માં મૂલનાયક શ્રી (મુનિસુવ્રત) મુનિસુવ્રતસ્વામિની પરિકરવાળી મૂર્ત્તિ ૧, બાજુમાં ફ્ણાયુક્ત પરિકર ૧ છે; તેમાં ચાર તીર્થી છે. મૂલનાયકની જગ્યા ખાલી છે. તથા જમણી બાજુની દીવાલમાં એક સુંદર પટ્ટ છે, તેમાં **"અશ્વાવબોધ અને સમળી વિહાર"** તીર્થનો ભાવ છે,§ આ પટ્ટના

---

§ વીશમા શ્રીમુનિસુવ્રતસ્વામી ભગવાન્ કેવલજ્ઞાન પ્રાપ્ત કરીને ભવ્ય પ્રાણિઓને પ્રતિબોધ કરતા કરતા પૃથ્વીતલ ઉપર વિચરતા હતા. એક વખતે ભગવાને કેવલજ્ઞાનથી એક ઘોડાને પ્રતિબોધ થવાનો સમય જાણીને **પ્રતિષ્ઠાનપુરથી** એકજ દિવસમાં ૨૪૦ ગાઉ ચાલીને **લાટ** દેશમાં **નર્મદા** નદીના કીનારા ઉપર આવેલા **ભૃગુકચ્છ** (ભરૂચ) બંદરમાં ગામની બહારના કોરંટ વનમાં આવી સમોસર્યા–પધાર્યા. તે વખતે આ નગરના **જિતશત્રુ** રાજાએ અશ્વમેધ યજ્ઞ શરૂ કરેલો અને તેમાં પોતાના જાતિવંત ઘોડાને હોમવાનો નિશ્ચય કરી રાજાએ તે ઘોડાને થોડા સમયથી નિયમાનુસાર સ્વેચ્છાચારી કર્યો હતો. અહિં શ્રીમુનિસુવ્રતસ્વામી ભગવાન સમવસરણમાં બેસીને દેશના આપવા લાગ્યા. રાજા અને લોકો પણ ભગવાનની દેશના સાંભળવા માટે ત્યાં આવ્યા. રક્ષક પુરુષો સહિત સ્વેચ્છાચારી તે ઘોડો પણ ફરતો ફરતો ત્યાં આવ્યો. ભગવાનનું અપ્રતિમ રૂપ જોઈને તે ઘોડો ત્યાં સ્તબ્ધ (નિશ્ચલ) થઇ ગયો અને ભગવાનનો ઉપદેશ સાંભળવા લાગ્યો. ઉપદેશની અંદર ભગવાને પોતાનો અને તે ઘોડાનો પૂર્વભવ કહી સંભળાવ્યો. તે સાંભળીને અશ્વને જાતિસ્મરણ જ્ઞાન થવાથી તેણે ભાવપૂર્વક સમકિતસહિત શ્રાવકધર્મ સ્વીકાર્યો, અને સચિત્ત (જીવયુક્ત) આહાર–પાણી નહિં લેવાનું વ્રત ગ્રહણ કર્યું. અર્થાત્ જીવ રહિત જ આહાર–પાણી લેવાનો સંકલ્પ કર્યો.

નીચેના ખંડમા એક મોટું જાડ છે, તેના ઉપર એક

તે સમયે ભગવાનના ગણધરે (મુખ્ય શિષ્યે) પૂછયુ કે—હે ભગવન્! આજના આપના ઉપદેશથી કોને કોને ધર્મપ્રાપ્તિ થઇ? ભગવાન્ બોલ્યા કે—જિતશત્રુ રાજાના આ જાતિવંત ઘોડા સિવાય બીજા કોઇને નવી ધર્મપ્રાપ્તિ થઇ નથી. તે સાંભળીને જિતશત્રુ રાજા ઘણો ખુશી થયો બધા લોકોએ તે અશ્વની સ્તુતિ કરી. રાજાએ તેને યાવજ્જીવ સુધી સ્વેચ્છાચારી ફર્યો—છુટો મૂકી દીધો. તે ઘોડો શ્રાવકધર્મનુ પાલન કરવા લાગ્યો. છ'મહીના બાદ મૃત્યુ પામીને સૌધર્મ (પહેલા) દેવલોકમા સૌધર્માવતંસક વિમાનમા મોટી ઋદ્ધિવાળો દેવ થયો. તેણે અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વભવ જોયો, તેથી એજ વખતે તેણે ત્યાં આવીને ભગવાનના સમવસરણના સ્થાને અતિ મનોહર અને વિશાલ મંદિર બનાવ્યું, તેમાં શ્રીમુનિસુવ્રતસ્વામી ભગવાનની અને સામે પોતાના અશ્વરૂપની મૂર્તિ સ્થાપન કરી ત્યારથી તે સ્થાન "અશ્વાવબોધતીર્થ" એ નામથી પ્રસિદ્ધ થયુ. (વિશેષ માટે જુઓ—"ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર પર્વ ૬ સર્ગ ૭." "સ્યાદ્વાદ રત્નાકર"નું પ્રથમ પત્ર, અને શ્રીજિનપ્રભસૂરિ રચિત "તીર્થકલ્પ"મા અશ્વાવબોધકલ્પ)

एकस्यापि तुरङ्गमस्य कमपि ज्ञात्वोपकार सुर-
श्रेणिभि मह षष्टियोजनमितामाक्रम्य यं काश्यपीम् ।
आरामे समवासरद् भृगुपुरस्येशानदिङ्मण्डने
स श्रीमान् मयि सुव्रत प्रफुल्लां कारुण्यसान्द्रे दृशौ ॥२॥

( સ્યાદ્વાદ રત્નાકર, પત્ર ૧ )

* * *

સિંહલદ્વીપની અંદર આવેલા રત્નાશય દેશના શ્રીપુર નગરમાં ચંદ્રગુપ્ત નામનો રાજા હતો, તેને ચંદ્રલેખા નામની રાણી હતી. સાત પુત્રોના ઉપર નરદત્તા દેવીની આરાધનાથી તેમને સુદર્શના

સમળી બેઠેલી છે, તેને એક બાજુથી એક શિકારી બાણુ મારી

નામની એક પુત્રી થઇ. તે રૂપ અને ગુણની પેટી હતી. સર્વ વિદ્યા અને કલાઓને ભણીને તે ચંદ્રલેખા અનુક્રમે યુવાવસ્થાને પ્રાપ્ત થઇ. એક દિવસ રાજસભાની અંદર તે પોતાના પિતાના ખોળામાં બેઠી હતી, તેવામાં ધનેશ્વર નામનો વહાણોથી મુસાફરી કરનારો વ્યાપારી ભરૂચ બંદરથી ત્યાં આવ્યો. ધનથી ભરેલો થાળ રાજાને ભેટ કરીને તે રાજસભામાં બેઠો, એટલામાં ઘણી આકરી ગંધ આવવાથી તે વ્યાપારીને છીંક આવતાં તેણે '**नमो अरिहंताणं**' એ મંત્રપદનો ઉચ્ચાર કર્યો. તે સાંભળતાંજ સુદર્શના રાજકુમારી મૂર્ચ્છા પામી, તેથી તે વ્યાપારીને રાજસભામાં ખૂબ માર પડયો. શીતલ ઉપચારોથી સુદર્શનાની મૂર્ચ્છા ઉતરી, પણ મૂર્ચ્છામાં તેને જાતિસ્મરણ ( પૂર્વના જન્મો યાદ આવે તેવું ) જ્ઞાન થયું. ધનેશ્વર વ્યાપારી મારો ધર્મબંધુ છે એમ જાણીને તેણે તેને છોડાવ્યો. રાજાએ મૂર્ચ્છાનું કારણ પૂછવાથી સુદર્શનાએ કહ્યું કેઃ-ધનેશ્વર શેઠે ઉચ્ચારેલું ( કહેલું ) '**नमो अरिहंताणं**' આ મંત્રપદ મેં પહેલાં કયાંઇ સાંભળ્યું છે, એમ વિચાર કરતાં કરતાં મને મૂર્ચ્છા આવી અને તેમાં મેં મારો પૂર્વભવ જોયો. તે આ પ્રમાણે છેઃ-" હું પૂર્વભવમાં ભરૂચ નગર પાસે નર્મદા નદીના કિનારે આવેલા કોરંટ વનમાં વડના ઝાડ ઉપર રહેનારી શકુનિકા ( સમળી ) હતી. એક વખતે ચોમાસામાં સાત દિવસ સુધી નિરંતર મહા વૃષ્ટિ થઇ. આઠમે દિવસે ભુખથી પીડાતી હું, નગરમાં ભમતાં ભમતાં, શિકારીના ઘરના આંગણામાં પડેલા માંસને ઉપાડી તે વડના ઝાડની ડાળી ઉપર આવીને બેઠી. ક્રોધાતુર થઇને મારી પાછળ આવેલા તે શિકારીએ બાણુથી મને વિંધી નાંખી, તેથી મારા મોઢામાંથી પડી ગએલા માંસને અને પોતાના બાણને લઇને તે શિકારી ચાલ્યો ગયો. હું ઝાડ ઉપરથી નીચે પડી. ચીસો પાડતી અને તરફડીયા મારતી એવી મને બે મુનિરાજે દેખી,

રહ્યો છે, બાણ વાગવાથી સમળી નીચે જમીન ઉપર પડી તરફ-
પોતાના જલપાત્રમાંથી મારા ઉપર પાણી છાંટયું, અને નવકાર ( નમસ્કાર ) મહામંત્ર સંભળાવ્યો, તે મેં શ્રદ્ધાથી સાંભળ્યો. તેમણે સંભળાવેલા નમસ્કાર મહામંત્રના પ્રભાવથી ત્યાંથી મરીને હું તમારી પુત્રી થઇ." ત્યાર પછી તે સુદર્શના સંસારથી ઉદાસીન થઇ, માતા-પિતાએ લગ્ન કરવા માટે ઘણી સમજાવી પણ તેણે સ્વીકાર્યું નહિં. પુત્રીનો ભરૂચ નગર જવા માટે બહુજ આગ્રહ હોવાથી રાજાએ એજ ધનેશ્વર વ્યાપારી સાથે વસ્ત્રો, ધાન્ય, કરિઆણું, દ્રવ્ય, સૈનિકો વગેરેથી ભરેલાં સાતસો વહાણો આપીને સુદર્શનાને ભરૂચ જવા માટે વિદાય કરી. અનુક્રમે તે વહાણો ભરૂચ બંદરની નજીક આવવા લાગ્યાં, તેટલામાં ચર પુરૂષોથી સૈન્યસહિત તે વહાણો આવવાની વાત ભરૂચના રાજાના જાણવામાં આવતાં, સિંહલેશ્વર મારા નગર ઉપર આક્રમણ કરવા આવે છે, એમ ધારીને તેણે પોતાનું સૈન્ય તૈયાર કર્યું. પરંતુ નગરના લોકોનો ક્ષોભ મટાડવા માટે તે ધનેશ્વર શેઠે આગળથી એકદમ રાજા પાસે જઇ ભેટણું ધરીને સિંહલદ્વીપના રાજાની પુત્રીના આગમનની વાત કરી. તેથી સૌનાં મન શાંત થયાં. લડાઇની તૈયારી પડતી મુકીને રાજા તે સુદર્શનાની સામે બંદર ઉપર આવ્યો. સુદર્શનાએ પણ વહાણથી નીચે ઉતરી રાજાને ભેટણું ધરીને નમસ્કાર કર્યો. રાજાએ તેનો નગરપ્રવેશ મહોત્સવ ધૂમધામથી કર્યો. પછી સુદર્શના તુરતજ કોરંટ વનમાં ગઇ. ત્યાં તેણે અશ્વાવબોધતીર્થવાળા મંદિરને અને પોતાના મૃત્યુ સ્થાનને જોયું. ત્યાર પછી તેણે શ્રીમુનિસુવ્રત-સ્વામી ભગવાનની ખૂબ ભાવપૂર્વક સેવા-ભક્તિ કરી. તીર્થનો ઉપવાસ કર્યો. પછી રાજાએ આપેલા મહેલમાં તેણે નિવાસ કર્યો. કેટલોક વખત ત્યાં રહેતાં એક દિવસે સમળીના ભવમાં નમસ્કાર મંત્ર આપનાર મુનિરાજનાં તેને દર્શન થયાં, મુનિરાજને ભક્તિપૂર્વક વંદના કરી. મુનિરાજ જ્ઞાની હોવાથી તે સમળીનો જીવ છે એમ તેને ઓળખી લીધી

ડીયા મારે છે. મરવાની તૈયારીમાં છે, તેની પાસે એ મુનિ-

પછી મુનિરાજે ખૂબ ઉપદેશ આપી સમ્યક્ત્વમાં દઢ કરી. અને દયા દાનાદિ ખૂબ ધર્મકરણી કરવાનું સૂચવ્યું. તેથી સુદર્શનાએ તે અશ્વાવબોધતીર્થનો ઉદ્ધાર કરાવ્યો, તથા ચોવિશ ભગવાનની ચોવિશ દેરીઓ, ઔષધશાલાઓ, દાનશાલાઓ, પાઠશાલાઓ વિગેરે ઘણાં ધર્મસ્થાનો કરાવ્યાં. એવી રીતે પોતાની પાસેનું બધું દ્રવ્ય સાત ક્ષેત્ર ( ધર્મનાં સાત સ્થાનો )માં વાપરીને અન્ત અવસ્થામાં અનશન ( ભોજનાદિનો ત્યાગ ) કરી મૃત્યુ પામીને સુદર્શના દેવલોકમાં ગઇ. ત્યારથી તે અશ્વાવબોધતીર્થ, '**સમળી વિહાર તીર્થ**' ના નામથી પ્રસિદ્ધ થયું. કુમારપાલ રાજાના મંત્રી ઉદયનના પુત્ર બાહડ ( વાગ્ભટ ) દેવે શત્રુંજયના મુખ્ય મંદિરનો ઉદ્ધાર કરાવ્યો, ત્યારે બાહડના નાના ભાઇ અંબડે (આમ્રભટે) પોતાના પિતાના પુણ્યાર્થે આ શકુનિકા વિહાર ( સમળી વિહાર ) મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. તે વખતે ધ્વજાદંડ ચડાવવા માટે પ્રાસાદના શિખર ઉપર ચડતાં અંબડને મિથ્યાદૃષ્ટિ સિંધુદેવીએ મોટો ઉપદ્રવ કર્યો. તે ઉપદ્રવને શ્રીમાન્ હેમચંદ્રસૂરિએ વિદ્યાબલ વડે કરીને દૂર કર્યો. વિશેષ માટે જૂઓ શ્રીજિનપ્રભસૂરિ રચિત તીર્થકલ્પમાં **અશ્વાવબોધકલ્પ** વિગેરે.

આ ભાવની અંદર ઘોડાની પાસે એક પુરૂષ ઉભો છે તે ઘોડાનો અંગરક્ષક અથવા ઘોડાનો જીવ દેવ થયો છે તે એમાંથી કોઇ હોવાની સંભાવના થાય છે. મંદિરની એક તરફ એક પુરૂષ અને બીજી તરફ એક સ્ત્રીની મૂર્તિ કોતરેલી છે તે ભરૂચનો રાજા અને સુદર્શના રાજપુત્રી હોવાની તથા નીચે ઝાડ અને સમુદ્ર પાસે એક પુરૂષ અને એક સ્ત્રી છે, તે આ પટ્ટ કરાવનાર શ્રાવક અને તેની સ્ત્રી હોવાની સંભાવના થઇ શકે છે.

રાજો+ ઉભા છે અને તેઓ સમજીને આરાધના કરાવી રહ્યા છે-ધર્મ સંભળાવી રહ્યા છે.

ઉપરના ખંડમાં ડાબા હાથ તરફ એક છત્રી નીચે સિંહલદ્વીપનો ચંદ્રગુપ્ત નામનો રાજા બેઠેલ છે, તેના ખોળામાં તેની પુત્રી સુદર્શના બેઠેલ છે, તેની પાસે ભરૂચનો ધનેશ્વર નામનો શ્રાવક-શેઠ હાથ જોડીને ઉભો છે, તેની પાસે ઉભેલા તેના માણસના હાથમા, રાજાને ભેટ કરવા માટે ધનથી ભરેલો થાળ છે. રાજાની પહેલાં ઉભેલા તેના અંગ રક્ષકના વાંકા વાળેલા હાથમાં સુંદર પાકીટ ( બેગ ) લટકાવેલું છે.

નીચેના ખંડમાં ઝાડની પાસે સમુદ્ર છે તેમાં એક મોટું વહાણુ છે. તે વહાણુમાં રાજપુત્રી સુદર્શના સહિત ચાર સ્ત્રિઓ બેઠેલી છે, અને એક છત્રધર સ્ત્રિ, રાજપુત્રી સુદર્શના ઉપર છત્ર ધારણુ કરીને ઉભી છે. એજ વહાણુ સમુદ્રથી મળેલી નર્મદા નદીમાં થઇને ભરૂચ શહેરની બહારના કોરંટ નામના ઉદ્યાનમાં આવેલા શ્રી મુનિસુવ્રત સ્વામિના મંદિર તરફ જાય છે. સમુદ્રમાં માછલાં, મગરમચ્છ, સર્પ અને કાચબા વિગેરે છે.

ઉપરના ખંડમાં મધ્ય ભાગમાં શ્રી મુનિસુવ્રતસ્વામિનું એક મંદિર છે. આ મંદિરની બહાર આપણા ડાબા હાથ તરફ

---

+ તેમાંના મુખ્ય મુનિરાજ (સાધુ)ના જમણા હાથમાં મુહપત્તિ અને ડાબા હાથમાં મોગરા (શિખર) વિનાનો સાદો દાંડો છે. બીજા મુનિરાજના જમણા હાથમાં એવોજ દાંડો અને ડાબા હાથમા તરપણી છે. બન્નેની ડાબી બગલમાં ઓઘા ( રજોહરણુ ) છે અને તેમણે પીંડી સુધી નીચા કપડા પહેરેલા છે.

એક શ્રાવક હાથ જોડીને ઉભેલ છે,અને જમણા હાથ તરફ એક શ્રાવિકા હાથમાં પૂજાની સામગ્રી લઈને ઉભી છે. મંદિરને માથે બન્ને બાજુએ બે જણ ફુલનીમાળા લઈને બેઠા છે. મંદિરની પાસે ચરણ પાદુકા સહિત એક દેરી છે, તેની પાસે એક મનુષ્ય ખાલી ઘોડો લઈને ઉભો છે, સમુદ્રની બાજુમાં તથા ઝાડની બાજુમાં એક શ્રાવક અને એક શ્રાવિકા હાથ જોડીને ઉભેલ છે. આ પટ્ટ આરાસણાકરના રહેવાસી પોરવાડ આસપાલે વિ. સં. ૧૩૩૮ માં કરાવ્યો છે.[૧૫૧]

દેરી. નં. ૨૦ માં મૂલનાયક શ્રી આદિનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકર વિનાની મૂર્ત્તિ ૧, ( કુલ મૂ૦ ૨ છે ).

દેરી નં. ૨૧ માં મૂલનાયક શ્રી આદિનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે. ( ૨૦ અને ૨૧ નંબરની બન્ને દેરીઓ ભેગી છે ).

દેરી નં. ૨૨ માં મૂલનાયક શ્રી (નેમિનાથ ) વાસુપૂજ્ય ભ૦ ની પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને ડાબી બાજુમાં પરિકરવાળી મૂર્ત્તિ ૧, (કુલ મૂ૦ ૨) છે. જમણી બાજુમાં એક ખાલી પરિકર છે, તેમાં બિંબ નથી. ( આની પાછી એક ઓરડી ખાલી છે ).

દેરી નં. ૨૩ માં મૂલનાયકશ્રી(નેમિનાથ)........ભ૦ની સર્પની ફણાએ સહિત જુના પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને બાજુમાં સાદા પરિકરવાળી મૂર્ત્તિઓ ૨, (કુલ મૂ૦ ૩) છે. એક પરિકરનો અર્ધો ભાગ ખાલી છે. તેમાં બિંબ નથી.

દેરી નં. ૨૪ મી અંબાજીની છે, તેમાં અંબિકાદેવીની મોટી અને સુંદર એક મૂર્ત્તિ ૧ છે, તેના ઉપરના ભાગમાં ભગવાન્‌ની એક મૂર્ત્તિ કોતરેલી છે, અને અંબાજીની ઉપરના આમ્રવૃક્ષના પરિકરમા પણ ભગવાન્‌ની એક મૂર્ત્તિ કોતરેલી છે અંબાજીની આ મૂર્ત્તિ ઉપર લેખ નથી.

દેરી નં. ૨૫ મા મૂલનાયક શ્રીનેમિનાથ ભ૦ ની પરિકર વાળી મૂર્ત્તિ ૧ છે. (નં. ૨૩–૨૪–૨૫ વાળી ત્રણે દેરીઓ મળંગ છે) આની પછી લૂણવસહિની હસ્તિશાળા ( હાથીપોળ ) આવે છે

હસ્તિશાલા.

હસ્તિશાલાની વચ્ચેના ખંડમાં મૂલનાયક શ્રીઆદીશ્વર ભગવાન્‌ની પરિકરવાળી ભવ્ય અને મોટી મૂર્ત્તિ એક બિરાજમાન છે, તેમની સન્મુખ શ્યામવર્ણના આરસમા અથવા કસોટીના પથ્થરમાં સુંદર નકશીથી યુક્ત મેરૂપર્વતની રચના તરીકે ત્રણ માળના ચૌમુખજી છે. તેના ત્રણે માળમાં એજ પાષાણની શ્યામવર્ણની જિન મૂર્ત્તિઓ છે. પહેલા માળમાં ચાર કાઉસગીઆ છે, બીજા અને ત્રીજા માળમાં ભગવાન્‌ની પર્યંકાસનવાળી ચાર ચાર મૂર્ત્તિઓ છે, કુલ મૂર્ત્તિઓ બાર શ્યામવર્ણી અને પરિકરવાળી છે.

છેલ્લા ખંડમાં ( દિવાલ પાસે ) બન્ને બાજુએ થઈને



લૂણ-વસહીની હસ્તિશાલામાં,
શ્યામવર્ણના ત્રણ ચતુર્મુખ ( ચૌમુખજી )નું દૃશ્ય

ખંડ પહેલો—

१ आचार्य उदयप्रभ ( આચાર્ય શ્રીવિજયસેનના શિષ્ય )

२ आचार्य विजयसेन ( આચાર્ય શ્રી ઉદયપ્રભના અને મહા
મંત્રી શ્રીવસ્તુપાલ-તેજપાલના ગુરૂ.
આ મંદિરની પ્રતિષ્ઠા કરનાર ).

३ महं० श्रीचंडप ( મંત્રી વસ્તુપાલ-તેજપાલના દાદાના દાદા)

४ महं० श्रीचांपलदेवि ( મં. ચંડપની પત્ની ).

ખંડ બીજો—

१ महं श्रीचंडप्रसाद ( મં. શ્રી ચંડપનો પુત્ર ).

२ महं श्रीचांपलदेवि ( મં. શ્રી ચંડપ્રસાદની પત્ની ).

ખંડ ત્રીજો—

१ महं श्रीसोम ( મં. શ્રી ચંડપ્રસાદનો પુત્ર ).

२ महं श्रीसीतादेवि ( મં. શ્રી સોમની પત્ની ).

આ સીતાદેવીની મૂર્ત્તિના પગ પાસે એજ પથ્થરમાં એક નાની મૂર્ત્તિ કોતરેલી છે, તેની નીચે महं श्री आसण



લૂણ-વસહિની હસ્તિશાલામાં, ૧ ઉદયપ્રભસૂરિ, ૨ વિજયસેનસૂરિ, ૩ મંત્રી ચંડપ, ૪ ચાપલદેવી

ક પાંચમો—

महं श्रीलूणगः ( લૂણિગ ) ( મં. શ્રી અશ્વરાજનો પુત્ર અને મં. વ૦ તે૦ નો મોટો ભાઈ).

महं श्रीलूणादेवि ( મં. લૂણિગની પત્ની ).

ખંડ છઠ્ઠો—

महं श्रीमाल्हदेव ( મલ્લદેવ ) ( મં. વસ્તુપાલ-તેજપાલનો બીજો ભાઈ ).

૨ मह श्रीलीलादेवि ( મં. શ્રી મલ્લદેવની પહેલી સ્ત્રી ).

૩ मह श्रीप्रतापदेवि ( ,, ,, બીજી સ્ત્રી ).

ખંડ સાતમો—

૧ महं श्रीवस्तुपालः ॥ सूत्र वरसाकारि ( મહામંત્રી વસ્તુપાલ; મં. અશ્વરાજના પુત્ર તથા લૂણિગ, મલ્લદેવ અને તેજપાલના ભાઈ. આ મૂર્તિ સલાટ વરસાએ બનાવી છે. મૂર્તિને માથે છત્ર બનેલું છે ).

૨ महं श्रीललतादेवि ( મં. વસ્તુપાલની પહેલી સ્ત્રી ).

૩ महं श्रीवेजल्लदेवि ( ,, ,, બીજી ,, ).

ખંડ આઠમો—

૧ महं श्रीतेजपालः ॥ श्रीसूत्र वरसाकारित ( મહામંત્રી વસ્તુપાલના ભાઈ. આ મૂર્તિ પણ સલાટ વરસાએ બનાવી છે).

૨ महं श्रीअनुपमदेव्याः ( મહામંત્રી તેજપાલની સ્ત્રી ).

ખંડ નવમો—

૧ महं श्रीजिनसी ( જૈત્રસિંહ ) ( મં. વસ્તુપાલ-લલિત દેવીનો પુત્ર )

૨ महं श्रीजेतल्दे ( મં. જૈત્રસિંહની પહેલી સ્ત્રી ).

३ महं श्रीजंमणदे ( „ „ બીજી „ ).

४ मह श्रीरूपादे ( „ „ ત્રીજી „ ).

ખંડ દશમો—

૧ महं श्रीसुहडसींह (મં. તેજપાલ-સુહડાદેવીનો પુત્ર ).

૨ महं श्रीसुहडादे ( „ સુહડસિંહની પહેલી સ્ત્રી ).

३ महं श्रीसलपणादे („ „ બીજી „ ).

એ પ્રમાણે હસ્તિશાલા (હાથીપોળ)ની * અંદર પરિક

---

* પહેલા ખંડમા આચાર્યશ્રી ઉદયપ્રભસૂરિજીની ઉભી મૂર્તિ પગ પાસે બન્ને બાજુએ સાધુઓની નાની ઉભી બે મૂર્તિઓ કોર રેલી છે, તેમાના એક સાધુએ હાથ જોડેલા છે અને બગલમા ઓ ( રજોહરણ ) છે, બીજા સાધુના જમણા હાથમા મોગરા વિનાં માટો દાંડો અને ડાબા હાથમા ઓઘો છે, અને જમણા હાથ તરફ ભાગમા કેડે કંદોરામાં મુહપત્તિ ભરાવેલી છે.

તેમની પાસેની આચાર્યશ્રી વિજયસેનસૂરિજીની ઉભી મૂર્તિ પગ પાસે પણ બન્ને તરફ એકેક નાની મૂર્તિ કોતરેલી છે, તે જમણા પગ તરફ હાથ જોડીને ઉભેલ છે તે શ્રાવક જણાય અને ડાબા પગ તરફ સાધુ છે, તેમના એક હાથમાં ઓઘો ર બીજા હાથમા દાંડો છે

ભા કાઉસગ્ગીયા ૪, પરિકરવાળી ભગવાનની મૂર્ત્તિઓ ૧૧, ાચાર્યોની ઉભી મૂર્ત્તિ ૨, શ્રાવકોની ઉભી મૂર્ત્તિઓ ૧૦, વિકાઓની ઉભી મૂર્ત્તિઓ ૧૫ અને સુંદર હાથીઓ ૧૦ છે. ા આખી હસ્તિશાલા મહામાત્ય તેજપાલે જ બંધાવી છે ×

દેરી નં. ૨૬ મા મૂલનાયક શ્રી (સીમંધર સ્વામી) આદી-ાર ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૨૭ માં મૂલનાયક શ્રી (વિહરમાન યુગંધર ન) શ્રી બાહુસ્વામિની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

---

એવીજ રીતે તે દરેક ખ ડોની અંદરની ઉભેલી શ્રાવક-શ્રાવિ મોની મોટી ૭૫ મૂર્ત્તિઓના પગ પાસે બન્ને બાજુએ થઇને કુલ નાની ઉભી મૂર્ત્તિઓ સ્ત્રી-પુરૂષોની મળીને કોતરેલી છે, તેમાંની ીક મૂર્ત્તિઓના હાથ જોડેલા છે, અને કેટલીક મૂર્ત્તિઓના હાથમાં શ, ફળ, ચામર, પુષ્પમાળા વિગેરે પૂજાને યોગ્ય વસ્તુઓ છે. માંની ફક્ત સીતાદેવીના પગ પાસેની પુરૂષની એક નાની મૂર્ત્તિ ર્ज मह श्रीआमण આટલા અક્ષરો લખેલા છે. આ ઉપરથી ણાય છે કે-મ ત્રી સોમ-સીતાદેવી ને અશ્વરાજ (આસરાજ) ાય બીજો એક આમણ નામનો પણ પુત્ર હશે અથવા ાસરાજ' અને 'આમણ' એ નામમાં વિશેષ ફરક નહિ હોવાથી ચ તે આસરાજનું જ ટુંકુ નામ હોય, કોઇ કોઇ લેખોમાં ાસરાજને બદલે 'આસરા' આવું ટુંકુ નામ પણ લખેલું ણામાં આવે છે તે ઘણે। જ સંભવિત છે એમ સૂચવવા માટે ાના ચરણ પાસે તેની મૂર્ત્તિ કોતરાવી હોય.

× મ ત્રી વસ્તુપાલ-તેજપાલ અને તેમનાં કુટુંબ માટે પૃષ્ઠ ૯૧ ૫ અને નોટ ૭૨-૯૬ સુધી તથા આચાર્યશ્રી વિજયસેનસૂરિ ે શ્રીઉદયપ્રભસૂરિ માટે પૃષ્ઠ ૯૯ અને નોટ ૧૨૩-૧૨૬ જૂઓ.

દેરી નં. ૨૮ માં મૂલનાયક શ્રી (વિહરમાન બાહુ જિન) મહાવીરસ્વામિની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૨૯ માં મૂલનાયક શ્રી (વિહરમાન શ્રી સુબાહુ જિન ) શાશ્વત શ્રી ઋષભ જિનની પરિકરવાળી પ્રતિમા ૧ છે

દેરી નં. ૩૦ માં મૂલનાયક શ્રી ( શાશ્વત શ્રી ઋષભદેવ જિન ) વિહરમાન શ્રીસુબાહુ જિનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૩૧ માં મૂલનાયક શ્રી ( શાશ્વત શ્રી વર્ધમાન જિન ) શીતલનાથ ભ૦ની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૩૨ માં મૂલનાયક (શ્રી તીર્થંકર (થંકર) દેવ )........ની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે. ( નં. ૩૧–૩૨ ની બન્ને દેરીઓ ભેગી છે ).

દેરી નં. ૩૩ માં મૂલનાયક શ્રી ( પાર્શ્વનાથ ) પાર્શ્વનાથજીની ફણાયુક્ત પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકર વિનાની મૂર્ત્તિઓ ૨, ( કુલ મૂ૦ ૩ ) છે.

દેરી નં. ૩૪ માં મૂલનાયક શ્રી ( શાશ્વત ચંદ્રાનન દેવ ) મહાવીર સ્વામિની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૩૫ માં મૂલનાયક શ્રી ( શાશ્વત શ્રી વારિષેણ દેવ ) મહાવીર સ્વામી સહિત પરિકરવાળી મૂર્ત્તિ ૨ છે. ( નં. ૩૪ અને ૩૫ ની બન્ને દેરીઓ સળંગ છે ).

દેરી નં. ૩૬ માં મૂલનાયક શ્રી ('આદિનાથ ) આદિનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે. એક નાનું પરિકર ખાલી છે, તેમાં બિંબ નથી. બાજુમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનના પરિ

કરની નીચેની ગાદીનો ડાબા હાથ તરફનો ટુકડો ૧ છે, તેના ઉપર વિ. સં. ૧૩૮૯ નો અધુરો લેખ છે.

દેરી નં. ૩૭ માં મૂલનાયક શ્રી ( અજિતનાથ ) અજિતનાથ ભગવાનની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે. એક બાજુમાં પરિકરની નીચેની ગાદીનો થોડો ભાગ છે, તેના ઉપર લેખ છે.

દેરી નં. ૩૮ માં ( પબાસણ ઉપરના અને દેરીના બારશાખ ઉપરના લેખમાં મૂલનાયક શ્રી સંભવનાથ, એક બાજુએ શ્રીઆદિનાથ અને બીજી બાજુએ શ્રીમહાવીરસ્વામી એ પ્રમાણે નામો લખેલ છે. ) મૂલનાયક શ્રીઆદિનાથ ભ૦ વિગેરેની પરિકરવાળી મૂર્ત્તિઓ ૩ છે.

દેરી નં. ૩૯ માં ( પબાસણ ઉપરના અને દેરીના બારશાખ ઉપરના લેખમાં મૂલનાયક શ્રીઅભિનંદન, એક બાજુએ શ્રીશાંતિનાથ અને બીજી બાજુએ શ્રીનેમિનાથ એ પ્રમાણે નામો લખેલાં છે. ) મૂલનાયક શ્રીનેમિનાથ, શ્રીઅજિતનાથ અને શ્રીચંદ્રપ્રભ ભ૦ની પરિકરવાળી મૂર્ત્તિઓ ૩ છે.

દેરી નં. ૪૦ માં મૂલનાયક શ્રી (સુમતિનાથ) શાશ્વતા શ્રીવર્ધમાન જિનની પરિકરવાળી મૂર્ત્તિ ૧, પંચતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પંચતીર્થીના પરિકરવાળા મૂલનાયકે કરીને સહિત ચોવિશીનો પટ્ટ ૧ છે.

દેરી નં. ૪૧ માં મૂલનાયક શ્રી (પદ્મપ્રભ) મહાવીર સ્વામીની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

આની પછી દક્ષિણ દિશાના દરવાજા ઉપરનો મોટો ખંડ ( બલાનક ) છે, તેમાં આરસના એક કાળા પથ્થરમાં પ્રશસ્તિનો

અને એક સફેદ પથ્થરમાં આ મંદિરની વ્યવસ્થા વિગેરે સંબંધી, એમ બે મોટા શિલાલેખો એક બાજુની દિવાલ સાથે ઉભા કરેલા છે. આ શિલાલેખોમાંથી મંત્રી વસ્તુપાલ-તેજપાલના ચરિત્ર સંબંધી અને આ મંદિરો સંબંધી ઘણું જાણવાનું મળે છે. તે બન્ને શિલાલેખો કેટલાંક ઐતિહાસિક પુસ્તકો તથા માસિકો વગેરેમાં સંસ્કૃત તથા ઇંગ્લીશ લીપીમાં છપાઈ ગયા છે તે શિલાલેખોની સામેની બાજુમાં જિન-માતાની ચોવિશીનો એક અધુરો પટ્ટ છે.

દેરી નં. ૪૨ માં મૂલનાયક શ્રી(સુપાર્શ્વનાથ) પદ્મપ્રભ ભ૦ ની પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકર વિનાની મૂર્ત્તિ ૧, (કુલ મૂ૦ ૨) છે.

દેરી નં. ૪૩ માં મૂલનાયક શ્રી........ભ૦ની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૪૪ માં મૂલનાયક શ્રી (સુવિધિનાથ) સુમતિનાથ ભ૦ની પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકર વિનાની મૂર્ત્તિ ૧, (કુલ મૂ૦ ૨) છે.

દેરી નં. ૪૫ માં મૂલનાયક શ્રી (શીતલનાથ) અરનાથ ભ. ની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૪૬ માં મૂલનાયક શ્રી (શ્રેયાંસનાથ) મહાવીર સ્વામિની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૪૭ માં મૂલનાયક શ્રી (વાસુપૂજ્ય).......ભ૦ની પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૪૮ માં મૂલનાયકશ્રી (વિમલનાથ)........ભ૦ની ારિકરવાળી મૂર્ત્તિ ૧ છે.

મૂલગભારાની પછવાડે ( બહારની બાજુમાં ) ત્રણે બાજુ ી ભીંતોમાં એકેક ગોખલો છે, તે પ્રત્યેક ગોખલામાં ભગવા-ની એકેક મૂર્ત્તિ છે. તેમાં બે મૂર્ત્તિઓ પરિકરવાળી છે. ને દક્ષિણ તરફના ગોખલાની મૂર્ત્તિ પરિકર વિનાની છે. ઉત્તર રફના ગોખલાની મૂર્ત્તિ અને પરિકર, એ બન્ને સાદા એકજ થ્થરની અંદર બનાવેલ છે, અને મૂર્તિ ઉપર ચૂનાતું પલસ્તર રેલ છે.

લૂણવસહિમંદિરના દક્ષિણ તરફના પ્રવેશ કરવાના મોટા રવાજાની બહાર, ડાબી બાજુના ગોખલામાં શ્રી અંબિકા વીની મૂર્ત્તિ ૧, તથા જમણા હાથ તરફના ગોખલામાં ક્ષની મૂર્તિ ૧÷છે.

**ા મંદિરમાં કુલ મૂર્ત્તિઓ આ પ્રમાણે છે:—**

૧ પંચતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિઓ ૪.
૨ સાદા પરિકરવાળી મૂર્ત્તિઓ ૭૨.
૩ પરિકર વિનાની મૂર્ત્તિઓ ૩૦.
૪ કાઉસગ્ગીઆ ૬.
૫ ત્રણ ચોવિશીનો પટ્ટ ૧, ( નવ ચોકીઓમાં ).

---

÷ આ મૂર્તિ, એક મુખ, બે નેત્ર અને ચાર ભુજાવાળી છે, ાંના ઉપરના એક તરફના હાથમાં ગદા અને બીજી તરફના હાથમાં ગર છે, નીચેના બન્ને હાથની વસ્તુઓ અને વાહન ઓળખી નતું નથી. તેથી આ મૂર્તિ કયા યક્ષની છે તે જાણી શકાયું નથી.

૬ એક ચોવિશીના પટ્ટ ૩.
૭ જિન-માતૃ ચોવિશીનો પટ્ટ ૧ સંપૂર્ણ અને પટ્ટ ૧ અપૂર્ણ.
૮ અશ્વાવબોધ તીર્થ અને સમળી વિહાર તીર્થનો પટ ૧. (દેરી નં. ૧૯ માં).
૯ ત્રણ ચૌમુખજી સહિત મેરૂ પર્વતની રચના ૧.
૧૦ ચોવિશીમાંથી છુટી પડી ગએલી ભગવાનની નાની મૂર્ત્તિઓ ૨.
૧૧ ધાતુની પંચતીર્થી ૨.
૧૨ ધાતુની એકતીર્થી ૩.
૧૩ મૂલનાયકજી વિનાનું ચારતીર્થીનું પરિકર ૧.
૧૪ ખાલી પરિકર ૨.
૧૫ શ્રી રાજીમતીની મૂર્ત્તિ ૧, (ગૂઢમંડપમાં).
૧૬ આચાર્ય મહારાજની મૂર્ત્તિઓ ૨, (હસ્તિશાલામાં).
૧૭ શ્રાવકની મૂર્ત્તિઓ ૧૦ ,,
૧૮ શ્રાવિકાની મૂર્ત્તિઓ ૧૫ ,,
૧૯ શ્રાવક-શ્રાવિકાનાં યુગલ (જોડેલાં) ૩.
૨૦ યક્ષની મૂર્ત્તિઓ ૨, (એક ગૂઢમંડપમાં અને એક દરવાજા બહાર).
૨૧ અંબિકાદેવીની મૂર્ત્તિઓ ૨, (એક દેરી નં. ૨૪ માં અને એક દરવાજા બહાર).
૨૨ આરસના સુંદર કોરણીવાળા હાથીઓ ૧૦.



લૂણ-વસહી, નવ ચોકીમાંનો જમણી તરફનો ગોખલો.

## ભાવોની રચના.

(૧-૨) લૂણવસહિના ગૂઢમંડપના મુખ્ય દરવાજાની બહાર ( નવચોકીઓમાં ), દરવાજાની બન્ને બાજુએ અત્યંત મનોહર અને ઉપમા વિનાની નકશીવાળા બે મોટા ગોખલા છે. તે 'દેરાણી-જેઠાણીના ગોખલા' તરીકે લોકોમાં પ્રસિદ્ધ છે. પરંતુ ખરી રીતે તે દેરાણી-જેઠાણીના બંધાવેલા નથી. આ મંદિર બંધાવનાર મહામંત્રી તેજપાલે પોતાની બીજી સ્ત્રી સુહડાદેવીના પુણ્યાર્થે કરાવ્યા છે, અને તેની પ્રતિષ્ઠા પાછળથી વિ. સં. ૧૨૯૭ ના વૈશાખ સુદિ ૪ ને ગુરૂવારે કરાવી છે. બન્ને ગોખલા ઉપર લેખ[૧૫૨] છે. આ બન્ને ગોખલા બહુ ઝીણી અને અપૂર્વ કોતરણીવાળા છે, તેની કોતરણીમાં કોઇ કોઇ ઠેકાણે ભગવાનની, સાધુઓની, મનુષ્યોની અને પશુ-પક્ષીઓની બહુજ નાની નાની મૂર્ત્તિઓ કોતરેલી છે. ખરેખર હિંદુસ્તાનની પ્રાચીન શિલ્પકલાનો નમુનો છે. આ બન્ને ગોખલાને માથે લક્ષ્મીદેવીની સુંદર અક્કેક મૂર્ત્તિ કોતરેલી છે.

( ૩ ) નવચોકીમાં એક બાજુ ત્રણ ચોવિશીનો એક મોટો પટ્ટ છે. તે પટ્ટવાળા ખત્તક ( ગોખલા )ના છજ્જા ઉપર લક્ષ્મી-દેવીની એક સુંદર મૂર્ત્તિ કોતરેલી છે.

( ૪ ) નવચોકીના જમણા હાથ તરફના બીજા ( વચલા ) ગુમ્મજમાં ફુલની લાઇનની ઉપરની ગોળ લાઇનમાં ભગવાનની એક ચોવિશી છે.

( ૫ ) નવચોકીના જમણા હાથ તરફના ત્રીજા ગુમ્મજના ચારે ખુણામાં બન્ને બાજુએ હાથી સહિત સુંદર આકૃતિવાળી ચાર દેવીઓ છે, અને તે દરેક દેવીની વચ્ચે ચારે દિશામાં ભગવાનની છ છ મૂર્ત્તિઓ છે, એટલે ચારે તરફ થઇને એક ચોવિશી ( ૨૪ મૂર્ત્તિઓ ) છે.

( ૬ ) રંગમંડપના વચલા મોટા ગુમ્મજમાં વિમલવસહિની જેમ, દરેક સ્તંભને માથે એક એક એમ, જુદાં જુદાં વાહનો અને આયુધોવાળી વિદ્યાદેવીઓની* બહુ જ સુંદર આકૃતિ યુક્ત ઉભી મૂર્ત્તિઓ ૧૬ છે.

( ૭ ) તે સોળ વિદ્યાદેવીઓની નીચેની સોળ નાટકણીઓની લાઇનમાં જ એક આખી પંક્તિમાં થઇને ત્રણ ચોવિશી ( ભગવાનની ૭૨ મૂર્ત્તિઓ ) કોતરેલી છે.

( ૮ ) તેની જ નીચેની એક કિનારી ઉપર આખી લાઇનમાં થઇને આચાર્ય મહારાજ ( સાધુ )ની ૬૦ મૂર્ત્તિઓ કોતરેલી છે.

( ૯ ) રંગમંડપના વચલા મોટા મંડપના પહેલાના બન્ને ખુણામાં માથે સુંદર આકૃતિવાળી ઇંદ્રોની મૂર્ત્તિઓ કોતરેલી જણાય છે.

( ૧૦ ) રંગમંડપના જમણા હાથ તરફના સુંદર નકશીવાળા બે સ્તંભોમાં ભગવાનની ચોવિશ ચોવિશ મૂર્ત્તિઓ કોતરેલી છે.

---

* સોળ વિદ્યાદેવીઓનાં નામો માટે આ બુકના પૃષ્ઠ ૫૪ નં નોટ જુઓ.

॥ૐ



લૂણ-વસહી, ભાગ-૧૦ તથા અંદરની સુંદર કોરણીનું

આબુ ૭



લૂણ-વસહી, શ્રીકૃષ્ણ જન્મનું દશ્ય, ભાવ-૧૨

( ૧૧ ) રંગમંડપ અને જગતી ( ભમતી ) ની વચ્ચે
શ્ચિમ તરફની છતના ત્રણ ખંડમાંથી વચલા ખંડને છોડીને
ને બાજુના ખંડોમાં પશ્ચિમ તરફની લાઇનોમાં વચ્ચે વચ્ચે
બાજીની મૂર્તિ કોતરેલી છે.

( ૧૨ ) રંગમંડપ અને જમણા હાથ તરફની ભમતીની
ચેના જમણા હાથ તરફના પહેલા ખંડના નકશીવાળા પહેલા
મજમાં **શ્રીકૃષ્ણ જન્મ**નો ભાવ છે* તેમાં ત્રણ ગઢ અને
ર દરવાજાવાળા મહેલની અંદર વચ્ચે દેવકી માતા પલંગ
સુતેલાં છે, શ્રી કૃષ્ણનો જન્મ થયો છે, માતાની બગલમાં
લક સુતેલ છે, પાસે એક સ્ત્રી પંખો કરી રહી છે, એક દાસી
સે બેઠી છે, બધા દરવાજાનાં કમાડ બંધ છે. બધા દરવાજા
સે અને ત્રણે ગઢમાં હાથીઓ, દેવીઓ, સૈનિકો અને સંગી-
ાં પાત્રો વિગેરે બહુ સુંદર રીતે કોતરેલું છે.

( ૧૩ ) ઉપરના ગુમ્મજની પાસેના નકશીવાળા બીજા
ચલા) ગુમ્મજની નીચેની લાઇનોમાં બન્ને બાજુએ સામસામા
ચે પ્રમાણે **શ્રીકૃષ્ણ–ગોકુલ**નો ભાવ છે.+ તેમાં (ક) પૂર્વ તર-
ી લાઇનના એક ખુણાના પ્રારંભમાં એક ઝાડ છે, તેની ડાળીએ

---

* આ બુકના પૃષ્ઠ ૭૩ થી ૭૭ ની નોટ ઉપરથી વાચકોના
ાજવામાં આવી જ ગયું હશે કેઃ—શ્રીકૃષ્ણના જન્મ સમયે
ાદેવના મહેલ ઉપર કંસે પહેરો મુકયો હતો. એજ કારણથી બધા
ાજાના કમાડ બંધ છે અને બધા દરવાજાની આસપાસ હાથીઓ
સૈનિકો વિગેરે છે.

+ ઉપર લખ્યા પ્રમાણે વસુદેવના મહેલ ઉપર કંસનો પહેરો

આંધેલી ઝોળીમાં શ્રીકૃષ્ણ (બાલક) સુતેલ છે, ઝાડ
બે માણસો બેઠાં છે, પાસે એક નાનો ગોવાળીઓ પો

---

હોવા છતાં, દેવકીના અત્યંત આગ્રહથી વસુદેવ, કૃષ્ણને છુ
લઇ જઇને ગોકુલમાં **નંદ** અને તેની સ્ત્રી **યશોદાને** પુત્રપણે
કરવા માટે સોંપી આવ્યા. **નંદ** અને **યશોદાના** રક્ષણ નીચે
લમાં શ્રીકૃષ્ણ પોતાની બાલ્યાવસ્થા વ્યતીત કરે છે, તેનો ચ
છે. શ્રીકૃષ્ણની ઝોળી બાંધેલી છે, તે ઝાડ નીચે બે માણસો
તે કદાચ **નંદ–યશોદા** હોય અથવા બીજા ગોવાળીયા હો
નાનો અને એક મોટો ગોવાળીયો આડી અને ઉભી લાકડી
ઉભા છે તે કદાચ અનુક્રમે કૃષ્ણ અને બલભદ્ર (રામ) હો
તો બીજા ગોવાળીયા હોય. પહેલાં વસુદેવે દેશાટન સમયે
નામના વિદ્યાધરને લડાઇમાં મારી નાખ્યો હતો. તેનો બદલે
માટે તેની શકુની અને પૂતના નામની બે પુત્રીઓ વસુદેવ
નહિં કરી શકવાથી ગોકુલમાં આવી, અને શ્રીકૃષ્ણને મારી
માટે એક ગાડી નીચે કૃષ્ણને લાવીને દબાવ્યા અને બીજીએ
સ્તન ઉપર ઝેર લગાવીને કૃષ્ણના મુખમાં મુકયું, (જૈન
પ્રમાણે) કૃષ્ણના સહાયકદેવોએ (હિંદુ માન્યતા પ્રમાણે શ્રીકૃષ્ણે
તે ગાડી વડે કરીનેજ તે બન્ને વિદ્યાધરીઓને મારી નાંખી.

વળી કોઇ દિવસે તે **સૂર્પક** વિદ્યાધરનો પુત્ર પોતાના
તથા બન્ને બહેનોનું વેર લેવા માટે શ્રીકૃષ્ણને મારી નાખ
લમાં આવ્યો અને ત્યાં રહેલા અર્જુન નામના બે વૃક્ષોની
શ્રીકૃષ્ણને લાવીને મારી નાખવાનો પ્રયત્ન કરવા લાગ્યો.
(જૈન માન્યતા પ્રમાણે) કૃષ્ણના સહાયક દેવોએ (હિંદુ
પ્રમાણે શ્રીકૃષ્ણે પોતે) તે બન્ને વૃક્ષોને પોતાની બાથમાં લ
નાખીને તે વૃક્ષો વડે કરીનેજ તે વિદ્યાધરને મારી નાંખ્યો.



લુણ-વસહી, શ્રીકૃષ્ણ-ગોકુળ ક્રીડાનુ દશ્ય, ભાવ-૧૩ ક.

લૂણ-વસહી, વસુદેવના દરબાર
ગઢનુ દશ્ય, ભાવ-૧૩ ખ

માથા પછવાડે-ગરદન ઉપર રાખેલી આડી લાકડીને બન્ને હાથથી પકડી રાખીને ઉભો છે. ઊંચે અભરાઈ ઉપર ઘી-દુધ-દહીંના પાંચ દોણાં છે. પાસે મોટો ગોવાળીઓ ગાંઠોવાળી અને સુંદર ડાંગ (લાકડી) ત્રાંસી ઉભી રાખીને તેના ટેકાથી ઉભો છે, પાસે પશુઓ ચરે છે, પાસે બે સ્ત્રિઓ છાશ વલોવી રહી છે, તેની પાસે દેવકી અથવા જશોદા શ્રીકૃષ્ણને તથા છિન્ન-નાસા પુત્રીને ખોળામાં લઇને બેઠેલી છે, તેની પાસે બે આડ ઉપર પારણું બાંધેલું છે, તેમાંથી શ્રીકૃષ્ણ કુદીને બહાર પડવા પ્રયત્ન કરે છે, તેની પાસે એક નીચે નમેલો હાથી ઉભો છે, તેને શ્રીકૃષ્ણ થપ્પડ-મુઠ્ઠીથી પ્રહાર કરી રહ્યા છે, તેની પાસે શ્રીકૃષ્ણ બન્ને બાજુના ઝાડોને બાથમાં લઇને ઉભા છે.

(ખ) પશ્ચિમ તરફની લાઇનના પ્રારંભના એક ખુણાના રાજા સિંહાસન ઉપર બેઠેલ છે, તેના ઉપર છત્ર છે, પાસે હજુરીઆ

---

એક વખતે કંસે શ્રીકૃષ્ણને મારી નાખવા માટે પોતાના પદ્મોત્તર નામના હસ્તિરત્નને શ્રીકૃષ્ણની સામે છોડી મુકયો હતો. હાથી વાંકો વળીને કૃષ્ણને મારવા જાય છે તેટલામાં શ્રીકૃષ્ણે તેના દંતૂશલ ખેંચી લઇને મુઠ્ઠીના પ્રહારો વડે કરીને તેને મારી નાંખ્યો.

એવી રીતે ગોકુલ, ગોવાલીયાનું ઘર, પશુઓનું ચરવું અને શ્રીકૃષ્ણની બાલ્યાવસ્થાની ક્રિડાઓ વિગેરેનો દેખાવ બહુજ મનોહર રીતે આમાં કોતરેલો છે.

સામેની બાજુમાં રાજા, રાજમહેલ, હસ્તિશાલા, અશ્વશાલા અને માણસો વિગેરે છે, તે ઘણું કરીને વસુદેવનો રાજમહેલ હશે.

અને અંગ રક્ષકો છે, પછી હસ્તિશાલા અને અશ્વશાલા છે, તેની પછી રાજાનો મહેલ છે, તેની અંદર અને દરવાજામાં માણસો છે.

(૧૪) તેની પાસેના બીજા ખંડના નકશીદાર વચલા ગુમ્મજની નીચેની પૂર્વ અને પશ્ચિમની લાઇનોની વચ્ચે ભગવાનની એકકેક મૂર્ત્તિ કોતરેલી છે.

(૧૫) ગૂઢ મંડપના જમણા હાથ તરફના દરવાજાની બહારની ચોકીના બન્ને સ્તંભો ઉપર ભગવાનની આઠ આઠ મૂર્ત્તિઓ કોતરેલી છે.

(૧૬) લૂણવસહી મંદિરના પશ્ચિમ તરફના મુખ્ય દરવાજાના ત્રીજા ગુમ્મજના કીનારી ઉપરના બંને સ્તંભોમાં ભગવાનની આઠ આઠ મૂર્ત્તિઓ કોતરેલી છે.

(૧૭) એજ મુખ્ય દરવાજાના ત્રીજા ગુમ્મજની નીચેની લાઇનમાં બન્ને બાજુએ અંબિકા દેવીની એકકેક મૂર્ત્તિ કોતરેલી છે.

(૧૮) દેરી નં. ૧ ના પહેલા ગુમ્મજમાં અંબિકા દેવીની મૂર્ત્તિ કોતરેલી છે. આ મૂર્ત્તિનો ઘણો ભાગ ખંડિત છે, દેવીની બન્ને બાજુએ એકકેક ઝાડ કોતરેલ છે, ઝાડના થડની પાસે એક બાજુમાં શ્રાવક અને બીજી બાજુમાં શ્રાવિકા હાથ જોડીને ઉભેલ છે.

(૧૯) દેરી નં. ૯ (મૂલનાયક શ્રી નેમિનાથજી) ના બીજા ગુમ્મજમાં દ્વારિકા નગરી અને સમવસરણનો

ભાવ છે.* તેમાં બરાબર વચ્ચે ત્રણ ગઢવાળું સમવસરણ છે,

* આ દેરીમાં મૂલનાયક શ્રીનેમિનાથ ભગવાન છે તેથી આ તેમના સંબંધનોજ ભાવ હોવો જોઇએ. એટલે દ્વારિકા નગરી, ગિરિનાર પર્વત અને સમવસરણનો આ ભાવ લાગે છે. ગુમ્મજની વચ્ચેના ભાગમાં ત્રણ ગઢવાળું સમવસરણ છે, તે શ્રી નેમિનાથ ભગવાન દ્વારિકા નગરીમાં પધારી સમવસરણમાં બેસી ઉપદેશ આપતા હતા તેનું આ દશ્ય છે. તે વખતે સાધુ-સાધ્વીઓ અને શ્રાવક-શ્રાવિકાઓ વિગેરે ભગવાનનાં દર્શન નિમિત્તે સમવસરણ તરફ જાય છે તથા ઉપદેશ સાંભળવા માટે બેઠે છે એ પણ એમાં બતાવેલ છે.

તે ગુમ્મજના એક તરફના ખુણામાં સમુદ્ર, ખાડી, તે બન્નેમાં જલચર જીવો, કીનારા ઉપર વહાણો, કિનારાની આસપાસ જંગલ અને તે જંગલની અંદર મંદિર વિગેરે, આ બધો દ્વારિકા નગરીના અંદરનો દેખાવ છે.

એજ ગુમ્મજના બીજી તરફના ખુણામાં એક પર્વત ઉપર શિખરબંધી ચાર મંદિરો, તેની આસપાસ નાની નાની દેરીઓ, વૃક્ષો વિગેરે તથા મંદિરની બહાર ભગવાન્ કાઉસ્સગ્ગધ્યાને ઉભા છે, આ બધો ગિરનાર પર્વતનો ભાવ છે. કાઉસ્સગ્ગધ્યાને ઉભેલા છે તે શ્રી નેમિનાથ ભગવાન છે. સાધુઓ, શ્રાવકો, હાથી, ઘોડા, વાજીંત્ર, સંગીત, નાટક અને બધું સૈન્ય મંદિર તરફ અથવા સમવસરણ તરફ જાય છે, તે શ્રીકૃષ્ણ મહારાજ-દાઠમાઠથી સવારી સાથે શ્રીનેમિનાથ ભગવાનને વંદના કરવા જઇ રહ્યાનું દશ્ય છે. પહેલાં દ્વારિકા નગરી ૧૨ યોજન લાંબી અને ૯ યોજન પહોળી હતી, તેથી દ્વારિકા નગરી અને ગિરિનાર પર્વત પાસે પાસે હોવાનું સંભવી શકે છે.

તેની વચ્ચે ભગવાનની મૂર્તિ સહિત દેરી છે, સમવસરણની એક બાજુએ એક લાઇનમાં સાધુઓની ૧૨ મોટી અને ૨ નાની મૂર્તિઓ ઉભેલી કોતરી છે, બીજી તરફ એક લાઇનમાં શ્રાવકો અને બીજી લાઇનમાં શ્રાવિકાઓ હાથ જોડીને બેઠેલ છે, (દરેક સાધુઓના એક હાથમાં દાંડા, બીજા હાથમાં મુહપત્તિ અને બગલમાં ઓઘા છે, ઢીંચણથી નીચા પીંડી સુધી કપડા પહેરેલા છે, જમણો હાથ ઉઘાડો છે, ખભે કામળ નથી. તેમાંના ત્રણ સાધુઓના હાથમાં દોરાવાળી એક એક તરપણી છે.

ગુમ્મજના એક ખુણામાં એક ચોકડીમાં સમુદ્રનો દેખાવ કર્યો છે. તે સમુદ્રમાંથી ખાડી નીકળી છે, તે બન્નેમાં જલચર જીવો અને ખાડીમાં વહાણો વિગેરે છે, સમુદ્રની આસપાસ કિનારાના જંગલનો દેખાવ છે, તે જંગલના એક ખુણામાં એક મંદિર અને ભગવાનની મૂર્તિ સહિત એક દેરી છે, ખાડીના બન્ને કિનાર ઉપર બે બે વહાણ છે, આ બધો દ્વારિકા નગરીના બંદરનો દેખાવ છે.

ગુમ્મજના બીજા ખુણામાં ગિરિનાર પર્વત ઉપરનાં મંદિરોનો દેખાવ છે, શિખરબંધી ચાર મંદિરો છે, મંદિરની બહાર ભગવાન કાઉસ્સગ્ગ ધ્યાનમાં ઉભા છે. તે મંદિરોની આસપાસ બીજી નાની નાની દેરીઓ અને વૃક્ષો વિગેરે છે, મંદિરો પાસેની ત્રણ લાઇનોમાંની વચલી લાઇનમાં શ્રાવકો પૂજાની સામગ્રી–કલશ, ફુલની માળા, ધુપધાણું, ચામર વિગેરે હાથમાં લઇને મંદિરો તરફ જાય છે; તેની આગળ છ સાધુઓ પણ છે, જેમના હાથમાં ઓઘા–મુહપત્તિ ઉપરાંત એકના



લુણ-વસહી, દ્વારકાનું અંદર-ગિરનાર અને સમવસરણ: ભાગ-૧

હાથમાં તરંપણી અને એકના હાથમાં દાંડો છે, બાકીની બધી લાઇનોમાં હાથી, ઘોડા, પાલખી, નાટક, વાજીંત્ર, પાયદલ સેના તથા મનુષ્યો વિગેરે છે અને તે બધા મંદિર તરફ અથવા સમવસરણ તરફ ભગવાનનાં દર્શન માટે જઈ રહ્યા હોય તેવો દેખાવ અત્યંત સુંદર રીતે કોતરેલો છે.

(૨૦-૨૧) દેરી નં. ૧૦ અને ૧૧ ના પહેલા પહેલા ગુમ્મજોમાં હંસવાહનવાળી દેવીની સુંદર એકકેક મૂર્તિ છે.

(૨૨) દેરી નં. ૧૧ ના બીજા ગુમ્મજમાં **શ્રીઅરિષ્ટનેમિકુમારની જાન** વિગેરેનો ભાવ છે* આમાં સાત લાઈનો

---

* આ ભાવ બધો સ્પષ્ટ જ છે. શ્રી અરિષ્ટનેમિકુમાર અને શ્રી કૃષ્ણ બન્ને સાથે દ્વારિકામા રહેતા હતા શ્રી કૃષ્ણ વાસુદેવ તથા જરાસંધ પ્રતિવાસુદેવને લડાઇ થઇ ત્યારે **શ્રી નેમિકુમાર** પણ તે યુદ્ધમા સામિલ હતા, **શ્રી** કૃષ્ણનો તેમાં જય થયો અને જરાસંધને મારીને પોતે ત્રણ ખંડના સ્વામી થયા. શ્રી **નેમિકુમાર** બાલ્યાવસ્થાથીજ સંસારથી ઉદાસીન ભાવવાળા હોવાથી પાણીગ્રહણ કરતા નહોતા, પરંતુ પોતાના માતા-પિતા તથા શ્રી કૃષ્ણ વિગેરેનો અત્યંત આગ્રહ થતાં **નેમિકુમાર** મૌન રહ્યા, તેથી પાણીગ્રહણ સ્વીકાર્યું એમ માની શ્રી કૃષ્ણે ઉગ્રસેન રાજાની પુત્રી રાજીમતી સાથે શ્રી **નેમિકુમારનું** સગપણ કરી એકદમ વિવાહની તૈયારી કરી. શ્રી **નેમિકુમાર** રથમાં બેસી જાનની સાથે પોતાના સાસરાના મહેલના દરવાજા પાસે પહોચ્યા. મહેલના ઉપરના ભાગમા સખીઓ સાથે ઉભેલી રાજીમતી પોતાના સ્વામિની આવતી જાનને જોઇ રહી છે. એટલામા શ્રી **નેમિકુમારે** એક મોટા પશુવાડાને જોયો. તપાસ કરતાં તે હજારો પશુઓને પોતાના લગ્ન પ્રસંગના ભોજન માટે એકઠાં કરેલા છે, એમ જાણવામાં આવતાં

છે તેમાં નીચેથી પહેલી લાઇનમાં હાથી-ઘોડા અને આગળ નાટક છે, બીજી લાઇનમાં શ્રીકૃષ્ણ અને જરાસંધનું (વાસુદેવ-અતિવાસુદેવનું કે જે શંખેશ્વરજીની આસપાસમાં થયું હતું ) યુદ્ધ ચાલે છે, તેમાં એક રથમાં શ્રીનેમિકુમાર પણ બેઠેલ છે. ત્રીજી લાઇનમાં શ્રીનેમિકુમારની જાન છે. ચોથી લાઇનના એક ખુણામાં ઉગ્રસેન રાજાનો મહેલ છે, મહેલની છેક ઉપર રાજીમતી અને તેની બે સખીઓ ઉભી છે, મહેલની અંદર

---

" એક જીવના આનંદને માટે હજારો જીવોનો આનંદ લુંટાઇ જાય એવાં લગ્નથી સર્યું. " એમ વિચારીને પશુઓને છોડી દેવાની આજ્ઞા કરી, રથ પાછો ફેરવાવીને પોતાને મહેલે પાછા આવીને માતા-પિતાને-સમજાવી આજ્ઞા મેળવીને દીક્ષા લેવાને માટે વરસી ( વાર્ષિક ) દાન આપવું શરૂ કર્યું. હમેશા એક ક્રોડ અને આઠ લાખ સોનામહોરનું દાન આપતા હતા. એ પ્રમાણે એક વરસ સુધી દાન આપી અન્તમાં દીક્ષા લેવા માટે ધુમધામથી વરઘોડા સાથે ગિરિનાર પર્વત ઉપર જઇ ભગવાને પોતાના હાથે જ પંચ મુષ્ટિ લોચ કરીને દીક્ષા લીધી. ત્યાર પછી ૫૪ દિવસો ગયા બાદ ભગવાનને અહિં ગિરિનાર પર્વત ઉપર જ કેવલજ્ઞાન થયું. પછી ઘણાં વર્ષો સુધી ભવ્ય પ્રાણિઓને પ્રતિબોધ આપીને આયુષ્ય પૂર્ણ થવાના સમયે ભગવાન્ ગિરિનાર પર્વત ઉપર સમોસર્યા. ઉત્તમ પ્રકારના ધ્યાનના યોગે સર્વ પ્રકારના કર્મોનો ક્ષય કરીને અહિંથી તેઓ મોક્ષે પહોંચ્યા-સંસારથી મુક્ત થઇ અનંત સુખને પામ્યા. વિશેષ માટે જુઓ આ બુકના પૃષ્ઠ ૬૭-૬૯ નીચેની નોટ; ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર પર્વ ૮ ના સર્ગ ૫, ૯, ૧૦, ૧૧, ૧૨; તથા શ્રીનેમિનાથ મહાકાવ્ય વિગેરે.



લૂણ-વસહી, ભાવ-૨૨.

માણસો છે અને તેના દરવાજામાં દ્વારપાલ ઉભો છે, દરવાજાની પાસે અશ્વશાલા છે, તેમાં બે ઘોડાના મોઢામાં હાથ નાંખીને તેના રક્ષકો ખવરાવી રહ્યા છે અને બે ઘોડા જમીન ઉપર નીચી ગરદન કરીને ચરે છે, તેની પછી હસ્તિશાલા છે, પછી ચૌરી બાંધેલી છે, તેની આસપાસ સ્ત્રી–પુરૂષો ઉભાં છે, ત્યાર પછી પશુવાડો છે, અને પછી શ્રીનેમિનાથ કુમારનો રથ છે. છઠ્ઠી લાઇનમાં પ્રથમ અશ્વશાલા છે, પછી હસ્તિશાલા છે, પછી શ્રીનેમિકુમાર સિંહાસન ઉપર બેઠા છે, પાસે દ્રવ્યનો ઢગલો પડયો છે, શ્રીનેમિકુમાર વાર્ષિક દાન આપી રહ્યા છે, અને પછી તેઓ વરઘોડા સાથે દીક્ષા લેવા જાય છે. સાતમી લાઇનના પ્રારંભમાં ભગવાન લોચ કરે છે, પછી હાથી–ઘોડા–પાયદલ સૈન્ય વિગેરે છે, તે ભગવાનની દીક્ષાનો વરઘોડો હશે. પાંચમી લાઇનમાં ભગવાનને વાંદવા જતી સવારી છે, કેમકે તે લાઇનને છેડે ભગવાન કાઉસ્સગ્ગ ધ્યાનમાં ઉભા છે,

(૨૩) દેરી નં. ૧૪ (મૂલનાયક શ્રીશાંતિનાથ હાલ સુપાર્શ્વનાથ ભગવાન)ના બીજા ગુમ્મજમાં આઠ લાઇનોમાં કોતરેલો સુંદર ભાવ છે* તેમાં નીચેથી પહેલી લાઇનમાં રાજાની

---

* આ દેરીમાં પહેલાં શ્રીશાંતિનાથ ભગવાન્ મૂલનાયક હતા, એટલે તેમના ચરિત્ર સંબંધીનો આ ભાવ હોવો જોઇએ. પણ આ ભાવ કયા પ્રસંગને લઇને આલેખવામાં આવ્યો છે, તે બરાબર સમજવામાં આવ્યું નથી. ૧૪ સ્વપ્નો પુરાં નથી, તેમજ ચક્રવર્તિનાં ૧૪ રત્નો કે અષ્ટમાંગલિક પણ પુરા નથી. હાથી, ઘોડા, ચંદ્ર, સૂર્ય, ઝાડ, પુષ્પમાળા, ખાલી સિંહાસનો વિગેરે સા

હસ્તિશાલા, પછી અશ્વશાલા, પછી રાજાનો મહેલ છે; તેની બહાર રાજા સિંહાસન ઉપર બેઠેલ છે, તેમના ઉપર એક જણે છત્ર ધારણ કર્યું છે, એક જણ પંખો નાંખે છે, ત્યાર પછી સૈનિકો-હાથી-ઘોડા વિગેરે છે. ત્રીજી લાઇનમાં વચ્ચે હસ્તિનો અભિષેક અને નવનિધિ સહિત લક્ષ્મી દેવી છે, તેની એક તરફ માચી ઉપર રત્નનો ઢગલો અથવા ઘોડાને ખાવાનું છે, પાસે સાત મુખવાળો સૂર્યનો ઘોડો છે, ઘોડા ઉપર સૂર્ય છે, ઘોડાની પડખે ફુલની માળા છે, તેની પાસે એક ઝાડ છે, તેની બન્ને બાજુએ બે આસનો ગોઠવેલાં ખાલી છે. એજ લક્ષ્મીદેવીની બીજી બાજુએ એક સુંદર હાથી છે, તેના ઉપર ચંદ્ર છે, તે હાથીની પાસે વિમાન અથવા મહેલ છે, તેની પાસે એક કુંભ છે, બાકીના બન્ને તરફના ભાગોમાં ગીત-વાજીત્ર-નાટક છે. બાકીની બધી લાઇનોમાં હાથી-ઘોડા-પાલખી-પાયદલ સૈન્ય-નાટક-સંગીત વિગેરે છે.

(૨૪) દેરી નં. ૧૯ ના બીજા ગુમ્મજમાં સાત લાઇનોમાં કોતરેલો સુંદર ભાવ છે∗ તેમાં નીચેથી પહેલી લાઇનના

---

માટે હશે ?" તે સમજાતું નથી. કદાચ શાંતિનાથ ભગવાનના પૂર્વ ભવના અથવા ચક્રવર્તિપણાના કોઇ પ્રસંગનો આ ભાવ કોતરવામાં આવ્યો હોય.

∗ આ દેરીમા પહેલા શ્રી સંભવનાથ ભગવાન્ મૂલનાયક હતા. અને આ ભાવની રચનામા વચ્ચે શ્રી પાર્શ્વનાથ ભગવાનની કાઉસગ્ગ ધ્યાનમા ઉભેલી મૂર્તિ કોતરેલી છે, તેથી તે બે ભગવાનના (તેમાં પણ ખાસ કરીને શ્રીપાર્શ્વનાથ ભગવાનના) ચરિત્રના

એક ખુણામા સ્વાર વિનાના હાથી, ઘોડો અને હાથી છે, ત્યાર

કોઇ પણ પ્રસગનો આ ભાવ હોવો જોઇએ પરતુ આ ભાવ કયા પ્રસગનો છે, તે બરાબર સ્પષ્ટ રીતે સમજવામા આવ્યુ નથી. છતા **હસ્તિકલિકુડ તીર્થ** અથવા **અહિછત્રા** નગરીની ઉત્પત્તિના પ્રસગનો આ ભાવ હોય તો તે બનવા યોગ્ય છે તે તીર્થોની ઉત્પત્તિ આ પ્રમાણે છે—

અગ દેશમા **ચંપા** નામની એક મોટી નગરી છે શ્રીપાર્શ્વનાથ ભગવાનના સમયમા ( આજથી લગભગ ૨૭૦૦ વર્ષ પહેલા ) ત્યા કરકડુ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે **ચંપા** નગરીની નજીકમા કાદબરી નામની મોટી અટવી હતી તે અટવીમા કલિ નામનો એક પર્વત હતો, તે પર્વતની તળેટીમા કુડ નામનુ સરોવર હતુ ત્યા હાથીઓના યૂથ ( ટોળા )નો અધિપતિ મહીધર નામનો એક હાથી રહેતો હતો કોઇ સમયે શ્રી પાર્શ્વનાથ ભગવાન છદ્મસ્થ પણામા વિચરતા વિચરતા તે પર્વત નીચેના સરોવર પાસે આવીને કાઉસગ્ગ ધ્યાનમા ઉભા રહ્યા, એટલામા તે હાથી ત્યા આવી ચડ્યો. ભગવાનને જોઇને તેને જાતિસ્મરણ ( પૂર્વ જન્મોનુ સ્મરણ થાય તેવુ ) જ્ઞાન થયુ, તેથી તે હાથી વિચારવા લાગ્યો કે—“ હુ પૂર્વ ભવમા હેમધર નામનો વામન ( ઠીગણો માણસ ) હતો. જુવાની યાઓ મને જોઇ બહુ હસતા હતા, તેથી મે આત્મઘાત કરવાનો વિચાર કર્યો નીચા નમેલા ઝાડની ડાળી ઉપર ગળા ફાંસો બાધી મરવાની તૈયારી કરતા મને સુપ્રતિષ્ઠ નામના શ્રાવકે જોયો. તેણે કારણ પૂછવાથી મે બધી હકીકત કહી, તેથી તે મને સુગુરુ પાસે લઇ ગયો તેમણે મને જૈનધર્મની શિક્ષા આપી. મે યાવજ્જીવ સુધી જૈનધર્મનું પાલન કર્યુ. ત્યાથી મૃત્યુ પામીને નિયાણુ ( મારી ધર્મ કરણીના પ્રભાવથી પરલોકમા મને અમુક પ્રકારનુ સુખ

પછીના ભાગમાં અને બીજી લાઇનમાં પણ સ્ત્રી–પુરૂષનાં જોડલાં

મળજો, એવો વિચાર ) કરવાના કારણથી હું આ અટવીની અંદર હાથી થયો. હવે આ ભગવાનની હુ સેવા કરૂં તો મારૂં કલ્યાણ થાય. એમ વિચારીને એ જ સરોવરમાંથી સુંઢ વડે શુદ્ધ જળ તથા સુંદર કમળો લાવી હમેશાં ભગવાનની પૂજા કરવા લાગ્યો. એવી રીતે તે હાથી હમેશાં ભગવાનનાં દર્શન અને પૂજા વડે પોતાના આત્માને કૃતાર્થ કરવા સાથે આનંદપૂર્વક શ્રાવકધર્મનું પાલન કરવા લાગ્યો. આ વૃત્તાન્તથી ખુશી થએલાં કેટલાક વ્યંતર દેવ–દેવીઓ ત્યાં આવી, ભગવાનની પૂજા કરીને ભગવાનની સામે નૃત્ય કરવા લાગ્યાં. ચર પુરૂષોના મુખથી આ વાત કરકંડુ રાજાએ જાણી, તેથી તે ભગવાનનાં દર્શન કરવા માટે પરિવાર સાથે એકદમ ત્યાં આવ્યો, તેટલામાં ભગવાનને ત્યાંથી વિહાર કરી ગએલા જોઇ રાજા બહુ ખેદ પામ્યો અને વિચારવા લાગ્યો કેઃ—" હું મહા પાપી છું કે જેથી મને ભગવાનનાં દર્શન પણ ન થયાં, અને આ હાથી ભાગ્યશાળી છે કે જેણે ભગવાનને પૂજ્યા. " એ પ્રમાણે રાજા મનમાં અત્યંત શોક કરતો હતો, એટલામાં ધરણેન્દ્રના પ્રભાવથી નવ હાથના પ્રમાણવાળી શ્રીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા પ્રગટ થઇ, તેનાં દર્શન કરી રાજા ઘણો ખુશી થયો. પોતાના આત્માને ધન્ય માનતા રાજાએ તે મૂર્ત્તિની પૂજા–સ્તુતિ વિગેરે કર્યું, અને ત્યાં જ મંદિર બંધાવી તેમાં તે મૂર્ત્તિની સ્થાપના કરી રાજા ત્યાં ત્રિકાલ પૂજા અને **સંગીત** આદિ કરાવવા લાગ્યો, તેથી તે **હસ્તિકલિકુંડ** નામે તીર્થ લોકોમાં પ્રસિદ્ધ થયું. 'કલિકુંડ' અથવા 'હસ્તિકુંડ' નામથી પણ એ તીર્થ ઓળખાતું. પેલો હાથી કાળાન્તરે શુભ ભાવના પૂર્વક મૃત્યુ પામીને વ્યંતર દેવ થયો. અવધિજ્ઞાનથી પોતાના હાથીના ભવનું વૃત્તાન્ત જાણીને તે કલિકુંડ તીર્થનો અધિષ્ઠાયક થયો. ભગવાનના ભક્તોને

નાચે-કુદે છે. ચોથી લાઇનની વચ્ચે શ્રીપાર્શ્વનાથ ભગવાન

સહાયતા કરવા લાગ્યો અને ચમત્કાર બતાવવા લાગ્યો, તેથી તે તીર્થનો મહીમા ઘણોજ વધ્યો.

શ્રીપાર્શ્વનાથ ભગવાન છદ્મસ્થપણામાં ( સર્વજ્ઞ થયા પહેલાં ) વિચરતાં વિચરતાં કોઇ વખતે શિવાપુરી પાસેના કૌશામ્બ નામના વનમાં આવીને ત્યાં કાઉસગ્ગ ( કાયોત્સર્ગ ) કરીને ધ્યાનમાં ઉભા રહ્યા. તે વખતે નાગરાજ ધરણેન્દ્રે, મોટા વૈભવ અને પરિવાર સાથે ત્યાં આવી, ભગવાનને વંદન કરીને ભગવાનની સન્મુખ નાટક કર્યું. પછી ભગવાનના ઉપર સૂર્યનો તાપ પડતો જોઇને તેને વિચાર થયો કે-' હું ભગવાનનો સેવક હોવા છતાં ભગવાન પર સૂર્યનાં કિરણો પડે તે ઠીક નહિં. ' એમ ધારીને ધરણેન્દ્રે સર્પનું રૂપ ધારણ કરીને પોતાની ફણથી ભગવાન ઉપર ત્રણ દિવસ સુધી છત્ર કર્યું. અને ધરણેન્દ્રના પરિવારનાં દેવ-દેવિઓ ભગવાન સામે નૃત્ય કરવા લાગ્યાં. આસપાસના ગામોમાંથી લોકોનાં ટોળેટોળાં આવીને ભગવાનને વંદના કરીને આનંદિત થયાં. ભગવાન ત્રણ દિવસ પછી ત્યાંથી વિહાર કરી ગયા. આ ચમત્કારથી વનમાં તે જગ્યાએ નગરી વસી ગઇ, તેનું નામ અહિછત્રા પડ્યું. ભક્ત લોકોએ ત્યાં શ્રીપાર્શ્વનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું. તેનો મહિમા ખૂબ વધ્યો. આ રીતે 'અહિછત્રા' નગરી અને તીર્થની ઉત્પત્તિ થઇ.

વિસ્તાર માટે શ્રીજિનપ્રભસૂરિ વિરચિત ' તીર્થકલ્પ ' માં 'હસ્તિકલિકુંડ' અને 'અહિછત્રા'ના કલ્પો તથા શ્રીપાર્શ્વનાથ ભ૦ નું કોઇ પણ ચરિત્ર જુઓ.

આ ભાવ, ઉપરના બન્ને પ્રસંગોમાં સંગત ( બંધ બેસતો ) થઇ શકે છે. બન્ને પ્રસંગોમાં દેવ-દેવિઓએ ભગવાનની સામે નૃત્ય કર્યું છે. પણ આ ભાવમાં ભગવાનને માથે ફણનું છત્ર હોવાથી બીજા પ્રસંગ સાથે આ ભાવ વધારે મળતો આવી શકે છે.

કાઉસ્સગ્ગ ધ્યાનમાં ઉભા છે, માથે સર્પની ફણનું છત્ર છે. તેમની આસપાસ શ્રાવકો હાથમાં કલશ-ફુલમાળા-ધુપધાણું વિગેરે પૂજાનો સામાન લઇને ઉભા છે. બાકીની બધી લાઇનોમાં હાથીસ્વાર-ઘોડેસ્વાર-પાયદલ લશ્કર અને નાટક વિગેરેનો દેખાવ ખોદેલો હોવાથી તે કોઇ પણ રાજાની સવારી ભગવાનને વાંદવા જતી હોય એમ જણાય છે.

( ૨૫ ) દેરી નં. ૧૯ ની અંદર એક બાજુની દિવાલમાં એક સુંદર પટ્ટ ગોઠવેલો છે, તે પટ્ટમાં **અશ્વાવબોધ** અને **સમળીવિહાર તીર્થ**નો બહુ સુંદર ભાવ કોતરેલો છે. તે માટે જુઓ પાછળ પાનું ૧૦૯ તથા તેની નીચે આપેલી નોટ.

( ૨૬ ) દેરી નં. ૩૩ ના બીજા ગુમ્મજમાં જુદી જુદી ચાર દેવીઓની સુંદર મૂર્તિઓ કોતરેલી છે.

( ૨૭ ) દેરી નં. ૩૫ ના ગુમ્મજમાં કોઇ દેવની એક સુંદર મૂર્તિ કોતરેલી છે.

( ૨૮-૨૯ ) રંગમંડપમાંથી નવ ચોકીઓ ઉપર જવાના મુખ્ય-વચલાં પગથીયાંની બન્ને બાજુના ગોખલાની અંદર ઇંદ્ર મહારાજની એકેક સુંદર મૂર્તિ કોતરેલી છે.

લૂણવસહી મંદિરની ભમતીમાં બન્ને બાજુના બે ગભારા અને અંબાજીની દેરીને પણ સાથે ગણતાં તથા કેટલીક સળંગ-ભેગી દેરીઓ છે તેને જુદી જુદી ગણતાં કુલ ૪૮ દેરીઓ અને એક વિશાલ હસ્તિશાલા છે. વચ્ચે એક ઓરડી ખાલી છે.



લૂણ વસહી, ભાગ ૨૪

લૂણવસહી મંદિરમાં-ગૂઢ મંડપ, તેની બન્ને બાજુની ચોકીઓ, નવ ચોકીઓ, રંગમંડપ, બધી દેરીઓનાં બબ્બે અને હસ્તિશાળાના મળીને કુલ ૧૪૬ ગુમ્મજ ( મંડપ ) છે, તેમાં ૯૩ નકશીવાળા અને ૫૩ સાદા છે. સાદા છે તે પાછળથી જીર્ણોદ્ધાર સમયે ફરી બન્યા હોય એમ લાગે છે.

લૂણવસહી મંદિરમાં આરસના કુલ સ્તંભો ૧૩૦ છે. તેમાં ૩૮ અત્યંત સુંદર નકશીવાળા છે અને ૯૨ સામાન્ય નકશીવાળા છે.

વિમલવસહી અને લૂણવસહીની કોરણીમાં જીવનના પ્રસંગો અને મહાપુરૂષોનાં ચરિત્રના પ્રસંગોની રચના તે તે મંદિરના વર્ણનમાં જણાવેલ છે એટલી જ છે, તેથી વધારે એવા ભાવો નહિં હોય એમ માની લેવાની કોઇએ ઉતાવળ કરવી નહિં. એ તો અમારા જાણવામાં જેટલા આવ્યા એટલાજ ભાવો અહિં લખ્યા છે. બાકી મારૂ માનવું છે કે વર્ષો સુધી ત્યાં બહુ બારીકાઇથી શોધખોળ થતી રહે તો પણ હમેશાં કાંઇને કાંઇ તેમાંથી નવું જાણવાનું મલ્યાજ કરે. આ પ્રસંગે પ્રેક્ષકોને મારે જણાવવું જોઇએ કે આ બુકમાં ભાવોની રચના સંબંધી લખ્યું છે તે કરતાં કાંઇ વધારે જાણવામાં આવે તો તેઓ આ બુકના પ્રકાશકને જણાવશે તો બીજી આવૃત્તિમાં ખાત્રી કરીને તેને સ્થાન આપવામાં આવશે.

શ્રી વિમલવસહી અને લૂણવસહી મંદિરોની કોતરણીમાં કોતરેલ ઉપર મુજબના ભાવોની રચના ઉપરાંત હાથી, ઘોડા,

ઉંટ, ગાય, બળદ, વાઘ, સિંહ, સર્પ, કાચબા, મત્સ્ય અને પક્ષિઓ વિગેરે પ્રાણિઓ તથા જાતજાતનાં ફેન્સી હાંડી, ઝુમર, વાવ, સરોવર, સમુદ્ર, નદી, વહાણુ, ફુલ, ઝાડ, વેલ, લતા, ગીત, નાટક, સંગીત, વાજીંત્ર, લશ્કર, લડાઇઓ, મલ્લકુસ્તી, અને રાજા વિગેરેની સ્વારીઓ આદિની તો સંખ્યા થઇ શકે તેમ છે જ નહિં. દરવાજા, મંડપ, ગુમ્મજ, સ્તંભ, તોરણુ (મેરાબ), દાસા, છત, બ્રાકેટ, ભીંત, બારસાખ આદિ હરકોઇ પણ સ્થળે નજર નાંખો, તમારી આંખોને આનંદ આપે તેવી કોરણી જરૂર જોવામાં આવશે. 'કુમાર' માસિકના હિંદુધર્માનુયાયી તંત્રીનાજ શબ્દોમાં કહું તો "**વિમલશાહે બંધાવેલું દેલવાડાનું એ મોટું દેવાલય-સમસ્ત ભારતવર્ષમાં શિલ્પકળાનો સર્વોત્તમ નમુનો ગણાય છે. દેલવાડાનાં દેહરાં એ કેવળ જૈન મંદિરોજ નથી. એ ગુજરાતના અમાપ ગૌરવની પ્રતિભા છે.**" બસ, આનાથી હવે વધારે કાંઇ પણ કહેવાની આવશ્યકતા રહેતી નથી.

વિમલવસહિમાં મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાન્ હોવાથી અને લૂણવસહિમાં મૂલનાયક શ્રીનેમિનાથ ભગવાન્ હોવાથી તેને અનુક્રમે શત્રુંજય તીર્થાવતાર અને ગિરિનાર તીર્થાવતાર માનવામાં આવે છે.[૧૩૫]



લૂણ-વસહી, કીર્ત્તિસ્તંભ (તીર્થસ્તંભ)

## લૂણવસહિની બહાર.

લૂણવસહિના દક્ષિણ તરફના દરવાજાની બહાર જમણા હાથ તરફ બગીચામાં દાદાસાહેબનાં પગલાંની નવી થએલી એક નાની દેરી છે.

ઉપર્યુક્ત દરવાજાની બહાર ડાબા હાથ તરફ એક મોટા ચોતરા ઉપર ઘણો ઉંચો કીર્ત્તિસ્તંભ[૧૫૪] છે. આ કીર્ત્તિસ્તંભ અત્યારે છે તેના કરતાં પણ પહેલાં વધારે ઉંચો હતો. 'ઉપદેશ તરંગિણી' આદિ ગ્રન્થોથી જણાય છે કે-આ કીર્ત્તિસ્તંભના ઉપરના ભાગમાં, આ મંદિર બાધનાર મીસ્રી શોભનદેવની માતાનો હાથ કોતરેલો હતો. પણ પાછળથી કોઇ કારણને લીધે ઉપરથી તેનો થોડો ભાગ પડી ગયો હશે અથવા ઉતારી લીધો હશે. કારણ કે તેનો ઉપરનો છેડો અપૂર્ણ હોય તેમ લાગે છે. પૂર્ણતા જણાવનારી કોઇ નિશાની તે છેડા ઉપર જણાતી નથી. આને લોકો તીર્થસ્તંભ પણ કહે છે.

તે કીર્ત્તિસ્તંભની નીચે સુરભી (સુરહી) નો એક પથ્થર[૧૫૫] છે. જેમાં ઉપર વાછરડા સહિત ગાયનું ચિત્ર અને તેની નીચે કુંભારાણાનો વિ. સં. ૧૫૦૬ નો શિલાલેખ છે.[૧૫૬] તે લેખમાં આ મંદિરો અને તેની યાત્રાએ આવતા કોઇ પણ યાત્રાળુઓ પાસેથી કોઇ પણ જાતનો કર કે વળાવું (ચોકીદારી) નિમિત્તે કાંઇ પણ રકમ નહિં લેવાનું કુંભારાણાનું ફરમાન છે.

---

## ગિરિનારની પાંચ ટુંકો.

તે કીર્ત્તિસ્તંભ પાસે ડાબા હાથ તરફ પગથીયાં છે, તે પગથીયાથી ઉપર ચડતા એક નાનું મંદિર આવે છે, જેમાં દિગંબર જૈન મૂર્ત્તિઓ છે. ત્યાથી ઉત્તર દિશા તરફ જાળીદાર દરવાજામા થઇને થોડું ઉપર ચડવાથી ઉંચી ટેકરી ઉપર પહેલી એક દેરી શ્રીઅંબિકાદેવીની મૂર્ત્તિવાળી અને તેની ઉપરની ત્રણ દેરીઓ શ્રીતીર્થંકર ભગવાન્‌ની મૂર્ત્તિઓવાળી, એમ ચાર દેરીઓ આવે છે. લૂણવસહિમંદિર, ગિરિનાર તીર્થાવતાર મનાતું હોવાથી આ મૂલમંદિરને ગિરિનારની પહેલી ટુંક માનીને તેનાથી ઉપરની ચાર ટુંકોની સ્થાપના તરીકે આ ચાર દેરીઓ બનાવવામાં આવી છે એમ મનાય છે. અર્થાત્ આ ચાર દેરીઓ ને ગિરિનારની બીજી, ત્રીજી, ચોથી અને પાંચમી ટુંક તરીકે, માનવામાં આવે છે.

 

સૌથી ઉપરની દેરી નંબર ૧ માં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની મનોહર ઉભી મૂર્ત્તિ–કાઉસગ્ગીયા ૧ છે, તે મૂર્ત્તિમાં મૂ. ના. શ્રીપાર્શ્વનાથ ભગવાનની બન્ને બાજુએ ભગવાનની નાની નાની છ છ મૂર્ત્તિઓ કોતરેલી છે, તેની નીચે બન્ને બાજુએ એક એક ઇન્દ્ર અને તેની નીચે એક શ્રાવક તથા એક શ્રાવિકાની મૂર્ત્તિઓ કોતરેલી છે. તેની નીચે વિ. સંવત્ ૧૩૮૯ નો લેખ છે. તે લેખ ઉપરથી જણાય છે કેઃ–આબૂની નીચે આવેલા મુંડસ્થલ મહાતીર્થના શ્રીમહાવીરસ્વામીના મંદિરમાં, કોરંટગચ્છના શ્રીનન્નાચાર્ય સંતાનમાં થએલા મહ૦ ધાંધલ મંત્રી ધાંધલે શ્રીજિનયુગ્મ (બે કાઉસગ્ગીયા) કરાવ્યા. લૂણવસહિના ગૂઢમંડપમાં એક નાના કાઉસગ્ગીયા છે, તે આના જોડાનાજ છે, અને એ જ શ્રાવકે કરાવ્યા છે, (તે માટે જૂઓ પાછળ પાનું ૧૦૫) માટે તે બન્ને મૂર્ત્તિઓને એક જ ઠેકાણે પધરાવવી વધારે ઠીક લાગે છે. આ દેરીમાં પરિકર વિનાની બીજી બે મૂર્ત્તિઓ છે, (કુલ જિનબિંબ ૩ છે).

દેરી નં. ૨ માં મૂલનાયક શ્રીશાંતિનાથ ભગવાનની ત્રણ તીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે. પરિકર ખંડિત થએલું છે.

દેરી નં. ૩ માં મૂલનાયક શ્રી..........ની પરિકરવાળી શ્યામમૂર્ત્તિ ૧ છે.

દેરી નં. ૪ માં શ્રીઅંબિકાદેવીની નાની મૂર્ત્તિઓ ૨ છે. તેમાંની એક મૂર્ત્તિ ઉપર સંવત્ વિનાનો નાનો લેખ છે. તે મૂર્ત્તિ પોરવાડ જ્ઞાતીય શ્રાવક ચાંડસીએ કરાવી છે.

આ ચારે દેરીઓ અત્યારે વિદ્યમાન છે તે કોણે કરાવી, તે કાંઇ જાણવામાં આવ્યું નથી. જો મંત્રી તેજપાલની કરાવેલી હોય તો તે આવી સાવ સાદી ન જ હોય. તેમણે કરાવેલા મંદિરના પ્રમાણમાં કાંઇક અવશ્ય સારી જ કરાવેલી હોય. માટે એમ અનુમાન કરી શકાય છે કેઃ—પહેલાં મંત્રી તેજપાલે આ ચારે દેરીઓ અતિ સુંદર બંધાવી હશે,* પરંતુ પાછળથી ઉક્ત બન્ને મંદિરોના ભંગ વખતે અથવા હરકોઇ સમયે તેનો સાવ નાશ થઇ ગયો હશે, તેથી તે મંદિરોના જીર્ણોદ્ધાર સમયે અથવા ત્યારપછી કોઇ પણ સમયે આ દેરીઓનો પણ જીર્ણો[૫૮]દ્ધાર થયો હશે.

### ઉપરની ચારે દેરીઓની કુલ મૂર્ત્તિઓઃ—

૧ બહુ મનોહર અને મોટા કાઉસગ્ગીયા ૧, (દેરી નં. ૧ માં)
૨ પરિકર વિનાની મૂર્ત્તિઓ ૨, ( " . " )
૩ ત્રિતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧, ( દેરી નં. ૨ માં )
૪ સાદા પરિકરવાળી મૂર્ત્તિ ૧, ( દેરી નં. ૩ માં ).
૫ શ્રી અંબિકાદેવીની મૂર્ત્તિ ૨, ( દેરી નં. ૪ માં ).



* વાસ્તવમાં આ ચારે દેહરિયો મહામંત્રી તેજપાલની બંધાવેલી જણાતી નથી. જો તેમણે બંધાવી હોત તો લૂણવસહી મંદિરની પ્રશસ્તિમાં આનો પણ ઉલ્લેખ હોત. પણ તેમ નથી, માટે પાછળથી અન્ય કોઇએ બંધાવી હોય તેમ જણાય છે.

## પિત્તલહર, ( ભીમાશાહનું મંદિર ).

આ મંદિર ભીમાશાહે બંધાવેલું હોવાથી ભીમાશાહનું મંદિર કહેવાય છે, મૂલનાયકજી શ્રી આદીશ્વર ભગવાનની મૂર્ત્તિ પહેલાં ભીમાશાહે કરાવી હતી તે, અને પછીથી મંત્રી સુંદર અને મંત્રી ગદા એ કરાવેલી, જે અત્યારે પણ વિદ્યમાન છે, તે બન્ને પિત્તલાદિ ધાતુની બનેલી હોવાથી આ મંદિર ' પિત્તલહર ' આ* નામથી પણ ઓળખાતું હતું.

આ મંદિરમાં અત્યારે વિદ્યમાન છે તે મૂલનાયકજીની મૂર્ત્તિ ઉપરના, ગૂઢ મંડપમાંની બીજી મૂર્ત્તિઓ ઉપરના અને નવચોકીઓમાંના ગોખલા ઉપરના લેખોથી તથા ' અર્બુદગિરિકલ્પ,' 'ગુરૂગુણરત્નાકર કાવ્ય' આદિ ગ્રંથો ઉપરથી એ વાત તો ચોક્કસ છે કે આ મંદિર ગુર્જર જ્ઞાતીય ભીમાશાહે[૧૫૯] બંધાવ્યું છે અને તેમણે શ્રી આદીશ્વર ભગવાનની ધાતુની ભવ્ય અને મોટી મૂર્ત્તિ+ કરાવીને મૂલનાયક તરીકે સ્થાપન કરીને આ મંદિરની પ્રતિષ્ઠા પણ કરાવી હતી. પરંતુ આ મંદિરની પ્રતિષ્ઠા કયા વર્ષમાં અને કયા આચાર્ય પાસે કરાવી

---

* पित्तलहर=पित्तलगृह=પિતલ આદિ ધાતુથી બનેલી મૂર્ત્તિવાળું દેવ મંદિર.

+ અચલગઢમાંના ચૌમુખજીના મંદિરના લેખો પરથી જણાય છે કે આ મૂર્ત્તિ, પાછળથી અહિંથી લઇને મેવાડમાં આવેલા કુંભલમેરૂ ગામના ચૌમુખજીના મંદિરમાં પધરાવવામાં આવી હતી.

તથા ભીમાશાહની વિદ્યમાનતાનો સમય કયો હતો તે આ મંદિરના લેખો ઉપરથી કાંઈ જાણી શકાતું નથી.

આ મંદિરમાંના મૂલનાયકજી વગેરે કેટલીક મૂર્ત્તિઓ ઉપરના વિ. સં. ૧૫૨૫ ના લેખોથી આ મંદિર સંવત્ ૧૫૨૫ મા બન્યું છે, એમ કેટલાક લોકો માની લ્યે છે, પણ તે ભુલભરેલું છે.

આ મંદિરના દરવાજા બહાર વીરજીની દેરી પાસેના સુરહિના એક પથ્થર ઉપરના રાજધર દેવડા ચુંડાના વિ. સં. ૧૪૮૯ ના લેખમાં, તે સમયે દેલવાડામાં ત્રણ જૈન મંદિરો વિદ્યમાન હોવાનું લખેલું છે; અહિંના દિગંબર જૈનમંદિરના વિ. સં. ૧૪૯૪ ના લેખમાં આ મંદિરનું નામ આવે છે; શ્રીમાતાના મંદિરના વિ. સં. ૧૪૯૭ ના લેખમાં આ મંદિરનો 'પિત્તલહર' એ નામથી ઉલ્લેખ છે; આ મંદિરના ગૂઢમંડપમા ડાબી તરફના એકસ્તંભ ઉપર આ મંદિરના લાગાની વ્યવસ્થાનો વિ. સં. ૧૪૯૭ નો લેખ [૧૬૦]છે; પંદરમી શતાબ્દિમાં થએલા શ્રીમાન્ સોમસુંદરસૂરિ પોતાના રચેલા 'અર્બુદગિરિકલ્પ'માં લખે છે કે "ભીમાશાહે પહેલાં આ મંદિર, મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાનની ધાતુમયી મૂર્ત્તિસહિત કરાવ્યું હતું [૧૬૧]તેનો અત્યારે શ્રીસંઘ તરફથી જીર્ણોદ્ધાર ચાલી રહ્યો છે."

આ બધા લેખો પરથી જણાય છે કે વિ.સં. ૧૪૮૯ પહેલાં આ મંદિર પ્રતિષ્ઠિત થઇ ચુક્યું હતું. જીર્ણોદ્ધારનું કામ સંપૂર્ણ થયા પછી વિ. સં. ૧૫૨૫ માં મંત્રી સુંદર અને મંત્રી ગદાએ

શ્રી આદીશ્વર ભગવાનની ધાતુમયી નવી મૂર્ત્તિ કરાવીને મૂલનાયક તરીકે સ્થાપન કરી કે જે અત્યારે પણ વિદ્યમાન છે. જ્યારે વિ. સં. ૧૫૨૫ પહેલાં આ મંદિરનો જીર્ણોદ્ધાર શરૂ થયો ત્યારે એ સ્વાભાવિક રીતે માની શકાય કે આ મંદિર તેનાથી સો-સવાસો વર્ષ પહેલાં તો જરૂર બનેલું જ હશે. સો-સવાસો વર્ષ થયા વિના એકદમ જીર્ણોદ્ધાર કરાવવાનો પ્રસંગ ઓછો જ આવે. વિમલવસહિમાંના વિ. સં. ૧૩૫૦, ૧૩૭૨, ૧૩૭૨ અને ૧૩૭૩ ના તે સમયના મહારાજાઓના આજ્ઞાપત્રના લેખોથી [૧૧૨]તે સમયે દેલવાડામાં વિમલવસહી અને લૂણવસહી એ બે જ જૈન મંદિરો હોવાનું જણાય છે. અર્થાત્ તે વખતે આ મંદિર બનેલું નહોતુ. આ બધાં કારણો ઉપરથી જણાય છે કે-વિ. સં. ૧૩૭૩ થી લઇને વિ. સ. ૧૪૮૯ સુધી ના ૧૧૬ વર્ષની અંદર કોઇ પણ સમયે આ મંદિર બન્યું હોવું જોઇએ.

ઉપર કહેવામાં આવ્યું તે પ્રમાણે આ મંદિરનો શ્રીસંઘ તરફથી જીર્ણોદ્ધાર થયા પછી રાજમાન્ય ગુર્જર શ્રીમાલ જ્ઞાતીય મંત્રી સુંદર અને તેના પુત્ર મંત્રી ગદાએ [૧૧૩]શ્રી આદીશ્વર ભગવાનની ૧૦૮ મણની ધાતુમયી બહુ જ મનોહર મોટી મૂર્ત્તિ, આ મંદિરમાં સ્થાપન કરવા માટે જ કરાવીને, મૂલનાયક તરીકે બિરાજમાન કરીને વિ. સં. ૧૫૨૫ માં તેની શ્રી લક્ષ્મીસાગરસૂરિજી [૧૧૪]પાસે પ્રતિષ્ઠા કરાવી છે. મંત્રી સુંદર અને તેનો પુત્ર મંત્રી ગદો, અમદાવાદના

રહેવાસી અને અમદાવાદના તે વખતના સુલતાન મહમુદ બેગડાના મંત્રી હતા. તેઓ બંને અત્યંત રાજમાન્ય હોવાથી રાજ્યની સર્વ સામગ્રી અને ઇડર વગેરે દેશી રાજ્યોની પણ સર્વ પ્રકારની સહાયતા મેળવીને અમદાવાદથી મોટો સંઘ લઈને આબૂ ઉપર યાત્રા અને પ્રતિષ્ઠા માટે આવ્યા હતા. આ પ્રતિષ્ઠા મહોત્સવ તેમણે બહુજ મોટા આડંબરથી કર્યો હતો. ઘણા સંઘો તે વખતે ત્યાં યાત્રા માટે આવ્યા હતા, તે સર્વની તેમણે ભોજન અને કિંમતી વસ્ત્રોની પહેરામણી આદિથી ખુબ ભક્તિ કરી હતી. આ મહોત્સવમાં તેમણે લાખો રૂપીયા ખરચ્યા હતા.[૧૬૫]

આ મંદિરની નવચોકીઓમાંના બન્ને ગોખલાંઓના લેખો ઉપરથી જણાય છે કે—આ ગોખલાઓની વિ. સં. ૧૫૩૧ ના જ્યેષ્ઠ વદિ ૩ ને ગુરૂવારે પ્રતિષ્ઠા થઇ હતી. ભમતીમાંના શ્રી સુવિધિનાથજી ભગવાનના શિખરબંધી મંદિરની વિ. સં. ૧૫૪૦ ના જ્યેષ્ઠ શુદિ ૨ સોમવારે અને કેટલીક દેરીઓની વિ. સં. ૧૫૪૭ માં પ્રતિષ્ઠા થએલી છે.

## મૂર્તિસંખ્યા અને વિશેષ હકીકત.

મૂલગભારામાં મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાનની પંચતીર્થીના પરિકરવાળી, ધાતુની, ૧૦૮ મણના વજનવાળી, ગૂર્જર શ્રીમાલ રાજમાન્ય મંત્રી સુંદર અને તેના પુત્ર મંત્રી ગદાએ સંવત્ ૧૫૨૫ માં કરાવેલી, અત્યંત મનોહર અને બહુ મોટી મૂર્તિ છે. પરિકર સહિત આખી મૂર્તિની ઉંચાઇ

આબૂજી



પિત્તલહર, મૂળનાયક શ્રી ઋષભદેવ ભગવાન.

આશરે આઠ ફુટ અને પહોળાઇ સાડા પાંચ ફુટ છે, તેમાં ખાસ મૂલનાયકજીની ઉંચાઇ ૪૧ ઇંચ છે. મૂલનાયકજી ઉપર અને પરિકર ઉપર વિસ્તારવાળા લેખો[૧૬૬] છે. મૂલનાયકજીની બન્ને બાજુમાં ધાતુની એકલ મોટી મૂર્ત્તિઓ ૨, પરિકર વિનાની મૂર્ત્તિઓ ૪, કાઉસગ્ગીયા ૪ અને ત્રણતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ છે, તેના પરિકરનો ઉપરનો ભાગ નીકળી ગયો છે.

ગૂઢમંડપમાં એક પડખે આદીશ્વર ભગવાનનું મનોહર, પંચતીર્થીના પરિકરયુક્ત, આરસપાષાણનું બહુ મોટું બિંબ છે, તેની બેઠક ઉપર સન્મુખ ભાગમાં અને પાછળ પણ મોટો લેખ છે, સીરોહડી[૧૬૭]ના રહેવાસી શ્રાવક સિંહા અને રત્નાએ આ મૂર્તિ વિ. સં. ૧૫૨૫ માં કરાવી છે. બન્ને ગોખલામાં ધાતુની એકલ મૂર્ત્તિઓ ૨, પરિકર વિનાની મૂર્ત્તિઓ ૨૦, ધાતુની ત્રિતીર્થી ૧, ધાતુની એક તીર્થી ૩, શ્રી ગૌતમ સ્વામિની પીળા પાષાણની મૂર્ત્તિ ૧* (તેના ઉપર લેખ[૧૬૮] છે), શ્રી અંબિકાદેવીની મૂર્ત્તિ ૧ (તેના ઉપર પણ લેખ[૧૬૯] છે), અને નાના કાઉસગ્ગીયા ૨ છે.

નવચોકીઓમાંના દરવાજાની બન્ને બાજુના ગોખલા ઉપર લેખો[૧૭૦] છે, તેમાં તે બન્ને ગોખલાઓમાં શ્રી સુમતિ નાથ ભગવાનને બિરાજમાન કર્યાનું લખ્યું છે. પણ તે બન્ને ગોખલાઓ ખાલી છે, તેમાં બિંબ નથી.

---

* આ મૂર્તિમાં મસ્તક પાછળ ચોટલો, જમણા પત્તિ, એક હાથમાં માળા અને શરીર ઉપર કપડાંની

મૂલગભારાની પાછળ ( બહારની બાજુમા ) ત્રણે તર- ફના ગોખલા ખાલી છે, તે દરેક ગોખલાને માથે ભગવાનની મંગલમૂર્ત્તિ કોતરેલી છે તેને માથે ઉંચે અકકેક જિન- બિંબ પથ્થરમા કોતરેલ છે.×

ભમતીમા નીચે પ્રમાણે મૂર્ત્તિઓ છે—

આ મંદિરના મુખ્ય દરવાજામા પ્રવેશ કરતા આપણા ડાબા હાથ તરફથી—

| | | | | | |
|---|---|---|---|---|---|
| દેરીન. | ૧ | મા મૂ૦ ના૦ શ્રીસંભવનાથભ આદિની મૂર્ત્તિઓ | | | ૩ છે. |
| ,, | ૨ ,, | આદીશ્વર | ,, | ,, | ૩ છે. |
| ,, | ૩ ,, | ,, | ,, | ,, | ૩ છે. |
| ,, | ૪ ,, | ,, | ,, | ,, | ૪ છે. |
| ,, | ૫ ,, | ,, | ,, | ,, | ૪ છે. |
| ,, | ૬ ,, | ,, | ,, | ,, | ૩ છે. |
| ,, | ૭ ,, | ,, | ,, | ,, | ૩ છે. |

આની પછી, સામા ગભારા જેવો મોટો ગભારો બનાવવા માટે કામ શરૂ કર્યું હશે પણ કોઈ કારણથી ચોતરા (ખુરશી) જેટલું બન્યા પછી કામ અટકી ગયું હોય તેમ જણાયું છે.

આ મંદિરના મુખ્ય દરવાજામા પ્રવેશ કરતા આપણા

આમુખ



પિત્તલહર, શ્રીપુંડરીક સ્વામી

| | | | | | |
|---|---|---|---|---|---|
| દેરી નં. | ૧ | માં મૂ૦ના૦ શ્રીઆદીશ્વરભ૦ની | | મૂર્ત્તિ ૧ છે. |
| ,, | ૨ ,, | ,, | ,, | વગેરે જિનબિંબ ૩ છે. |
| ,, | ૩ ,, | ,, | ,, | ,, ,, ૩ છે. |
| ,, | ૪ ,, | ,, શ્રીનેમિનાથ ભ૦ ,, | ,, | ૩ છે. |
| ,, | ૫ ,, | ,, શ્રીઆદીશ્વર ભ૦ ,, | ,, | ૩ છે. |
| ,, | ૬ ,, | ,, શ્રીઅજિતનાથભ૦,, | ,, | ૩ છે. |
| ,, | ૭ ,, | ,, શ્રીઆદીશ્વર ભ૦ ,, | ,, | ૩ છે. |

ત્યાર પછી એ જ લાઇનમાં બાજુના મોટા ગભારા તરીકે શ્રી સુવિધિનાથ ભ૦ નું શિખરબંધી મંદિર આવે છે, આને શ્રી શાંતિનાથ ભગવાનનું મંદિર લોકો કહે છે, પરંતુ તેમાં અત્યારે તો શ્રીસુવિધિનાથ ભગવાન્ મૂલનાયક છે, મૂલનાયકની મૂર્ત્તિ પંચતીર્થીના પરિકરવાળી છે, તેમની જમણી બાજુમાં શ્રીપુંડરીક સ્વામિની એક મનોહર મૂર્ત્તિ છે,ન તેમાં બન્ને કાનની પાછળ ઓઘો છે, જમણા ખભા ઉપર મુહપત્તિ છે, શરીર ઉપર કપડાની આકૃતિ, મસ્તક પાછળ ભામંડલ અને પલાઠી નીચે વિ. સં. ૧૩૯૪નો લેખ [૧૭૧] છે. આપણા ડાબા હાથ તરફ મૂલનાયક તરીકે શ્રી સંભવનાથ ભ૦ ની પંચતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને જમણા હાથ તરફ મૂલનાયક તરીકે શ્રીધર્મનાથ ભ૦ ની પંચતીર્થીના પરિકર-વાળી મૂર્ત્તિ ૧ છે. મૂળનાયક શ્રીસુવિધિનાથ ભ૦, શ્રી સંભવ-નાથ ભ૦ અને શ્રીધર્મનાથ ભ૦ ની બેઠકો પર સં. ૧૫૪૦ ના લેખો છે, પણ તે પાછલના ભાગમાં હોવાથી પુરેપુરા વાંચી શકાતા નથી. પરિકર વિનાની મૂર્ત્તિઓ ૬, અને

પરિકરમાંથી છુટા પડી ગએલા કાઉસગ્ગીયા ૧ છે. આ ગભારાની પછી—

દેરી નં. ૮ મા મૂ૦ના૦ શ્રીનેમિનાથ ભ૦ વગેરેની મૂ૦ ૩ છે.
„ ૯ મા „ શ્રીઆદિનાથ „ ની „ ૧ છે.
„ ૧૦ માં „ „ „ „ „ ૧ છે.
„ ૧૧ મા „ „ „ વગેરેની „ ૬ છે.

આની પછીની દેરીઓ ૨ ખાલી છે.

ગર્ભાગાર ( મૂલગભારો ), ગૂઢમંડપ અને નવચોકીઓ સુદ્ધાં આ મંદિર બન્યું છે. રંગમંડપ અને ભમતીનું કામ બનાવતાં બનાવતાં બાકી રહી ગયું હોય એમ જણાય છે. ભમતીમાં શ્રીસુવિધિનાથ ભગવાનનું શિખરબંધી મંદિર ૧ અને બન્ને બાજુની મળીને કુલ ૨૦ દેરીઓ બનેલી છે, તેમાં ૧૮ દેરીઓમાં મૂર્તિઓ બિરાજમાન છે અને ૨ દેરીઓ ખાલી છે.

આ મંદિરના ગૂઢમંડપમાં જવાના મુખ્ય દરવાજાની મંગલમૂર્તિના માથે છજ્જા ઉપરની કોરણીમાં ભગવાનની ઉભી તથા બેઠી મૂર્તિઓ ૧૯ કોતરેલી છે, એ જ દરવાજાની બારશાખના જમણા ભાગમાં એક કાઉસગ્ગીયા અને બારશાખની બન્ને બાજુમાં હાથ જોડીને ઉભેલ અક્કેક શ્રાવકની મૂર્તિ કોતરેલી છે.

ગૂઢમંડપમાં જવાના મુખ્ય દરવાજા સિવાયના બન્ને તરફના ( ઉત્તર તથા દક્ષિણ દિશાના ) દરવાજાને માથે મંગલ મૂર્તિ ઉપર ભગવાનની એક બેઠી અને બે ઉભી એમ ત્રણ ત્રણ મૂર્તિઓ કોતરેલી છે.

આ મંદિરની કુલ મૂર્ત્તિઓ—

૧ મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાનની પંચતીર્થીના પરિકરવાળી ધાતુની મોટી અને ભવ્ય મૂર્ત્તિ ૧. +
૨ પંચતીર્થીના પરિકરવાળી આરસની મૂર્ત્તિઓ ૪.
૩ ત્રિ " " " " ૧.
૪ પરિકર વિનાની મૂર્ત્તિઓ ૮૩.
૫ ધાતુની મોટી એકલ મૂર્ત્તિઓ ૪, (બે મૂલગભારામાં અને બે ગૂઢમંડપમાં).
૬ કાઉસગ્ગીયા નાના ૭, (પરિકરમાંથી છુટા પડી ગએલા).
૭ ધાતુની ત્રિતીર્થી ૧.
૮ ધાતુની એકતીર્થી ૩.
૯ શ્રી પુંડરીક સ્વામીની મૂર્ત્તિ ૧, (શ્રી સુવિધિનાથ ભ૦ના ગભારામાં).
૧૦ શ્રી ગૌતમસ્વામીની મૂર્ત્તિ ૧, (ગૂઢમંડપમાં).
૧૧ શ્રી અંબિકાદેવીની મૂર્ત્તિ ૧, (ગૂઢમંડપમાં).



+ આ ભવ્ય મૂર્ત્તિ મહેસાણા નિવાસી સૂત્રધાર મંડનના પુત્ર દેવા નામના કારીગરે તૈયાર કરી છે. અર્થાત્ તેનાં અપૂર્વ કળા-કૌશલ્યનો આ સુંદર નમુનો છે.

## પિત્તલહરની બહાર.

પિત્તલહર ( ભીમાશાહના ) મંદિરમાં પેસવાના મુખ્ય ( પ્રથમ ) દરવાજા બહાર, ડાબા હાથ તરફ પૂજા કરવાવાળાઓને ન્હાવા માટે ગરમ–ઠંડા પાણીની સગવડ માટેનું મકાન છે, અને એ જ દરવાજા બહાર જમણા હાથ તરફ એક મોટા ચોતરા ઉપર ખુણામાં ચંપાના ઝાડ નીચે એક નાની દેરી છે, આ દેરીને લોકો વીરજીની દેરી કહે છે. તેમાં શ્રી મણિભદ્ર યક્ષની મૂર્ત્તિ છે.

આ દેરીની બન્ને બાજુએ થઇને સુરહિ ( સુરભી ) ના ચાર પત્થરો છે, તેમાંની એક સુરહિ પરનો લેખ સાવ ઘસાઇ ગયો છે, બાકીની ત્રણ સુરહિ પરના લેખો થોડા થોડા વાંચી શકાય છે.

એમાંની બે ઉપર અનુક્રમે વિ. સં. ૧૪૮૩ ના જેઠ શુદિ ૯ ને સોમવાર અને વિ. સં. ૧૪૮૩ ના શ્રાવણ વદિ ૧૧ રવિવારના, આ મંદિરોને ગામ–ગરાસ આદિ કાંઇ ભેટ કર્યા સંબંધીના લેખો છે, અને એક સુરહિ ઉપર વિ. સં. ૧૪૮૯ ના માગશર વદિ ૫ સોમવારનો અર્બુદાધિપતિ ચૌહાણ રાજધર દેવડા ' ચુંડા ' નો લેખ છે. આ લેખનો ઘણો ભાગ ઘસાઇ ગયો છે, થોડો ભાગ વાંચી શકાય છે તે પરથી, રાજધર દેવડા ' ચુંડા ', દેવડા ' સાંડા ', મંત્રી ' નાથુ ' અને સામંતાદિએ મળીને રાજ્યનાં અભ્યુદયે માટે વિમલવસહી, લૂણવસહી અને પિત્તલહર, આ ત્રણ મંદિરો અને તેનાં

દર્શન માટે આવતા યાત્રાળુઓ પાસેથી લેવાતો કર માફ કરીને આ તીર્થને કરના બંધનથી હમેશાંને માટે મુક્ત કરીને તીર્થને ખુલ્લું મુક્યું હોય એમ જણાય છે. આ લેખ શ્રી તપાગચ્છાચાર્ય શ્રી સોમસુંદરસૂરિના શિષ્ય પં. સત્યરાજ ગણિએ લખી આપેલ છે. તે પરથી જણાય છે કે-શ્રી સોમસુંદરસૂરીશ્વરજી મહારાજ અથવા તેમના સમુદાયની કોઇ પ્રધાન વ્યક્તિના ઉપદેશથી આ કાર્ય થયું હશે. આ લેખના નહિં વંચાતા ભાગને બેસાડવા માટે સાધન સંપન્ન વિદ્વાનોએ પ્રયત્ન કરવો જોઇએ.

તેની પાસેના એક પત્થરમાં ઉપલા ખંડમાં સ્ત્રીની ચુડલાવાળી એક ભુજા કોતરેલી છે. તેના ઉપર સૂર્ય અને ચંદ્ર કોતરેલ છે. નીચેના ખંડમા સ્ત્રી-પુરૂષની બે ઉભી મૂર્ત્તિઓ કોતરેલી છે. બન્નેના હાથ જોડેલા છે, અથવા જોડેલા હાથમાં કલશ છે. તેની નીચે ટુંકો લેખ છે. વિ. સ. ૧૪૮૩ માં સંઘવી અમુએ કરાવેલ આ કોઇ મહાસતીનો હાથ હોય એમ લાગે છે.

તેની પાસેના ખુણામાં એક પત્થરમા હાથીસ્વારવાળી મૂર્ત્તિ કોતરેલી છે, આ કદાચ મણિભદ્રવીરની જૂની મૂર્ત્તિ હશે. આની પાસે ગર્દભના ચિહ્નવાળો દાનપત્રનો એક પથ્થર છે, તેના ઉપરનો લેખ બિલકુલ ઘસાઇ ગયો છે.



## ખરતરવસહી, ( ચૌમુખજીનું મંદિર ).

દેલવાડામાં ચોથું મંદિર શ્રીપાર્શ્વનાથ ભગવાનનું છે. તે ચતુર્મુખ ( ચૌમુખ ) વાળું હોવાથી ચૌમુખજીનું મંદિર કહેવાય છે. આને ખરતરવસહી પણ કહેવામાં આવે છે, તેનું કારણ એ જણાય છે કે–આ મંદિરની અંદર બિરાજમાન મૂલનાયકજી વિગેરે ઘણી પ્રતિમાઓ ખરતર ગચ્છના શ્રાવકોએ કરાવી છે, અને તેની પ્રતિષ્ઠા પણ ખરતર ગચ્છના આચાર્યોએ કરી છે. કદાચ આ મંદિરનો બંધાવનાર પણ ખરતર ગચ્છીય શ્રાવક હોય.

આ મંદિર કોણે કયા વર્ષમાં બંધાવ્યું તે, આ મંદિરના લેખો ઉપરથી નિશ્ચયપૂર્વક જાણી શકાતું નથી. પરંતુ આ મંદિરનું નામ ખરતરવસહી, અત્યારે વિદ્યમાન મૂલનાયકજી વગેરે ઘણી મૂર્તિઓના કરાવનાર ખરતર ગચ્છીય શ્રાવકો અને પ્રતિષ્ઠા કરનાર ખરતર ગચ્છીય આચાર્ય; તેમજ આ મંદિરના મૂલગભારા ( ગર્ભાગાર ) ની બહારનાં ભાગની ચારે તરફની કોરણીમાં કોતરેલ આચાર્યોની બેઠકો તથા ક્ષેત્રપાલ ભૈરવની નગ્ન મૂર્તિ અને આ મંદિરમાં પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિઓની વિશેષતા; આ બધી બાબતો તપાસતાં આ મંદિરનો કરાવનાર ખરતર ગચ્છીય જ શ્રાવક હશે તેમાં સંદેહ જેવું નથી.

આ મંદિરના ત્રણે માળના ત્રણે ચૌમુખજી તરીકે બિરાજમાન મૂલનાયકજીની દરેક મૂર્તિઓની બેઠકોની બન્ને બાજુમાં અને પાછલ મોટા મોટા લેખો છે. પણ તે લેખો



ખરતર-વસહી ( ચૌમુખજીનું મંદિર ),
પશ્ચિમ દિશાના મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાન.

ઘણો ભાગ ચૂનામાં દબાઇ ગએલો છે, તેમજ પ્રકાશનો અભાવ અને સ્થાનની વિષમતાને લીધે તે લેખો પુરેપુરા વાંચી શકાતા નથી. જો તે બધા લેખો પુરેપુરા વાંચી શકાય તો તેમાંથી આ મંદિર બંધાવનાર, આ મૂર્ત્તિઓ કરાવનાર અને તેની પ્રતિષ્ઠા કરનારના સંબંધમાં ઘણી માહિતી મળી શકે, તેમાં સંદેહ નથી. તે મૂર્ત્તિઓની એકકોના આગલા ( સન્મુખ ) ભાગ ઉપર થોડા થોડા અક્ષરો લખેલા છે, તે ઉપરથી જણાય છે કે–અપવાદ તરીકે થોડી મૂર્ત્તિઓ સિવાય, આ મંદિરના ત્રણે માળમાંના મૂલનાયકજી વગેરે ઘણી ખરી મૂર્ત્તિઓ, દરડા ગૌત્રીય ઓસવાલ સંઘવી મંડલિકે[૧૭૨] અને તેમના કુટુંબીઓએ વિ૦ સં૦ ૧૫૧૫ અને તેની આસપાસમાં કરાવી છે, તથા તેમાંની મૂલનાયકજી વગેરે ઘણી ખરી મૂર્ત્તિઓની પ્રતિષ્ઠા ખરતરગચ્છાચાર્ય શ્રીજિનચંદ્રસૂરિજીએ[૧૭૩] કરી છે.

અહિંના દિગંબર જૈનમંદિરના વિ. સં. ૧૪૯૪ ના લેખમાં, તથા શ્રીમાતાના મંદિરના અને ભીમાશાહના મંદિરના લાગાની વ્યવસ્થા સંબંધીના વિ. સં. ૧૪૯૭ ના લેખોમાં ભીમાશાહના મંદિરનું નામ છે, પણ આ મંદિરનું નામ નથી. તેમજ પિત્તલહર મંદિરની બહારની એક સુરહિના વિ. સં. ૧૪૮૯ ના લેખમાં, તે સમયે દેલવાડામાં ફક્ત ત્રણ જૈન મંદિરો હોવાનું લખ્યું છે. આ બધા લેખો ઉપરથી જણાય છે કે–આ મંદિર તે સમયે વિદ્યમાન નહોતું. એટલે આ મંદિર વિ. સં. ૧૪૯૭ પછી જ બન્યું હોય એમ જણાય છે. હવે આ મંદિર બીજા કોઇએ બંધાવ્યું હોય અને તેનો ફક્ત ૧૮ વર્ષની

ઘણો ભાગ ચૂનામાં દબાઇ ગએલો છે, તેમજ પ્રકાશનો અભાવ અને સ્થાનની વિષમતાને લીધે તે લેખો પુરેપુરા વાંચી શકાતા નથી. જો તે બધા લેખો પુરેપુરા વાંચી શકાય તો તેમાંથી આ મંદિર બંધાવનાર, આ મૂર્ત્તિઓ કરાવનાર અને તેની પ્રતિષ્ઠા કરનારના સંબંધમાં ઘણી માહિતી મળી શકે, તેમાં સંદેહ નથી. તે મૂર્ત્તિઓની બેઠકોના આગલા ( સન્મુખ ) ભાગ ઉપર થોડા થોડા અક્ષરો લખેલા છે, તે ઉપરથી જણાય છે કે-અપવાદ તરીકે થોડી મૂર્ત્તિઓ સિવાય, આ મંદિરના ત્રણે માળમાંના મૂલનાયકજી વગેરે ઘણી ખરી મૂર્ત્તિઓ, દરડા ગૌત્રીય ઓસવાલ સંઘવી મંડલિકે[૧૭૨] અને તેમના કુટુંબીઓએ વિ૦ સં૦ ૧૫૧૫ અને તેની આસપાસમાં કરાવી છે, તથા તેમાંની મૂલનાયકજી વગેરે ઘણી ખરી મૂર્ત્તિઓની પ્રતિષ્ઠા ખરતરગચ્છાચાર્ય શ્રીજિનચંદ્રસૂરિજીએ[૧૭૩] કરી છે.

અહિંના દિગંબર જૈનમંદિરના વિ. સં. ૧૪૯૪ ના લેખમાં, તથા શ્રીમાતાના મંદિરના અને ભીમાશાહના મંદિરના લાગાની વ્યવસ્થા સંબંધીના વિ. સં. ૧૪૯૭ ના લેખોમાં ભીમાશાહના મંદિરનું નામ છે, પણ આ મંદિરનું નામ નથી. તેમજ પિત્તલહર મંદિરની બહારની એક ગુરુહિના વિ. સં. ૧૪૮૯ ના લેખમાં, તે સમયે દેલવાડામાં ફક્ત ત્રણ જૈન મંદિરો હોવાનું લખ્યું છે. આ બધા લેખો ઉપરથી જણાય છે કે-આ મંદિર તે સમયે વિદ્યમાન નહોતું. એટલે આ મંદિર વિ. સં. ૧૪૯૭ પછી જ બન્યું હોય એમ જણાય છે. હવે આ મંદિર બીજા કોઇએ બંધાવ્યું હોય અને તેનો ફક્ત ૧૮ વર્ષની

અંદર જ સંઘવી મંડલિક જીર્ણોદ્ધાર કરાવે તથા પોતે નવી કરાવેલી મૂર્ત્તિઓને મૂલનાયક તરીકે બીરાજમાન કરે, એ સંભવી શકતું નથી. તેથી સહેજ એ અનુમાન થઇ શકે છે કે-આ મંદિર બીજા કોઇએ નહિં પણ સંઘવી મંડલિકે જ વિ. સં. ૧૫૧૫ માં કરાવ્યું હશે.

ભીમાશાહના મંદિરની પહેલી વારની પ્રતિષ્ઠા કરનાર આચાર્ય અને પ્રતિષ્ઠાના સમય સંબંધી તથા આ મંદિરના બંધાવનાર સંબંધી ઇતિહાસરસિકોએ વિશેષ શોધખોળ કરી ચોક્કસ નિર્ણય કરવાની આવશ્યકતા છે.

આ મંદિરને કેટલાક લોકો સલાટ અથવા કડીયાનું દહેરૂં કહે છે. દંતકથા એવી સંભળાય છે કેઃ—“ વિમલવસહી અને લૂણવસહી મંદિર બંધાવતાં તેના વધેલા પથ્થરોથી કારીગરોએ પોતાના તરફથી આ મંદિર બાંધ્યું છે. ” પરંતુ આ વાત કોઇ રીતે માની શકાય તેમ નથી. કારણ કે કોઈ પણ શિલાલેખો કે ગ્રંથોનું તે માટે પ્રમાણ નથી. તેમજ વિમલવસહી અને લૂણિગવસહિના સમયમાં બસો વર્ષનું અંતર છે. એટલે વિમલવસહી બાંધતાં વધેલા પથ્થરો બસો વર્ષો સુધી પડયા રહ્યા હોય, અને પછી લૂણિગવસહી બાંધતાં વધેલા પથ્થરોને ભેગા કરીને કારીગરોએ આ મંદિર પોતાના તરફથી બાંધ્યું હોય તે સંભવિ શકતું નથી. વળી આ મંદિર લૂણવસહીના જેટલું-સાતસો વર્ષનું જૂનું હોય એમ પણ જણાતું નથી. તેમજ ઉપર્યુક્ત બન્ને મંદિરો કરતાં આ મંદિરમાં વપરાએલા પથ્થરો જુદા પ્રકારના જ છે. ઇત્યાદિ

કારણોથી આ મંદિર સલાટો કે કડીયાઓનું નથી, એ વાત નક્કી થાય છે. આ મંદિરના બંધાવનારના નામનો લેખ આ મંદિરમાં દેખાતો નહિં હોવાથી અને આ મંદિરના સભામંડપના બે ત્રણ સ્તંભો ઉપર સલાટોનાં નામો ખોદેલાં હોવાથી 'આ મંદિર સલાટોનું બાંધેલું છે', એમ લોકોએ માની લીધું હોય તેમ જણાય છે.

આ મંદિર મોટું પણ વિશાલ છે, ઉંચી જગ્યા ઉપર આવેલું હોવાથી તથા બધાં મંદિરોથી ઉંચું હોઇ ગગનની સાથે વાતો કરી રહ્યું હોય તેમ જણાય છે. તેથી બહુ દૂરથી આ મંદિર દેખાય છે. આ મંદિરના ત્રીજા માળ ઉપર જઇને ચારે તરફ નિહાળતાં આબૂની કુદરતી રમણીયતા બહુ મનોહર લાગે છે. ત્રણે માળમાં ચૌમુખજી બિરાજમાન છે. સૌથી નીચેના માળમાં મૂળ ગભારાની ચારે બાજુના મળીને મોટા મોટા ચાર રંગમંડપો છે. અને એ જ મુખ્ય ગભારાની બહાર ચારે તરફ ઘણી સુંદર કોતરણી કરેલી છે, તે કોરણીમાં વચ્ચે વચ્ચે કોઇ કોઇ ઠેકાણે ભગવાનની મૂર્ત્તિઓ, કાઉસગ્ગીયા, આચાર્યો અને શ્રાવક-શ્રાવિકાઓની મૂર્ત્તિઓ કોતરેલી છે. યક્ષો અને દેવ-દેવીઓની મૂર્ત્તિઓ તો ઘણી જ કોતરેલી છે, તેમાં ભૈરવજીની નગ્ન મૂર્ત્તિ પણ કોતરેલી છે. આ મંદિરમાં પાર્શ્વનાથ ભગવાનની મૂર્ત્તિઓ ઘણી છે.

## મૂર્ત્તિસંખ્યા અને વિશેષ હકીકત.

નીચેના માળમાં ચારે બાજુમાં મૂલનાયકજી શ્રી

પાર્શ્વનાથ ભગવાન છે, ચારે મૂર્ત્તિઓ બહુ જ ભવ્ય, મોટી અને નવ ફણ યુક્ત પરિકરવાળી છે. તેમાં ૧ ઉત્તર દિશામાં શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથ; ૨ પૂર્વ દિશામાં શ્રી મંગલાકર પાર્શ્વ-નાથ; ૩ દક્ષિણ દિશામાં........પાર્શ્વનાથ (નામ ઘસાઈ ગએલું હોવાથી વંચાતુ નથી ); અને ૪ પશ્ચિમ દિશામાં શ્રી મનોરથ કલ્પદ્રુમ પાર્શ્વનાથ છે. આ ચારે મૂર્ત્તિઓ વિ. સંવત્ ૧૫૧૫ માં સં. મંડલિકે કરાવી છે અને તેની ખરતરગચ્છાચાર્ય શ્રી જિનચંદ્રસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે. તે સિવાય આ પહેલા માળમાં પરિકર વિનાની ૧૭ મૂર્ત્તિઓ છે.

અહિં જ ચારે દિશામાંથી બે દિશા તરફના મૂલનાયક ભગવાનની પાસે અત્યંત સુંદર નકશીદાર સ્તંભો શિખે પથ્થરના બે તોરણો ! છે. પ્રત્યેક તોરણમાં ઉભી તથા બેઠી મળીને ભગવાનની ૫૧-૫૧ મૂર્ત્તિઓ કોતરેલી છે. આવાં તોરણો બીજી બન્ને બાજુએ પણ પહેલાં હતાં, પરંતુ પાછ-ળથી ખંડિત થઇ જવાથી કાઢી નાખ્યાં હશે એમ લાગે છે. તેમાંનાજ-એવીજ કોતરણીવાળા બે સ્તંભો અને એક તોરણના ટુકડા, ખંડિત પથ્થરોના ગોદામમાં પડયા છે.*

આ મંદિરના નીચેના માળના મૂલગભારાના મુખ્ય દર-વાજા પાસેની ચોકીના સ્તંભો ઉપરના દાસામાં ભગવાનના ચ્યવન કલ્યાણકનો ભાવ ખોદેલો છે. તેમાં વચ્ચે ભગવાનની

---

* અમારી સૂચનાથી આ બન્ને સ્તંભોને અહિંના કાર્યવાહ-કોએ આ મંદિરના મૂલનાયકજી પાસે ઉભા કરાવી દીધા છે. આની ઉપરનું તોરણ નવું કરાવવાની જરૂર છે ભાવિક અને ધની ગૃહસ્થોએ ધ્યાન આપવું જોઇએ

માતાજી પલંગપર સુતેલાં છે, પાસે બે દાસીઓ બેઠેલી છે, તેની આસપાસ બન્ને તરફ થઇને ૧૪ સ્વપ્નો આપેલાં છે. તેમાં સમુદ્ર અને વિમાન વચ્ચે એક ખંડની કોરણીમાં બે માણસોએ ખભા ઉપર પાલખી ઉપાડેલી છે, પાલખીમાં એક માણસ લાંબો થઇને બેઠેલ છે. તે કદાચ રાજા અથવા સ્વપ્નપાઠક હશે.

બીજે માળે પણ ચૌમુખજી છે, તે આ પ્રમાણે-૧ દક્ષિણ દિશામાં મૂળ નાયક શ્રી સુમતિનાથ ભગવાન્, ખરતરગચ્છીય **માંજૂ*** શ્રાવિકાએ કરાવેલ, ૨ પશ્ચિમ દિશામાં મૂ. ના. શ્રીપાર્શ્વનાથ ભગવાન્, ખરતરગચ્છીય **માંજૂ** શ્રાવિકાએ કરાવેલ; ૩ ઉત્તર દિશામાં મૂ૦ ના૦ શ્રી આદિનાથ ભગવાન્, **શ્રન્ના** શ્રાવકે કરાવેલ અને ૪ પૂર્વ દિશામાં મૂ. ના. શ્રી પાર્શ્વનાથ ભગવાન્, સંઘપતિ **મંડલિકે** કરાવેલ છે.

આ સિવાય આ બીજા માળમા બીજી ૩૨ મૂર્ત્તિઓ છે, બધી પરિકર વિનાની છે, તેમાંની કેટલીક મૂર્ત્તિઓ ઉપર કરાવનાર શ્રાવક કે શ્રાવિકાનું ફક્ત નામ લખેલું દેખાય છે.

અહિં ચૌમુખજીની પાસે અંબિકાદેવીની એક સુંદર અને મોટી મૂર્ત્તિ છે। આ મૂર્ત્તિ, આ ચૌમુખજીના મંદિરમાં સ્થાપન કરવા માટે વિ. સં. ૧૫૧૫ ના અષાડ વદિ ૧ ને શુક્રવારે ઉપર્યુક્ત સં. **મંડલિકે** કરાવી અને તેની ખરતર ગચ્છના શ્રી જિનચંદ્રસૂરિજીએ પ્રતિષ્ઠા કરી એવી મતલબનો તેના ઉપર લેખ છે.[૧૭૪]

---

* આ **માંજૂ** શ્રાવિકા, સંઘપતિ **મંડલિક**ના નાના ભાઇ માલાની ધર્મપત્ની થાય છે.

ત્રીજા માળના ચૌમુખજીની ચારે મૂર્ત્તિઓ શ્રીપાર્શ્વનાથ ભગવાન્‌ની છે અને તે ચારે સં૦ મંડલિકે કરાવેલી છે, તેની પ્રતિષ્ઠા પણ ઉપરની મૂર્ત્તિઓની સાથેજ વિ. સં. ૧૫૧૫ ના અષાડ વદિ ૧ ને શુક્રવારે થએલી છે. આમાંની ચોથી મૂર્ત્તિ ઉપર લખ્યું છે કે–द्वितीयभूमौ श्रीपार्श्वनाथः[૧૭૫] ( બીજા માળમાં સ્થાપન કરેલા શ્રીપાર્શ્વનાથ. ) આ ઉપરથી જણાય છે કે–આ મૂર્ત્તિ ખાસ બીજા માળ માટે બનેલી છે, તેથી પહેલાં તો તે બીજે માળે જ સ્થાપન કરેલી હશે, પરંતુ પાછળથી કોઈ કારણસર ત્રીજે માળે સ્થાપન કરી હશે. ત્રીજા માળમાં ઉપર્યુક્ત કુલ ચાર જ મૂર્ત્તિઓ છે.

આ મંદિરની કુલ મૂર્ત્તિઓ.

૧ નીચેના માળની ચૌમુખજીની પરિકરવાળી ભવ્ય અને મોટી મૂર્ત્તિઓ ૪.
૨ પરિકર વિનાની મૂર્ત્તિઓ ૫૭.
૩ અંબિકાદેવીની મૂર્ત્તિ ૧ ( બીજા માળમાં ).





ખરતરસહી આદિ ચાર મંદિરોનું દૂરથી ખેંચેલું બહારનું દૃશ્ય.

## દેલવાડાના પાંચે જૈન મંદિરોની કુલ મૂર્તિઓ.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| નંબર. | મૂર્તિઓ વિગેરે. | વિમલવસહી. | લુણવસહી. | પિત્તલહર. | ચૌમુખજી. | મહાવીર સ્વામી. | ચાર દેરીઓ. | કુલ. |
| ૧ | પંચતીર્થીના પરિકરવાળી ધાતુની મોટી ૧૦૮ મણની મૂલનાયક શ્રી આદીશ્વર ભ૦ ની મૂર્તિ... | | | ૧ | | | | ૧ |
| ૨ | ધાતુની મોટી એકલ મૂર્તિઓ... | ૨ | | ૪ | | | | ૬ |
| ૩ | પંચતીર્થીના પરિકરવાળી મૂર્તિઓ | ૧૭ | ૪ | ૪ | | | | ૨૫ |
| ૪ | ત્રિતીર્થીના „ „ | ૧૧ | | ૧ | | | ૧ | ૧૩ |
| ૫ | સાદા „ „ | ૬૦ | ૭૨ | | | | ૧ | ૧૩૩ |
| ૬ | પરિકર વિનાની „ | ૧૩૬ | ૩૦ | ૮૩ | ૫૭ | ૧૦ | ૨ | ૩૧૮ |
| ૭ | કાઉસ્સગ્ગીયા મોટા ... ... | ૨ | ૬ | | | | ૧ | ૯ |
| ૮ | ચૌમુખજીના મંદિરના નીચેના માળના મૂલનાયકજીની પરિકર-વાળી મોટી મૂર્તિઓ... ... | | | | ૪ | | | ૪ |
| ૯ | ત્રણ ચોવિશીના પટ... ... | ૧ | ૧ | | | | | ૨ |
| ૧૦ | ૧૭૦ જિનનો „... ... | ૧ | | | | | | ૧ |

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | એક ચોવિશીના પટ્ટ... ... | ૭ | ૩ | | | | | ૧૦ |
| ૧૨ | જિન-માતા ચોવિશીના પટ્ટ સંપૂર્ણ | ૧ | ૧ | | | | | ૨ |
| ૧૩ | ,, ,, ,, ,, અપૂર્ણ | | ૧ | | | | | ૧ |
| ૧૪ | અશ્વાવબોધ અને સમળીવિહાર તીર્થનો પટ્ટ ... ... | | ૧ | | | | | ૧ |
| ૧૫ | ધાતુની નાની ચોવિશી ... | ૧ | | | | | | ૧ |
| ૧૬ | ,, ,, પંચતીર્થી ... | ૧ | ૨ | | | | | ૩ |
| ૧૭ | ,, ,, ત્રિતીર્થી ... | | | ૧ | | | | ૧ |
| ૧૮ | ,, ,, એકતીર્થી ... | ૧ | ૩ | ૩ | | | | ૭ |
| ૧૯ | ,, બહુ જ નાની એકલ પ્રતિમા | ૨ | | | | | | ૨ |
| ૨૦ | ,, અંબિકા દેવીની મૂર્ત્તિ ... | ૧ | | | | | | ૧ |
| ૨૧ | ચોવિશીમાંથી છુટી પડી ગએલી નાની જિન મૂર્ત્તિઓ. ... | ૬ | ૨ | | | | | ૮ |
| ૨૨ | પરિકરમાંથી છુટા પડી ગએલા કાઉસ્સગ્ગીયા. ... ... | ૧ | | ૭ | | | | ૮ |
| ૨૩ | આદીશ્વર ભ૦ની ચરણપાદુકા જોડી | ૧ | | | | | | ૧ |
| ૨૪ | પુંડરીક સ્વામિની મૂર્ત્તિ ... | | | ૧ | | | | ૧ |

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨૫ | ગૌતમ સ્વામિની મૂર્તિ... | | | ૧ | | | | ૧ |
| ૨૬ | રાજીમતીની " | | ૧ | | | | | ૧ |
| ૨૭ | સમવસરણની રચના ... | ૪ | | | | | | ૪ |
| ૨૮ | મેરૂપર્વતની રચના ... ... | | ૧ | | | | | ૧ |
| ૨૯ | આચાર્ય મહારાજની મૂર્તિઓ... | ૩ | ૨ | | | | | ૫ |
| ૩૦ | શ્રાવક–શ્રાવિકાનાં મોટાં યુગલ... | ૪ | | | | | | ૪ |
| ૩૧ | શ્રાવકોની મૂર્તિઓ | ૪ | ૧૦ | | | | | ૧૪ |
| ૩૨ | શ્રાવિકાઓની " | ૪ | ૧૫ | | | | | ૧૯ |
| ૩૩ | દેરી નં. ૧૦ માં હાથી ઉપર તથા ઘોડા ઉપર બેઠેલ શ્રાવકની બે મૂર્તિઓ વાળો પટ ... | ૧ | | | | | | ૧ |
| ૩૪ | દેરી નં. ૧૦ માં નીના આદિ શ્રાવકોની મૂર્તિઓ ૮ વાળો પટ | ૧ | | | | | | ૧ |
| ૩૫ | નવચોકીના ગોખલામાં ત્રણ શ્રાવિકાની મૂર્તિવાળો પટ ... | ૧ | | | | | | ૧ |
| ૩૬ | યક્ષની મૂર્તિઓ | ૨ | ૨ | | | | | ૪ |
| ૩૭ | અંબિકા દેવીની " | ૭ | ૨ | ૧ | ૧ | | ૨ | ૧૩ |
| ૩૮ | લક્ષ્મી દેવીની " | ૧ | | | | | | |

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩૯ | ભૈરવજીની મૂર્ત્તિ ... | ૧ | | | | | | ૧ |
| ૪૦ | પરિકરમાથી છુટી પડી ગએલ ઇંદ્રની મૂર્ત્તિ ... | ૧ | | | | | | ૧ |
| ૪૧ | મૂલનાયકજી વિનાનુ ચાર તીર્થાનુ ખાલી પરિકર | | ૧ | | | | | ૧ |
| ૪૨ | ખાલી સાદા પરિકર . | | ૨ | | | | | ૨ |
| ૪૩ | શ્રાવક—શ્રાવિકાના ખ ડિત યુગલ[1] | | ૩ | | | | | ૩ |
| ૪૪ | પાષાણમા કોતરેલો ય ત્ર | ૧ | | | | | | ૧ |
| ૪૫ | સુ દર કોરણીવાળા આરસના હાથી | ૧૦ | ૧૦ | | | | | ૨૦ |
| ૪૬ | મોટા ઘોડા | ૧ | | | | | | ૧ |
| ૪૭ | ઘોડા ઉપર બેઠેલ વિમલમ ત્રીની મૂર્ત્તિ[2] | ૧ | | | | | | ૧ |
| ૪૮ | તેની પાછળ છત્ર લઇને ઉભેલ ,, | ૧ | | | | | | ૧ |
| ૪૯ | હાથી ઉપર બેઠેલ શ્રાવકોની ,, | ૩ | | | | | | ૩ |
| ૫૦ | ,, ,, ,, મહાવતોની ,, | ૫ | | | | | | ૫ |

૧ અમારી સૂચનાથી આની ગયા વર્ષમા મરામત થઇ છે.

૨ વિમલવસહિની હસ્તિશાળાની મૂર્ત્તિઓની ગણત્રી વિમલવસહી મ દિરની સાથે કરેલી છે.

# ઓરીયા.

દેલવાડાથી ઉત્તર-પૂર્વમાં (ઇશાન ખુણામાં) લગભગ ૩॥ માઇલ દૂર **ઓરીયા** નામનું ગામ છે. દેલવાડાથી અચલગઢ જતાં પાકી સડકે લગભગ ૩ માઇલ જવાથી સડક ઉપર જ, અચલગઢ જૈનમંદિરોના કારખાના તરફથી એક પાકું મકાન બનેલું છે, ત્યાં એ જ કારખાના તરફથી પાણીની પરબ બેસે છે.ત્યાંથી ઓરીયાની સડકે ||| માઇલ જવાથી ઓરીયા ગામ આવે છે. આ ગામ પ્રાચીન છે. આના સંસ્કૃત ગ્રન્થોમાં ओरियासकपुर, ओरीसाग्राम અને ओरासाग्राम વગેરે નામો [172] આવે છે, અહિં શ્રી સંઘે બંધાવેલું શ્રી મહાવીરસ્વામિનું એક પ્રાચીન અને મોટું મંદિર છે. આ મંદિરની દેખરેખ અચલગઢ જૈનમંદિરોના કાર્યવાહકો રાખે છે. અહિં શ્રાવકનું ઘર, ધર્મશાળા કે ઉપાશ્રય વગેરે કાંઇ નથી. આ ગામની બહાર કોટેશ્વર (કનખલેશ્વર) મહાદેવનું એક પ્રાચીન મંદિર† છે. બીજી તરફ ગામ બહાર સિરોહીસ્ટેટનો એક ડાકબંગલો છે. એ જ રસ્તે પાછા આવી અચલગઢની સડકે ચઢી અચલગઢ જવું અથવા ઓરીયાથી સિધે રસ્તે પગદંડીથી ૧॥ માઇલ ચાલી અચલગઢ જવું. રાજપુતાના હોટલથી ઓરીયા ૪॥ માઇલ થાય છે.

**શ્રીમહાવીરસ્વામિનું મંદિર.**

ઓરિયાનું આ મંદિર, 'શ્રીમહાવીરસ્વામિનું મંદિર'

---

† કોટેશ્વર માટે આગળ 'હિંદુતીર્થો અને દર્શનીય સ્થાનો' નામના પ્રકરણનો નવમો નંબર જૂઓ.

કહેવાય છે. પુરાતત્ત્વવેત્તા રા. બ. મ. મ. શ્રીમાન્ ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ પોતાના લખેલા સિરોહી રાજ્યના ઇતિહાસના પૃષ્ઠ ૭૭માં એ જ વાતને પુષ્ટિ આપતાં લખ્યું છે કેઃ—" આ મંદિરમાં મૂલ નાયકજી તરીકે મુખ્ય મૂર્તિ શ્રી મહાવીરસ્વામી ભગવાન્‌ની અને તેમની એક બાજુમાં શ્રીપાર્શ્વનાથ ભ. અને બીજી બાજુમાં શ્રી શાન્તિનાથ ભ૦ ની મૂર્તિ છે.

પરંતુ ચોક્કસ રીતે તપાસ કરતાં અત્યારે આ મંદિરમા મૂલનાયકજી તરીકે શ્રીમહાવીરસ્વામિને બદલે શ્રી આદીશ્વર ભગવાન્‌ની મૂર્તિ બિરાજમાન છે, જમણી બાજુએ શ્રી પાર્શ્વનાથ ભ. અને ડાબી બાજુએ શ્રી શાન્તિનાથ ભ. ની મૂર્તિ છે. મૂલનાયકજીની મૂર્તિનો આ ફેરફાર કયારે થયો તે માટે દેલવાડા–અચલગઢમાં લોકોને પૂછતાં કાંઇ પત્તો લાગ્યો નથી. આ પ્રમાણે મૂલનાયકજીની મૂર્તિમાં ફેરફાર થઇ ગયો છે, છતાં હજુ પણ લોકો આ મંદિરને શ્રી મહાવીરસ્વામિનું જ મંદિર કહે છે.

આ મંદિરમાં ઉપર્યુક્ત ત્રણ મૂર્તિઓ સિવાય ચોવિશીના પટ્ટમાંથી છુટી પડી ગએલી ભગવાન્‌ની સાવ નાની મૂર્તિઓ ૩ તથા જિન–માતાની ચોવિશીનો ખંડિત પટ્ટ ૧ છે. આ મંદિરમાં એક પણ લેખ જોવામાં આવ્યો નથી, તેથી આ મંદિર કોણે અને કયારે બંધાવ્યું તે ચોક્કસ રીતે જાણવામાં આવ્યું નથી.[૧૭૭] ચૌદમી શતાબ્દીના લગભગ મધ્ય સમયમાં શ્રીમાન્ જિનપ્રભસૂરિજીએ બનાવેલા 'તીર્થકલ્પ' અન્તર્ગત

'અર્બુદ કલ્પ 'માં આબૂ ઉપર ફક્ત વિમલવસહી, લૂણવસહી અને અચલગઢમાં કુમારપાલ રાજાનું બંધાવેલું મહાવીરસ્વામિનું, આ ત્રણ જ મંદિરનું વર્ણન આપ્યું છે. તે ઉપરથી જણાય છે કે–આ મંદિર ચૌદમી શતાબ્દી પછી બન્યું છે. જો તે પહેલાં બનેલું હોત તો ઉપરના 'અર્બુદકલ્પ'માં તેનું નામ કે વર્ણન જરૂર હોત. શ્રીમાન્ સોમસુંદરસૂરિ રચિત 'અર્બુદગિરિકલ્પ' (કે જે લગભગ પંદરમી શતાબ્દિના અન્તમાં બનેલો છે.) માં લખ્યું છે કે:—"ઓરિયાસકપુર (ઓરિયા) માં શ્રીસંઘે બંધાવેલા નવીન જિનમંદિરમાં શ્રી શાંતિનાથ ભગવાન બિરાજે છે." આ ઉપરથી આ મંદિર પંદરમી શતાબ્દીના અંતમાં બન્યું હોય એમ જણાય છે. મંદિર બન્યું ત્યારે તેમાં મૂલનાયકજી તરીકે શ્રીશાંતિનાથ ભગવાન[૧૭૮] બિરાજમાન કર્યા હશે. પણ પાછળથી જીર્ણોદ્ધાર વખતે તેમાં મૂલનાયકજી તરીકે શ્રી મહાવીરસ્વામિની મૂર્ત્તિ બિરાજમાન કરી હશે, તેથી આ મંદિર શ્રીમહાવીરસ્વામિના મંદિર તરીકે પ્રસિદ્ધિને પામ્યું હશે, અને એ જ કારણથી તેમાં અત્યારે મૂલનાયકજીના સ્થાને શ્રીઋષભદેવ ભગવાનની મૂર્ત્તિ બિરાજમાન હોવા છતાં તે મંદિર હજુ પણ શ્રીમહાવીરસ્વામિના મંદિર તરીકે ઓળખાય છે.



## અચલગઢ.

દેલવાડાથી ઉત્તર–પૂર્વ (ઇશાનખુણા) માં લગભગ ૪॥ માઇલ દૂર અને ઓરીયાથી દક્ષિણમાં લગભગ ૨ માઇલ દૂર અચલગઢ નામનું ગામ છે. દેલવાડાથી અચલગઢ સુધી પાકી સડક છે. અચલગઢની તલેટી સુધી બળદગાડીઓ અને ઘરની –નાની મોટરો (ભાડાની મોટરો–લોરીઓને આ સડકે ચલાવવાની મનાઇ છે.) વગેરે જઇ શકે છે. ઓરીયા ગામ જવાની સડક જુદી પડે છે, અને જેના નાકા ઉપર પાણીની પરબ છે, ત્યાંથી અચલગઢની તલેટી સુધી પાકી સડક અને અચલગઢ ઉપર ચડવા માટે પગથીયાં, અચલગઢ જૈનમંદિરોના કાર્યાલય તરફથી થોડાં વર્ષો પહેલાં બંધાવવામાં આવ્યાં છે. ત્યારથી યાત્રાળુઓને ત્યાં જવા–આવવા માટે વિશેષ અનુકૂલતા થઇ છે.

અચલગઢ ગામ, એક ઉંચી ટેકરી ઉપર વસેલું છે ત્યાં પહેલાં વસ્તી વધારે હતી. અત્યારે પણ થોડી ઘણી વસ્તી છે. આ શિખરના ઉપરના ભાગમાં એક કિલ્લો બનેલો છે, તેનું નામ 'અચલગઢ' છે, તેથી આ ગામને પણ લોકો અચલગઢ

રની બાજુમાં, રસ્તા ઉપરથી જમણા હાથ તરફ અચલેશ્વરજીના મહંતને રહેવાનાં મકાનો (જે અત્યારે ખાલી છે.) અને મંદિરની પછવાડે મંદિરની જૂની વાવડી તથા બગીચો છે. ત્યાંથી થોડું આગળ જતાં જમણા હાથ તરફ કિલ્લાની દીવાલમાં ગણેશજીની મૂર્ત્તિ છે. આ સ્થાન ગણેશપોળના નામથી ઓળખાય છે. ત્યાંથી થોડું આગળ જતાં હનુમાનપોળ આવે છે, પોળના દરવાજા બહાર એક દેરીમાં હનુમાનજીની મૂર્ત્તિ છે. અહિંથી ઉપર ચડવા માટે ચૂનાથી બાંધેલાં પગથીયાંનો ઘાટ શરૂ થાય છે. આ પોળની પાસે ડાબા હાથપર કપૂરસાગર નામનું પાકું બાંધેલું નાનું એક તલાવ છે, તેમાં બારે માસ પાણી રહે છે, તેના કાંઠા પર જૈન શ્વે૦ કાર્યાલયનો એક નાનો બગીચો છે. અહિંથી થોડું ઉપર ચડતાં ચંપાપોળ આવે છે, તેના દરવાજા બહાર એક તરફ મહાદેવજીની દેરી છે. અહિંથી થોડું ઉપર ચડતાં શ્રીલક્ષ્મીનારાયણનું એક નાનું મંદિર આવે છે. ત્યાંથી થોડું ઉપર ચડતાં જૈન શ્વે૦ કાર્યાલય, જૈન ધર્મશાલા અને શ્રીકુંથુનાથ ભ૦નું મંદિર આવે છે. રસ્તાની બન્ને બાજુએ મહાજન વગેરે લોકોનાં થોડાં મકાનો આવે છે. ત્યાંથી થોડું ઉંચે ચડતાં ડાબા હાથ તરફની દીવાલમાં શ્રીભૈરવજીની મૂર્ત્તિ છે. આ સ્થાન ભૈરવપોળના નામથી ઓળખાય છે. અહિંથી જરા આગળ જતાં મોટી જૈન ધર્મશાળા આવે છે. તેની અંદર થઇને જરા ઉંચે ચડતાં પ્રથમ શ્રી આદીશ્વર ભ૦ નું નાનું મંદિર અને ત્યાંથી પણ જરા ઉંચે ચડવાથી શિખરની ટોચ ઉપર શ્રી ચૌમુખજીનું મોટું મંદિર

આવે છે. આ સ્થાનને અહિંના લોકો "નવંતા જોધ" નામથી ઓળખાવે છે.

મોટી ધર્મશાળાના દરવાજા પાસેથી ઉંચું ચડવાનો રસ્તો છે, ત્યાંથી થોડું ઉંચે ચડતાં એક પડી ગએલો જૂનો દરવાજો આવે છે. તે કુંભારાણાના વખતનો છઠ્ઠો દરવાજો કહેવાય છે. ત્યાંથી થોડું ઉપર ચડતાં, શ્રાવણ–ભાદરવો નામના બે કુંડો આવે છે, જેમાં બારે માસ પાણી રહે છે. ત્યાંથી થોડું ઉંચે ચડતાં પર્વતના શિખરની પાસે અચલગઢ નામનો એક જૂનો અને તૂટેલો કિલ્લો આવે છે. ત્યાંથી એક બાજુમાં જરા નીચે ઉતરતાં પહાડને કોતરીને બનાવેલી બે માળની એક ગુફા આવે છે, તેને લોકો સત્યવાદી રાજા હરિશ્ચંદ્રની અથવા ગોપીચંદજીની ગુફા કહે છે. આ ગુફાની ઉપર એક જૂનું મકાન છે, તેને લોકો કુંભારાણાનો મહેલ કહે છે. અહિંથી સિધે રસ્તે નીચે ઉતરી અચલગઢ આવી શકાય છે.

શ્રાવણ–ભાદરવાની એક બાજુના કીનારાના ઉપરના ભાગમાં કીનારાથી થોડે દૂર આસુંડાદેવીનું એક નાનું મંદિર આવેલું છે.

લઇ જવાનો કારખાના તરફથી બંદોબસ્ત છે. તેમજ અહિં કારખાના તરફથી થોડાં વર્ષોથી યાત્રાળુઓની સગવડ માટે વીશીનો બંદોબસ્ત થયો છે. માણસ દીઠ એક ટંકના ચાર આના લ્યે છે. અહિંના હવા પાણી વધારે સારાં કહેવાય છે, અહિં પ્રતિવર્ષ માહ શુદિ ૫ ને દિવસે મોટો મેળો ભરાય છે. અહિંના કારખાનાની દેખરેખ રોહિડાના શ્રી સંઘની કમીટી રાખે છે. ઓરીયાના રસ્તા ઉપરની પાણીની પરબ, ઓરીયાના દેરાસરની સંભાળ, આબૂરોડના રસ્તા ઉપરની આરણા જૈન ધર્મશાળા (આરણા તલેટી) અને ત્યાં યાત્રાળુઓને અપાતું ભાતું વગેરે અચલગઢના કારખાના ( કાર્યાલય ) તરફથી ચાલે છે.

ઉપર કહેવામાં આવ્યો તે કિલ્લો મેવાડના મહારાણા કુંભકર્ણ ( કુંભાએ ) વિ. સ ૧૫૦૯ મા બંધાવ્યો હતો. મહારાણા કુંભકર્ણ આ કિલ્લામા ઘણી વાર રહેતા હતા. તેમજ ઉપર કહેવામાં આવ્યું છે તે ચૌમુખજીનું મોટું બે માળનું મંદિર, અચલગઢના જ રહેવાસી સંઘવી સહસાએ બંધાવ્યું છે. જે સમયે મેવાડ દેશના અધિપતિ મહારાણા કુંભકર્ણ સ્વયં પોતાના સામંત, યોદ્ધાઓ અને પરિવાર સાથે આ કિલ્લામાં રહેતા હશે, અને જે ઠેકાણે ઉપર્યુક્ત ચૌમુખજીનું વિશાલ મંદિર બંધાવનાર સંઘવી સહસા જેવા ધનાઢ્ય શ્રાવકો રહેતા હશે, તે અચલગઢની તે સમયે જાહોજલાલી કેટલી હશે અને ત્યા ધનાઢ્ય અને સુખી શ્રાવકોની વસ્તી કેટલી હશે તે વાતને વાચકો સ્વયં સમજી શકે તેમ હોવાથી તે માટે વિશેષ વિવેચન કરવાની જરૂર રહેતી નથી.

## અચલગઢનાં જૈનમંદિરો.

### (૧) ચૌમુખજીનું મુખ્ય મંદિર.

રાજાધિરાજ શ્રી જગમાલના[૧૭૯] રાજ્યમાં અચલગઢ નિવાસી પ્રાગ્વાટ (પોરવાડ) જ્ઞાતીય સંઘવી સાલિગના પુત્ર સંઘવી સહસાએ[૧૮૦] આ મંદિર બંધાવ્યું, અને શ્રી ઋષભદેવ ભગવાન્‌ની ધાતુની બહુ જ ભવ્ય અને મોટી મૂર્ત્તિ પોતે કરાવીને આ મંદિરના ઉત્તર દ્વારમાં મુખ્ય મૂલનાયકજી તરીકે બિરાજમાન કરીને તેની પ્રતિષ્ઠા વિ. સં. ૧૫૬૬ ના ફાગણ શુદિ ૧૦ ને દિવસે પોતાના કાકા આસાએ કરાવેલા મોટા મહોત્સવથી તપગચ્છાચાર્ય શ્રીજયકલ્યાણસૂરીશ્વરજી[૧૮૧] પાસે કરાવી. આ મૂર્ત્તિ (કદાચ આ મંદિર પણ) મીસ્રી વાચ્છાન પુત્ર મીસ્રી દેપાના પુત્ર મીસ્રી અર્બુદના પુત્ર મીસ્રી હરદાસે બનાવેલ છે. ઉપરની હકીકતવાળો વિ. સં. ૧૫૬૬નો આ મૂત્તિ ઉપર વિસ્તૃત લેખ[૧૮૨] છે.

બીજા (પૂર્વ દિશાના) દ્વારમાં મૂલનાયક તરીકે શ્રી આદીશ્વર ભગવાન્‌ની ધાતુની મોટી અને ભવ્ય મૂર્ત્તિ બિરાજમાન છે. આ મૂર્ત્તિ મેવાડમાં આવેલા કુંભલમેરૂ નામના ગામમાં રાજાધિરાજશ્રી કુંભકર્ણના રાજ્યમાં શ્રી તપાગચ્છીય સંઘે કરાવેલા ચૌમુખ મંદિરનાં (કે જેમાં આબૂથી લાવેલ ધાતુની મોટી અને મનોહર શ્રી આદીશ્વર ભગવાન્‌ની મૂર્ત્તિ મૂલનાયકજી તરીકે બિરાજમાન હતી.) બીજાં દ્વારોમાં બિરાજમાન કરવા માટે કુંભલમેરૂના[૧૮૩] તપાગચ્છીય સંઘે કરાવી છે,

અને તેની પ્રતિષ્ઠા ડૂંગરપુર નગરમાં રાજા **સોમદાસના** રાજ્યમાં ઓસવાલ શાહ **સાલ્હાએ**[૮૪] કરાવેલા વિસ્મય પમાડનાર મહોત્સવથી તપગચ્છાચાર્યશ્રી લક્ષ્મીસાગરસૂરીશ્વરજીએ વિ. સં. ૧૫૧૮ના વૈશાખ વદિ ૪ ને દિવસે કરી છે. આ મૂર્તિ ડૂંગરપુર નિવાસી મીંત્રી લુંભા અને લાંપા વગેરેએ બનાવી છે. એવી મતલબનો આ મૂર્તિ ઉપર મોટો લેખ છે.[૮૫]

ત્રીજા (દક્ષિણ દિશાના) દ્વારમાં મૂલનાયકજી તરીકે શ્રી શાંતિનાથ ભગવાન્‌ની ધાતુની મોટી અને મનોહર મૂર્તિ બિરાજમાન છે. આ મૂર્તિ પણ કુંભલમેરૂના ચૌમુખ મંદિરમાં સ્થાપન કરવા માટે વિ. સં. ૧૫૧૮ માં ઉપર લખ્યા પ્રમાણે ડૂંગરપુરમાં મોટી ધામધૂમથી પ્રતિષ્ઠા મહોત્સવ કરનાર ડૂંગરપુર નિવાસી ઓસવાલ શાહ **સાલ્હાની** માતા શ્રાવિકા માંદેએ કરાવી છે. આ મૂર્તિ ઉપર પણ લગભગ ઉપરની જ મતલબનો વિ. સં. ૧૫૧૮ ના વૈશાખ વદિ ૪ નો મોટો લેખ છે. આ બીજા અને ત્રીજા દ્વારના મૂલનાયકજીની તથા બીજી પણ કેટલીક મૂર્તિઓ પાછીથી કોઇ પણ કારણને લીધે કુંભલમેરૂથી અહિં લાવીને પધરાવવામાં આવી હોય એમ જણાય છે.

ચોથા (પશ્ચિમ દિશાના) દ્વારમાં મૂલનાયક તરીકે શ્રી આદીશ્વર ભગવાનની ધાતુની મોટી મનોહર મૂર્તિ બિરાજમાન છે. આ મૂર્તિ વિ. સં. ૧૫૨૯ માં ડૂંગરપુરના શ્રાવકોએ કરાવેલી છે, એવી મતલબનો તેના ઉપર મોટો લેખ છે.

આ ચારે મૂલનાયકજીની મૂર્ત્તિઓ ધાતુની બહુ જ મોટી અને મનોહર આકૃતિવાળી છે. ચારે મૂર્ત્તિઓની બેઠકો પર, ઉપર લખેલા સંવતના મોટા અને સુસ્પષ્ટ લેખો છે.

પહેલા દ્વારના મુખ્ય મૂલનાયકજીની બન્ને બાજુએ ધાતુના મોટા અને બહુ જ સુંદરાકૃતિવાળા બે કાઉસગ્ગીયા છે । તે બન્ને ઉપર વિ. સં. ૧૧૩૪ ના લેખો છે. પણ તે લેખો જૂના હોવાથી કાંઇક ઘસાઇ ગયા છે, તેમજ પ્રકાશનો અભાવ અને સ્થાનની વિષમતાને લીધે વાંચવામા મુશ્કેલી પડે તેમ છે, તો પણ વધારે મહેનત કરવાથી થોડા થોડા વંચાઇ શકે ખરા. બીજા (પૂર્વ) દ્વારના મૂલનાયકજીની બન્ને બાજુએ આરસના મોટા અને મનોહર આકૃતિવાળા બે કાઉસગ્ગીયા છે, તે પ્રત્યેક કાઉસગ્ગીયામાં, વચ્ચેના મુખ્ય કાઉસગ્ગીયા અને બન્ને બાજુ તથા ઉપરની મૂર્ત્તિઓ મળીને કુલ બાર જિનમૂર્ત્તિઓ, બે ઇંદ્રો, એક શ્રાવક અને એક શ્રાવિકાની મૂર્ત્તિઓ કોતરેલી છે. બન્ને શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્ત્તિઓ છે, અને તે બન્ને મૂર્ત્તિઓ એક જ ધણીએ બનાવરાવી હોય તેમ લાગે છે. તેમાના ડાબી બાજુના કાઉસગ્ગીયા ઉપર વિ. સં. ૧૩૦૨ નો લેખ છે.

ત્રીજા દ્વારના મૂલનાયકજીની ડાબી બાજુની ધાતુની મૂર્ત્તિ ઉપર વિ. સં. ૧૫૬૬ નો, જમણી બાજુની આરસની મૂર્ત્તિ ઉપર વિ સં ૧૫૩૭ નો અને ચોથા દ્વારના મૂલનાયકજીની બન્ને બાજુની ધાતુની બન્ને મૂર્ત્તિઓ ઉપર વિ. સં. ૧૫૬૬ના લેખો છે.

આ પ્રમાણે નીચેના મૂલગભારામાં મૂલનાયકજીની ધાતુની મોટી મૂર્તિઓ ૪, ધાતુના મોટા કાઉસગ્ગીયા ૨, ધાતુની મોટી એકલ મૂર્તિઓ ૩, આરસની મૂર્તિ ૧ અને આરસના મોટા કાઉસ્સગ્ગીયા ૨ છે. મૂલગભારાની બહાર ગૂઢમંડપના બન્ને બાજુના ગોખલામાં મળીને ભગવાનની મૂર્તિઓ ૩ છે.

સભામંડપની અંદર બન્ને બાજુએ એક એક દેરી છે, તેમાંની જમણી બાજુની દેરીની અંદર મૂલનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાન તેમની જમણી બાજુએ શ્રીશાંતિનાથ ભગવાન અને ડાબી બાજુએ શ્રીનેમિનાથ ભગવાનની મૂર્તિઓ છે. આ ત્રણે મૂર્તિઓ વિ. સં. ૧૬૯૮ માં સિરોહીના રહેવાસી પોરવાડ શાહ વણવીરના પુત્રો શાહ રાઉત, લખમણ અને કર્મચંદે કરાવેલ છે. આવી મતલબના આ ત્રણે મૂર્તિઓ ઉપર લેખો[૮૬] છે. આ દેરીમાં કુલ મૂર્તિઓ ૩ છે.

ડાબી બાજુની દેરીમાં મૂલનાયક શ્રીનેમિનાથ ભગવાનની ધાતુની બહુ સુંદર મૂર્તિ છે. આ મૂર્તિ વિ. સં. ૧૫૧૮માં પ્રાગ્વાટ (પોરવાડ) જ્ઞાતીય દોસી ડૂંગર પુત્ર દોસી ગોઇંદે (ગોવિંદે) કરાવી છે, એવી મતલબનો તેના ઉપર લેખ[૮૭] છે. આ મૂર્તિ પણ કુંભલમેરૂથી અહિં લાવવામાં આવી છે. મૂલનાયકજીની બન્ને બાજુમાં બે મૂર્તિઓ છે, તે બન્ને ઉપર વિ. સં. ૧૬૯૮ ના લેખો છે. આ દેરીમાં પણ કુલ મૂર્તિઓ ૩ છે.

આ મંદિરની ભમતીમાં બીજા માળ ઉપર ચડવાના રસ્તા પાસે આરસની એક છત્રી છે. તેમાં એક પાદુકાપટ્ટ છે. અર્થાત્ એક જ પાષાણની અંદર નવ જોડી પગલાં કોતરેલાં છે.

તેમાં સૌથી વચ્ચે (૧) શ્રી જંબૂસ્વામિનાં પગલાં છે, તેની ચારે બાજુમાં (૨) શ્રી વિજયદેવસૂરિ, (૩) શ્રી વિજયસિંહસૂરિ, (૪) પં. શ્રી સત્યવિજય ગણી, (૫) પં. શ્રીકપૂરવિજય ગણી, (૬) પં. શ્રી ક્ષમાવિજય ગણી, (૭) પં. શ્રી જિનવિજય ગણી, (૮) પં. શ્રી ઉત્તમવિજય ગણી અને (૯) પં. શ્રી પદ્મવિજયગણીનાં પગલાં છે. આ પટ્ટ આબૂ ઉપર આવેલા અચલગઢમાં સ્થાપન કરવા માટે કરાવેલ છે. કરાવનારનું નામ લખેલું નથી. આ પટ્ટની પ્રતિષ્ઠા વિ. સં. ૧૮૮૮ ના માહ સુદિ ૫ ને સોમવારે પં. શ્રી રૂપવિજય ગણિએ કરેલ છે. ઉપરની મતલબનો તેના ઉપર લેખ [૧૮૮] છે. આ પાદુકા પટ્ટની પ્રતિષ્ઠા પં. શ્રી રૂપવિજયજી ગણીએ કરેલ હોવાથી અને તેમના ઉપદેશથી આ છત્રી બનેલ હોવાથી અહિંના લોકો આ છત્રીને રૂપવિજયજીની દેરી કહે છે.

બીજે માળે ચૌમુખજી તરીકે મૂલનાયકજી (૧) પાર્શ્વનાથજી, (૨) આદિનાથજી, (૩) આદિનાથજી અને (૪) આદિનાથજી બિરાજમાન છે. આ ચારે મૂર્તિઓ ધાતુની છે. પૂર્વદ્વારની મૂર્તિ ઉપર લેખ નથી, તે મૂર્તિ વધારે પ્રાચીન હોય તેમ જણાય છે. બાકીની ત્રણે મૂર્તિઓ પર વિ. સં. ૧૫૬૬ ના લેખો છે. બીજા માળમાં આ ચાર જ મૂર્તિઓ છે.

આ મંદિરમાં ઉપર નીચે થઇને ધાતુની કુલ ૧૪ મૂર્તિઓ છે, તે બધી મળીને ૧૪૪૪ મણ વજનની હોવાનું લોકોમાં કહેવાય છે.[૧૮૯] પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે તે બધી મૂર્તિઓ જુદા જુદા વર્ષોમાં જુદા જુદા ધણીઓએ કરાવી છે.

આ મંદિર × પહાડના એક ઉંચા શિખર ઉપર આવેલું હોવાથી તેના બીજા માળ ઉપર ચડીને જોતાં આબૂ પહાડની કુદરતી રમણીયતા, આબૂની નીચેની ભૂમિ અને દૂર દૂર સુધીના ગામોનું દૃશ્ય બહુ જ ચિત્તાકર્ષક લાગે છે.

આ મંદિરમાં બન્ને માળના મૂલનાયકજી વગેરે થઇને ધાતુની મોટી અને મનોહર મૂર્ત્તિઓ ૧૨, ધાતુના મોટા સુંદર કાઉસગ્ગીયા ૨, આરસના સુંદર કાઉસગ્ગીયા ૨ અને આરસની મૂર્ત્તિઓ ૯ એ પ્રમાણે આ મંદિરમાં કુલ મૂર્ત્તિઓ ૨૫ અને પાદુકાપટ્ટ ૧ છે.

---

## (૨) શ્રી આદીશ્વર ભગવાનનું મંદિર.

ચૌમુખજીના મંદિરથી થોડું નીચે આ મંદિર આવેલું છે. આમાં મૂળનાયકજી તરીકે શ્રી આદીશ્વર ભગવાન્ બીરાજમાન છે. તેની બન્ને બાજુએ બીજી બે મૂર્ત્તિઓ છે. મૂલ-

× અહિંના લોકોમાં દન્તકથા છે કે–અચલગઢ નામના કિલ્લામાંના પોતાના મહેલના ઝરૂખામાં બેસીને મેવાડના મહારાણા કુંભકરણ, ઉપર કહેલા ચૌમુખજીના મંદિરના બીજા માળના મૂલનાયક ભગવાનનાં દર્શન કરી શકે એવી રીતે આ ચૌમુખજીનું મંદિર બંધાવવામાં આવ્યું છે. પરન્તુ આ દન્તકથામાં કાંઇ વજુદ હોય એવું લાગતું નથી, કારણ કે મહારાણા કુંભકરણનો સ્વર્ગવાસ વિ. સં. ૧૫૨૫ માં થયો છે અને આ મંદિર વિ. સં. ૧૫૬૬ માં બન્યું છે. કદાચ સિરોહીના મહારાવ જગમાલના સંબંધમાં આ દન્તકથા હોય તો તે બનવા યોગ્ય છે, કારણ કે તે વખતે આબૂ ઉપર તેમનું આધિપત્ય હતું.

નાયકજીની મૂર્ત્તિ ઉપર વિ. સં. ૧૭૨૧નો લેખ છે. આ મૂર્ત્તિ અમદાવાદના રહેવાસી શ્રીશ્રીમાલી જ્ઞાતિના દોસી શાંતિદાસ શેઠે કરાવી છે, તે ઉપરથી આ મંદિર શ્રીમાન્ શાંતિદાસ શેઠે બંધાવ્યું હોય અથવા તેમણે કરાવેલી આ મૂર્ત્તિ બીજે ઠેકાણેથી લાવીને અહિં પધરાવવામાં આવી હોય, એમ જણાય છે.

આ મંદિરની ભમતીમાં નાની નાની દેરીઓ ૨૪, પગલાં વગેરેની છત્રીઓ ૪ અને શ્રી ચક્રેશ્વરી દેવીની દેરી ૧ છે. આ ૨૪ દેરીઓમાંની પ્રત્યેકમાં ભગવાન્‌ની અકેકેક મૂર્ત્તિ છે. તેમાં એક દેરીમાં પંચતીર્થીના પરિકરવાળી શ્રી કુંથુનાથ ભગવાન્‌ની મૂર્ત્તિ છે, તેના ઉપર વિ. સં. ૧૩૮૦ નો નાનો લેખ છે. ચાર છત્રીઓમાં પાદુકા જોડી ૪ છે, પ્રાયઃ તે ચારે પાદુકા યતિઓની છે. પાદુકા જોડીઓ ઉપર અર્વાચીન નાના નાના લેખો છે; તેમજ તેમાં સરસ્વતી × દેવીની એક નાની-

× સરસ્વતી દેવીનું દેવસ્થાન ઘણાં વર્ષોથી 'અચલગઢ' ઉપર હોવાનું જણાય છે. આ મૂર્ત્તિ પહેલાં ઉપર્યુક્ત ચક્રેશ્વરી દેવીની દેરીમાં અથવા અન્ય કોઇ ખાસ સ્થાનમાં હોવી જોઇએ. અને તેનું તે સમયમાં વિશેષ માહાત્મ્ય પ્રચલિત હોવું જોઇએ, કેમકે મહારાણા 'કુંભકરણ' જેવા પુરુષો પણ તેમની સામે બેસીને ધાર્મિક પંચાયતો કરતા હતા. દાખલા તરીકેઃ—આબુની યાત્રાએ આવતા કોઇ પણ જૈન યાત્રાળુઓ પાસેથી મુંડકું કે વળાવું (ચોકી) નહિં લેવા સંબંધીનો મેવાડના મહારાણા કુંભકરણ (કુંભારાણા)નો વિ. સં. ૧૫૦૬ નો લેખ, જે હાલ દેલવાડામાં લૂણવસહી મંદિરની બહારના કીર્ત્તિસ્તંભની પાસે છે. તે લેખ અચલગઢ ઉપર સરસ્વતી દેવીની સામે બેસીને નિર્ણય કરીને લખાએલો છે.

મૂર્ત્તિ અને પાષાણનો એક યંત્ર છે. ચક્રેશ્વરી દેવીની દેરીમાં ચક્રેશ્વરી* દેવીની મૂર્ત્તિ ૧ છે. એક ઓરડીમાં ભગવાનની લાકડાની બનેલી સુંદર પણ અપ્રતિષ્ઠિત મૂર્ત્તિઓ ૪ છે. આ મંદિર ઉપર કલશ કે ધ્વજા–દંડ નથી, તો તે ચડાવવા માટે શ્રીમાન્ શાંતિદાસ શેઠના વારસદારોએ અથવા શ્રી સંઘે ધ્યાન આપવાની જરૂર છે.

આ મંદિરમાં ભગવાનની કુલ મૂર્ત્તિઓ ૨૭, પાદુકા જોડી ૪, સરસ્વતી દેવીની મૂર્ત્તિ ૧, ચક્રેશ્વરી દેવીની મૂર્ત્તિ ૧ અને પાષાણનો યંત્ર ૧ છે.

---

## (૩) શ્રી કુંથુનાથ ભગવાનનું દેરાસર.

કારખાનાના મકાનની પાસે ઘરદેરાસર જેવું આ દેરાસર આવેલું છે. આ દેરાસર કોણે અને ક્યારે બંધાવ્યું, તે

---

* આ દેરીમાં ચક્રેશ્વરી દેવીની મૂર્ત્તિ હોવાનું કહેવાય છે. પણ ખરી રીતે તે ચક્રેશ્વરી દેવીની મૂર્ત્તિ નથી. કેમકે ચાર હાથવાળી આ મૂર્ત્તિના એક હાથમાં ખડગ, બીજા હાથમાં ત્રિશૂલ, ત્રીજા હાથમાં બીજોરું (ફલ) અને ચોથા હાથમાં પ્યાલા જેવું કંઈક છે, તથા વ્યાઘ્રનું વાહન છે. જ્યારે ચક્રેશ્વરી દેવીના જમણા ચાર હાથમાં વરદાન, બાણ, ચક્ર અને પાશ તથા ડાબા ચાર હાથમાં ધનુષ્ય, વજ્ર, ચક્ર અને અંકુશ હોય છે, તથા ગરૂડનું વાહન હોય, પણ આમાં તેમ નથી, માટે આ કોઇ બીજી દેવીની મૂર્ત્તિ જણાય છે. પરંતુ અહિં તે ચક્રેશ્વરી દેવી તરીકે પૂજાય છે.

જાણવામાં આવ્યું નથી. આ દેરાસરમાં મૂલનાયકજી તરીકે શ્રી કુંથુનાથ ભગવાન્‌ની ધાતુની બહુ જ મનોહર મૂર્ત્તિ બિરાજમાન છે. તેના ઉપર વિ. સં. ૧૫૨૭ નો લેખ છે. મૂલનાયકની બન્ને બાજુએ ધાતુના કાઉસગ્ગીયા ૨, આરસની મૂર્ત્તિ ૧, ધાતુની મોટી એકલ મૂર્ત્તિઓ ૨, ચૌમુખજી સ્વરૂપ ધાતુની ચાર સંયુક્ત મૂર્ત્તિઓવાળું સમવસરણ ૧, અને ધાતુની નાની મૂર્ત્તિઓ (એકતીર્થી, ત્રિતીર્થી, પંચતીર્થી અને ચોવિશી મળીને) ૧૬૪ છે. આ નાની મૂર્ત્તિઓમાં કેટલીક મૂર્ત્તિઓ વધારે પ્રાચીન પણ છે. આ નાની મૂર્ત્તિઓને ચૂના વડે સ્થિર કરેલી છે.* ઉપર પ્રમાણે આ દેરાસરમાં (સમવસરણની સંયુક્ત ચારે મૂર્ત્તિઓને જુદી જુદી ગણતાં) કુલ ૧૭૪ મૂર્ત્તિઓ છે.

આ દેરાસરજીમાં મૂલનાયકજીના ડાબા હાથ તરફની ધાતુની પંચતીર્થીઓની લાઇનની વચ્ચે ધાતુની એક એકલ મૂર્ત્તિ છે; આ મૂર્ત્તિ પદ્માસનવાળી છે, તેના જમણા ખભા ઉપર મુહપત્તિ અને શરીરપર કપડાની નિશાની છે, ઓઘો (રજોહરણ) અત્યારે નથી, પણ તે ગરદનની પાછળ બનાવેલો હશે, પાછળથી નિકળી ગયો હશે એમ લાગે છે. દેલવાડામાં ભીમાશાહના મંદિર અન્તર્ગત શ્રી સુવિધિનાથજીના મંદિરમાં શ્રી

---

* અહિં ધાતુની આ નાની મૂર્ત્તિઓનો પરિવાર ઘણો છે, તેથી બીજે કોઇ ઠેકાણે નવાં મંદિરોમાં મૂર્ત્તિઓની જરૂર હોય ત્યાં આપવામાં આવે તો ત્યાં સારી રીતે પૂજાય. માટે તેમ કરવા કારખાનાના વહીવટદારોએ ધ્યાન આપવાની જરૂર છે.

પુંડરીકસ્વામિની મૂર્ત્તિ છે, તેના જેવી જ આકૃતિવાળી આ મૂર્ત્તિ જણાય છે. તેથી આ મૂર્ત્તિ શ્રી પુંડરીકસ્વામિની અથવા કોઇપણ ગણધર ભગવાન્‌ની હોવી જોઇએ મૂર્ત્તિ ઉપર લેખ નથી.

પેઢીના મકાનની અંદર ગાદીની છત્રી પાસે પિતલના ત્રણ સુંદર ઘોડા છે, તેના ઉપર ઢાલ, તરવાર અને ભાલા આદિ શસ્ત્રોથી સજ્જ થએલા સવારો બેઠેલા છે. વચ્ચેના ઘોડાના સવારને માથે છત્ર છે. બીજા બન્ને ઘોડાના સવારોને માથે પણ છત્ર હોવાનાં ચિહ્નો છે, પરંતુ પાછળથી છત્રો નીકળી ગયા હોય તેમ જણાય છે. સવાર સહિત આ પ્રત્યેક ઘોડાનું વજન ૨॥ મણ છે, અને એક એક ઘોડાને બનાવવામાં એકસો મહમુદી * નો ખર્ચ થયો છે. આ ઘોડા ડૂંગરપુરમાં બન્યા છે.

તેમાં વચ્ચેનો છત્રવાળો ઘોડો કુલ્કી ( કલંકી ) અવતારના પુત્ર ધર્મરાજ દત્ત રાજાનો છે, અને તે મેવાડદેશમાં કુંભલમેરૂ નામના મહાદુર્ગમાં મહારાણા કુંભકરણના રાજ્યમાં ચૌમુખજીને પૂજનાર શાહ પન્ના પુત્ર શાહ શાહૂલે વિ. સં. ૧૫૬૬ ના માગશર શુદિ ૧૫ ને દિવસે કરાવેલ છે. આ મતલબનો તેના ઉપર લેખ [૧૯૦] છે. × આ લેખ ઉપરથી આ

* મહમુદી એટલે તે વખતે ચાલતો ચાદીનો સિક્કો.

× વિ સં. ૧૫૬૬ ના આ લેખમા **श्रीमेदपाटदेशे कुम्भलमेरमहादुर्गे श्रीराणाश्रीकुंभकरणविजयराज्ये** એ પ્રમાણે લખ્યુ છે, પરતુ તે અસબદ્ધ લાગે છે, કારણ કે મેવાડના મહારાણા કુભકરણનો વિ. સ. ૧૫૨૫ મા સ્વર્ગવાસ થઇ ગયો હતો.

ઘોડો કુંભલમેરૂ મહાદુર્ગના ચૌમુખ શ્રી આદિનાથજીના મંદિરમાં મુકવા માટે કરાવ્યો હોય અને પછી ત્યાંથી બીજી મૂર્તિઓની સાથે અહિં લાવવામાં આવ્યો હોય એમ અનુમાન થઇ શકે છે.

તેની બન્ને બાજુના ઘોડા સિરોહી રાજ્યના કોઈ પણ બે ક્ષત્રીય રાજા (ઠાકોરો) ના છે, અને તે, પોતાના કરાવેલા દેરાસરમાં મુકવા માટે વિ. સં. ૧૫૬૬ માં તેમણે જ કરાવ્યા છે. એવી મતલબના તે બન્ને ઉપર લેખો[૧૯૧] છે. લોકો આ ત્રણે ઘોડા કુંભારાણાના છે એમ કહે છે, પણ તે વાત બરાબર નથી. ખરી હકીકત ઉપર લખ્યા પ્રમાણે છે. *

---

## (૪) શ્રી શાન્તિનાથ ભગવાનનું મંદિર.

અચલગઢની તલેટીમાં સડકથી જરા દૂર એક નાની ટેકરી ઉપર આ મંદિર આવેલું છે. આ મંદિર બહુ વિશાલ,

---

તો પણ મહાપ્રતાપી કુંભા રાણાએ મેવાડના રાજ્યને ખૂબ આબાદ કર્યું હોવાથી તેમના પુત્ર-પૌત્રાદિના રાજ્યકાળમાં પણ મહારાણા 'કુંભકરણનું વિજયી રાજ્ય' એમ કહેવાની લોકોમાં પ્રથા હોય અને એ જ હેતુથી આ લેખમાં એમ લખાયું હોય તો તે બનવા યોગ્ય છે.

* આ ત્રણે ઘોડા કારખાનાથી મોટી જૈન ધર્મશાળા તરફ જતાં રસ્તા ઉપર જ ડાબા હાથ પર, પ્રાયઃ કરીને ખાસ તેમને જ માટે બનેલી એક દેરીમાં રાખવામા આવતા હતા. પણ ત્યાં બરાબર સંભાળ રહેતી નહિં હોવાથી કેટલાંક વર્ષોથી આ ઘોડા કારખાનામા રાખવામા આવ્યા છે. દેરી અત્યારે ખાલી પડી છે.



મૂલનાયક શ્રીશાન્તિનાથ ભગવાન

પ્રાચીન અને ભવ્ય છે. આને લોકો કુમારપાળનું મંદિર કહે છે. 'તીર્થકલ્પ' અન્તર્ગત શ્રી 'અર્બુદકલ્પ'માં શ્રી જિનપ્રભસૂરિ અને શ્રી 'અર્બુદગિરિકલ્પ'માં શ્રીમાન્ સોમસુંદરસૂરિ લખે છે કે—" આબૂ ઉપર ગુજરાતના મહારાજા સોલંકી કુમારપાળે બંધાવેલું શ્રી મહાવીરસ્વામિનું મંદિર[૧૯૨] શોભે છે." આ ઉપરથી અને આ મંદિરની બાંધણી × ઉપરથી પણ જણાય છે કે—મહારાજા કુમારપાળે આબૂ ઉપર બંધાવેલું મંદિર આ જ હોવું જોઈએ. તેમાં પહેલાં મૂલનાયકજીશ્રી મહાવીરસ્વામી ભગવાન[૧૯૩] હશે, પણ પાછળથી જીર્ણોદ્ધાર સમયે શ્રી શાંતિનાથ ભગવાનને સ્થાપન કર્યા હશે એમ જણાય છે. જો કે આ વાતને પુષ્ટિ આપતો એક પણ લેખ આ મંદિરમાં જોવામાં આવતો નથી. પરંતુ આ મંદિર મહારાજા કુમારપાળનું બંધાવેલું ચોક્કસ જણાય છે.

૱ શ્રી શાંતિનાથ ભગવાનની પરિકરવાળી બહુ જ ભવ્ય અને વિશાલ મૂર્ત્તિ આ મંદિરમાં મૂલનાયકજી તરીકે બિરાજમાન છે. મૂલગભારામાં પરિકર વિનાની બીજી મૂર્ત્તિ ૧ છે. રંગમંડપમાં કાઉસગ્ગ ધ્યાને ઉભી મોટી અને બહુ જ મનોહર મૂર્ત્તિઓ ૨ છે. તે પ્રત્યેકમાં મૂલનાયકજી તરીકે વચ્ચે કાઉસગ્ગીયા છે, અને તેની આજુબાજુમાં ભગવાનની ત્રેવીશ ત્રેવીશ નાની મૂર્ત્તિઓ કોતરેલી છે, એટલે બન્નેમાં અક્કેક ચોવિશી

---

× સાંભળ્યું છે કે—જૈન શિલ્પ શાસ્ત્રોમાં રાજા, મંત્રી અને શેઠ (શ્રાવક) બંધાવેલાં જૈન મંદિરોમાં સિંહમાળ, ગજમાળ અને અશ્વમાળ વગેરે જુદી જુદી નિશાનીઓ હોવાનું લખ્યું છે.

છે. એ પ્રમાણે આ મંદિરમાં ભગવાનની મૂર્ત્તિઓ ૨ અને કાઉસગ્ગીયા ૨ મળીને કુલ મૂર્ત્તિઓ ૪ છે. તેમાના એક કાઉસગ્ગીયા ઉપર વિ. સં ૧૩૦૨ નો લેખ છે.

મૂલનાયકજીની પાસે ગર્ભાગારમા સુંદર નકશીવાળા બે સ્તંભોની ઉપર નકશીદાર પથ્થરની મેરાબવાળું એક તોરણ છે। તે બન્ને સ્તંભોમાં થઇને ભગવાનની ૧૦ મૂર્ત્તિઓ કોતરેલી છે.

ગર્ભાગાર ( મૂલગભારા )ના દરવાજાની બારશાખની બન્ને તરફની કોરણીમાં શ્રાવકો હાથમાં કલશ, ફુલમાળા વગેરે પૂજાની સામગ્રી લઇને ઉભા છે.

ગૂઢમંડપમાં જવાના મુખ્ય દરવાજાની ઉપર મંગલ મૂર્તિના માથે ભગવાન્‌ની બીજી ત્રણ મૂર્ત્તિઓ કોતરેલી છે, અને દરવાજાની આસપાસની કોરણીમાં બન્ને તરફ થઇને ચાર કાઉસગ્ગીયા તથા બીજી દેવ-દેવીઓની મૂર્ત્તિઓ કોતરેલી છે.

મંદિરની બહારની બાજુની (ભમતી તરફની) દીવાલમાં ખુરશી નીચે ચારે બાજુમાં ગજમાળ અને સિંહમાળની લાઇનોની ઉપરની લાઇનમાં જાતજાતની સુંદર કોરણી છે, તેમાં ઠેકાણે ઠેકાણે ભગવાન્‌ની મૂર્ત્તિઓ, કાઉસગ્ગીયા, આચાર્યો અને સાધુઓની મૂર્ત્તિઓ, પાંચ પાંડવ, મલ્લકુસ્તી, લડાઇ, સવારી, નાટક અને બીજા પણ સારા સારા ભાવો કોતરેલા છે.

મૂલગભારાની પાછલના બધા ભાગમાં બહુ સુંદર કોરણી

કરેલી છે, તેમાં કાઉસગ્ગીયાં અને દેવ-દેવીઓની મોટી મોટી મૂર્ત્તિઓ વગેરે કોતરેલું છે.

શ્રી અચલેશ્વર મહાદેવના મંદિરના કંપાઉંડના મુખ્ય દરવાજાની સામે જ મહાદેવનું એક નાનું મંદિર છે, તેના દરવાજા પર મંગલમૂર્ત્તિ તરીકે શ્રી તીર્થંકર ભગવાન્‌ની મૂર્ત્તિ કોતરેલી છે, તેથી આ મંદિર અસલમાં ખાસ કરીને જૈનોનું હોવું જોઇએ અથવા તે દરવાજાના પત્થરો કોઇ જૈન મંદિરમાંથી લાવીને અહિં લગાવી દીધા હોય.



## અચલગઢ અને ઓરીયાના જૈન મંદિરોની મૂર્ત્તિઓની સંખ્યા.

| નંબર. | મૂર્ત્તિઓ વગેરે. | ચૌમુખજી. | આદીશ્વરજી. | કુંથુનાથજી. | શાન્તિનાથજી. | ઓરીયા મહાવીર સ્વામી | કુલ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૧ | ચૌમુખજીના મંદિરના નીચેના માળના મૂલનાયકજીની ધાતુની ભવ્ય અને મોટી મૂર્ત્તિઓ. | ૪ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ |
| ૨ | ધાતુના મોટા કાઉસગ્ગીયા... | ૨ | ૦ | ૨ | ૦ | ૦ | ૪ |
| ૩ | ધાતુની એકલ મોટી મૂર્ત્તિઓ. | ૮ | ૦ | ૩ | ૦ | ૦ | ૧૧ |
| ૪ | આરસના સુંદર કાઉસગ્ગીયા. | ૨ | ૦ | ૦ | ૨ | ૦ | ૪ |
| ૫ | આરસની પરિકર વિનાની મૂર્ત્તિઓ. ... ... | ૯ | ૨૬ | ૧ | ૧ | ૩ | ૪૦ |
| ૬ | પરિકરવાળી મૂલનાયકજી શાન્તિનાથ ભ૦ની મનોહર મૂર્ત્તિ. | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ |
| ૭ | પંચતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ. ... ... | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ |
| ૮ | ધાતુના ચૌમુખજી યુક્ત સમવસરણ... ... | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ |

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| ૯ | ધાતુની નાની પંચતીર્થી, ત્રિતીર્થી, એકતીર્થી અને ચોવિશીઓ... ... | ૦ | ૦ | ૧૬૪ | ૦ | ૦ | ૧૬૪ |
| ૧૦ | ચોવિશીના પટ્ટમાંથી છુટી પડી ગએલી ભગવાનની નાની મૂર્તિઓ. ... ... | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૩ |
| ૧૧ | જિન-માતાની ચોવિશીનો ખંડિત પટ્ટ. ... ... | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ |
| ૧૨ | શ્રી જંબૂસ્વામી અને આચાર્યોની પાદુકા જોડી નવનો પટ્ટ. | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| ૧૩ | પગલાં જોડી. ... ... | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૪ |
| ૧૪ | સરસ્વતી દેવીની મૂર્તિ. ... | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ |
| ૧૫ | ચક્રેશ્વરી દેવીની મૂર્તિ. ... | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૨ |
| ૧૬ | પાષાણ યંત્ર ... ... | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ |
| ૧૭ | ગોઠીના મકાનમાં સવાર સહિત પિતલના ઘોડા... ... | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૨ |



( અચલગઢ )

## ( ૧ ) શ્રાવણુ–ભાદરવો.

અચલગઢ ઉપરની મોટી જૈન ધર્મશાલાના મુખ્ય દરવાજા પાસેથી કિલ્લા તરફ થોડું ઊંચે ચડવાથી બે જલાશય ( પાણીનાં સ્થાનો ) આવે છે. આને લોકો **શ્રાવણુ–ભાદરવો** કહે છે. તે બન્ને ખોદ્યા વિના પહાડમાં સ્વાભાવિક રીતે કુંડના આકારનાં બની ગયાં હોય એમ જણાય છે. કીનારાનો થોડો ભાગ બાંધેલો છે, બાકીનો ભાગ કુદરતી હોય એવો જણાય છે. આ બન્ને કુંડોમાં બારે માસ પાણી રહે છે.

## ( ૨ ) ચામુંડા દેવી.

શ્રાવણુ–ભાદરવાના એક બાજુના કીનારાના ઉપરના ભાગમાં કીનારેથી થોડે દૂર ચામુંડાદેવીનું એક નાનું મંદિર આવેલું છે.

## ( ૩ ) અચલગઢ કિલ્લો.

શ્રાવણુ–ભાદરવાથી થોડું ઊંચે ચડતાં પહાડના એક શિખર પાસે અચલગઢ નામનો તુટયો ફુટયો કિલ્લો આવે છે. આ કિલ્લો મેવાડના મહારાણા કુંભકરણ[૧૯૪] ( કુંભા ) એ વિ. સં. ૧૫૦૯ માં બંધાવ્યો હતો.[૧૯૫] મહારાણો કુંભકરણ પોતાના પરિવાર સાથે કોઇ કોઇ વખત આ કિલ્લામાં

રહેતો હતો. કહેવાય છે કે–મહારાણા કુંભકરણના સમયમાં આ કિલ્લાના મુખ્ય દરવાજાથી લઈને અચલેશ્વર મહાદેવના મંદિર સુધીમાં આત પોળો હતી.

## ( ૪ ) હરિચંદ્ર ગુફા.

તે કિલ્લા પાસેથી એક બાજુ થોડું નીચે ઉતરવાથી પહાડમાં કોતરીને, બનાવેલી એક ગુફા આવે છે. આ ગુફા બે માળની છે. નીચેના માળમાં બે ત્રણ ખંડ ( ઓરડા ) બનાવેલા છે. લોકો આ સ્થાનને સત્યવાદી રાજા **હરિચંદ્રની** ગુફા કહે છે, ત્યારે કેટલાક લોકો આને ગોપીચંદજીની ગુફા કહે છે. આ ગુફામાં બે ધુણીઓ બનેલી છે, તેથી લાગે છે કે અહિં પહેલાં હિંદુ સાધુ–સન્તો રહેતા હશે. આ ગુફાની ઉપર એક જૂનું મકાન છે, તેને લોકો કુંભારાણાનો મહેલ કહે છે.

## ( ૫ ) +અચલેશ્વર મહાદેવનું મંદિર.

અચલગઢની નીચે તલેટીમાં **અચલેશ્વર મહાદેવનું** સાવ સાદું પણ પ્રાચીન અને મોટું મંદિર છે. આ મંદિર એક વિશાલ કંપાઉંડમાં આવેલું છે. તેની આસપાસ બીજાં

---

+ ગુજરાતી સાહિત્ય પરિષદના મભ્ય રા. રા. દુર્ગાશંકર કેવળ**રામ શાસ્ત્રી**, 'ગુજરાત' માસિકના પુસ્તક બારમાના બીજા અંકમાં પ્રગટ થએલ "આબુ–અર્બુદગિરિ" નામના પોતાના લેખમાં લખે છે કે–" (અચલગઢ પાસે) અચલેશ્વર મહાદેવનું મોટું દેવાલય છે. આ મૂલ જૈનમંદિર હતું એમ અનુમાન થાય છે. "

નાનાં નાનાં મંદિરો,.વાવ અને મંદાકિની કુંડ વિગેરે છે. હિંદુ લોકો અચલેશ્વર મહાદેવને આબૂના અધિષ્ઠાયક દેવ માને છે. પહેલાં આબૂના પરમાર રાજાઓના અને જ્યારથી આબૂ ઉપર ચૌહાણ રાજાઓનું રાજ્ય થયું ત્યારથી તે ચૌહાણ રાજાઓના પણ અચલેશ્વર મહાદેવ કુલદેવ મનાય છે.

અચલેશ્વર મહાદેવનું આ મૂળ મંદિર હિંદુધર્મની માન્યતા પ્રમાણે બહુ પ્રાચીન છે, અને ઘણી વાર તેના *જીર્ણોદ્ધારો થયા છે. આમાં શિવલિંગ નહિં પણ શિવજીના પગનો અંગુઠો પૂજાય છે. મૂળગભારાની વચ્ચેના ભાગમાં શિવજીના પગનો અંગુઠો અથવા અંગુઠાનું ચિહ્ન છે, સામેની દીવાલમાં વચ્ચે પાર્વતીજીની અને તેની આજુબાજુમાં એક ઋષિ અને એક રાજા અથવા કોઇ પણ બે ગૃહસ્થ સેવકોની મૂર્તિઓ છે.

આ મંદિરના ગૂઢમંડપ (મૂલગભારાની બહારના મંડપ) માં જમણા હાથ તરફ આરસનો અષ્ટોત્તરશત શિવલિંગનો

* ચંદ્રાવતીના ચૌહાણ મહારાવ લુંભાએ વિ. સં. ૧૩૭૭ માં અથવા તેની આસપાસમાં શ્રીઅચલેશ્વર મહાદેવના મંદિરના મંડપનો જીર્ણોદ્ધાર કરાવ્યો, અને તે મંદિરમાં પોતાની તથા પોતાની રાણીની મૂર્તિઓ સ્થાપન કરી, તથા હેઠુંજી ગામ (કે જે આબૂ ઉપર આવેલ છે.) અચલેશ્વરના મંદિરને અર્પણ કર્યું. ઉપર્યુક્ત મહારાવ લુંભાના પુત્ર મહારાવ તેજસિંહના પુત્ર મહારાવ કાન્હડદેવની પત્થરમાં બનેલી સુંદર મૂર્તિ અચલેશ્વરજીના સભામંડપમાં છે, તેના ઉપર વિ. સં. ૧૪૦૦નો લેખ છે.

એક પટ્ટ છે, તેમાં ૧૦૮ નાનાં નાનાં શિવલિંગો બનાવેલાં છે. આ સિવાય ગૂઢમંડપમાં બીજાં દેવ-દેવિઓની મૂર્ત્તિઓ વગેરે છે. મંદિરની અંદર અને બહારની ચોકીમાં શિવભક્ત રાજાઓ તથા ગૃહસ્થોની કેટલીક મૂર્ત્તિઓ છે, તેમાંથી કેટલીક મૂર્ત્તિઓ પર તેરમીથી અઢારમી શતાબ્દિ સુધીના લેખો છે.

મંદિરની બહારના ભાગની જમણા હાથ તરફની દીવાલમાં, વિ. સં. ૧૨૯૪ થી કાંઇક પહેલાંનો મહામાત્ય વસ્તુપાલ-તેજપાલનો એક મોટો શિલાલેખ લગાવેલો છે. તે શિલાલેખ ખુલ્લામાં હોવાથી તેના ઉપર હમેશાં વરસાદનું પાણી વગેરે પડવાને લીધે ખરાબ થઇ ગયો છે-ઘણો ભાગ ખવાઇ ગયો છે. છતાં તેમાંથી આબૂના પરમાર રાજાઓનું, ગુજરાતના સોલંકી રાજાઓનું અને મંત્રી વ૦ તે૦ ના વંશનું વિસ્તૃત વર્ણન વાંચી શકાય છે. બાકીનો ભાગ ખવાઇ ગયો હોવાથી મહામંત્રી વસ્તુપાલ-તેજપાલે આ મંદિરમાં શું કરાવ્યું તે જાણી શકાયું નથી. પણ આ મંદિરનો જીર્ણોદ્ધાર કે એવું બીજું કાંઇ મહત્ત્વનું કાર્ય તેમણે અવશ્ય કરાવ્યું જણાય છે.+આ લેખના આરંભમાં અચલેશ્વર મહાદેવને નમસ્કાર કરેલો છે, તેથી આ લેખ આ મંદિરને માટે જ બન્યો છે, એમ ચોક્કસ માની શકાય તેવું છે.

---

+ મહામાત્ય વસ્તુપાલ-તેજપાલ દૃઢ શ્રાવક હોવા છતાં તેમણે ઘણાં શિવાલયો અને મસ્જીદો વગેરે નવાં કરાવ્યાં તથા સમરાવ્યાં હતાં, તેનાં આ સિવાય બીજાં પણ ઘણાં પ્રમાણો મળે છે. તે તેમની તથા જૈન ધર્મની ઉદારતાની ખાત્રી આપી રહ્યાં છે.

આ મંદિરની પાસેના મઠમાં એક મોટી શિલા ઉપર મેવાડના મહારાવલ સમરસિંહ[૧૯૬]નો વિ. સં. ૧૩૪૩ નો લેખ છે. આ લેખથી જણાય છે કેઃ—સમરસિંહે અહિંના મઠાધિપતિ ભાવશંકર (કે જે મોટો તપસ્વી હતો.) ની આજ્ઞાથી આ મઠનો જીર્ણોદ્ધાર કરાવ્યો, અચલેશ્વર મહાદેવના મંદિર ઉપર સોનાનો ધ્વજાદંડ ચડાવ્યો, અને અહિં રહેનારા તપસ્વિઓના ભોજનની વ્યવસ્થા કરી. ત્રીજો લેખ ચૌહાણ મહારાવ લુંભા[૧૯૭]નો વિ. સં. ૧૩૭૭ નો મંદિરની બહાર એક ગોખલામા લાગેલો છે. તેમાં ચૌહાણોની વંશાવલી તથા મહારાવ લુંભાજીએ આબૂનો પ્રદેશ તથા ચંદ્રાવતીને જીતી લીધાનો ઉલ્લેખ છે. મંદિરની પાછળની વાવડીમાં મહારાવ તેજસિંહ[૧૯૮]ના સમયનો વિ. સં. ૧૩૮૭ ના માહ શુદિ ૩ નો લેખ છે. મંદિરની સામે જ પીતલનો બનેલો એક મોટો નંદિ (પોઠીયો) છે, તેની ગાદી ઉપર વિ. સં. ૧૪૬૪ ના ચૈત્ર શુદિ ૮ નો લેખ છે. પોઠીયાની પાસેજ પ્રસિદ્ધ ચારણ કવિ દુરસા આઢાની પીતલની પોતેજ કરાવેલી મૂર્ત્તિ છે, તેના ઉપર વિ. સ. ૧૬૮૬ ના વૈશાખ શુદિ ૫ નો લેખ છે. પોઠીયાની દેરીની બહાર લોઢાનું બનેલું એક મોટું ત્રિશૂલ છે, તેના ઉપર વિ. સં. ૧૪૬૮ ના ફાગણ શુદિ ૧૫ નો લેખ છે. આ ત્રિશૂલ રાણા લાખા[૧૯૯], ઠાકોર માંડણ તથા કુંવર ભાદાએ ધાણેરાવ ગામમાં બનાવરાવીને અચલેશ્વરજીને અર્પણ કર્યું છે. આટલું મોટું ત્રિશૂલ બીજે ઠેકાણે જોવામાં આવ્યું નથી.



અચલેશ્વર મહાદેવનો પોઠીઓ અને કવિ દુરાસા આઢા.

અચલેશ્વર મહાદેવના મંદિરના કંપાઉંડમાં બીજાં નાનાં નાનાં કેટલાંક મંદિરો છે, જેમાં વિષ્ણુ આદિ જુદા જુદા દેવ-દેવિઓની મૂર્ત્તિઓ છે. મંદાકિની કુંડ તરફના ખુણા ઉપર મહારાણા કુંભકરણ (કુંભાજી) નું બંધાવેલું કુંભસ્વામીનું મંદિર છે. અચલેશ્વરના મંદિરની બાજુમાં મંદાકિની નામનો એક મોટો તથા પ્રાચીન કુંડ છે.* જેની લંબાઇ ૯૦૦. ફીટ અને પહોળાઇ ૨૪૦ ફીટ લગભગ છે. આવો વિશાલ કુંડ બીજે ઠેકાણે ભાગ્યેજ કોઇના જોવામાં આવ્યો હશે. આ કુંડને લોકો મંદાકિની અર્થાત્ ગંગા નદી પણ કહે છે. આ કુંડ અત્યારે બહુ જીર્ણ થઇ ગએલો છે તેના એક કાંઠા ઉપર આબૂના પરમાર રાજા ધારાવર્ષની +

---

* ચિત્તોડના કીર્ત્તિસ્તંભની પ્રશસ્તિમા મહારાણા કુંભાએ આબૂ ઉપર કુંભસ્વામીનું મંદિર અને તેની પાસે એક કુંડ બનાવરાવ્યાનું લખ્યું છે. કુંભસ્વામીના મંદિરની પાસે આ મંદાકિની જ કુંડ છે, તેથી સંભવ છે કે-મહારાણા કુંભાએ આ કુંડનો જીર્ણોદ્ધાર કરાવ્યો હોય. ( सीरोही राज्यका इतिहास पृ. ७४ ) .

+ આ મૂર્ત્તિ ક્યારે બની તે નક્કી કહી શકાતું નથી. આ મૂર્ત્તિના ધનુષ્ય પર વિ. સં. ૧૫૩૩ ના ફાગણ વદિ ૬ નો એક લેખ છે, પરંતુ મૂર્ત્તિ તેથી પણ વધારે પ્રાચીન જણાય છે, તેથી સંભવ છે કે મૂર્ત્તિની સાથે જોડેલો છે તે ધનુષ્ય વાળો ભાગ, પહેલાંનો તૂટી જવાના કારણથી પાછળથી કોઇએ નવો કરાવીને લગાવરાવ્યો હોય. આ મૂર્ત્તિ લગભગ ૫ ફીટ ઊંચી છે, અને દેલવાડાના મંદિરમાં જે વસ્તુપાલ વગેરેની મૂર્ત્તિઓ છે, તેની સાથે મળતી છે, તેથી સંભવ છે કે તે એજ સમયની આસપાસમાં બનેલી હોય. ( सीरोही राज्यका इतिहास पृ. ७४ )

ધનુષ્ય સહિત મકરાણાની બનેલી સુંદર મૂર્ત્તિ છે, તેની આગળ કાળા પથ્થરના બનેલા, પુરા કદના ત્રણ મોટા પાડા એકજ લાઇનમાં જોડાજોડ ઉભેલા છે, તેના શરીરના મધ્યભાગમાં આરપાર એક એક છિદ્ર છે, તેની મતલબ એ છે કે–ધારાવર્ષ રાજા એવો પરાક્રમી હતો, કે એક સાથે ઉભેલા ત્રણ પાડાને તે એક જ બાણથી વિંધી નાંખતો હતો. કેટલાક લોકો કહે છે કે- આ ત્રણ પાડા છે તે દૈત્યો છે, પણ તે વાત બરાબર નથી. આ મંદાકિનીના કાંઠાની પાસે સિરોહીના મહારાવ માનસિંહના[૧૦૦] સ્મરણને માટે બંધાવેલું શ્રી સારણેશ્વરજી મહાદેવનું એક મંદિર છે. ( મહારાવ માનસિંહ આબૂ ઉપર એક પરમાર રાજપુતના હાથથી વિશ્વાસઘાતથી મરાયો હતો, અને તેનો એ મંદિરવાળા સ્થાન ઉપર અગ્નિસંસ્કાર થયો હતો. ) આ શિવમંદિર તેની માતા ધારબાઇએ વિ. સં. ૧૬૩૪માં બંધાવ્યું હતું. તેમાં મહારાવ માનસિંહની તથા તેમની [illegible] રાણીઓની

## ( ૬ ) ભર્તૃહરિ ગુફા.

મંદાકિની કુંડના એક કિનારાથી થોડે દૂર એક ગુફા છે, તેને લોકો ભર્તૃહરિની ગુફા કહે છે. આ ગુફાને પાકા મકાનના રૂપમાં બાંધી લેવામાં આવી છે. થોડાંજ વર્ષો પહેલાં કોઇ સતે આ ગુફામાં તથા ગુફા પાસે નવાં મકાનો અને શિવાલય વગેરે બંધાવવાનું શરૂ કર્યું હતું. તેનો થોડો થોડો ભાગ બની ગયો છે, અને થોડો થોડો ભાગ અધુરો રહી ગયો છે

## ( ૭ ) રેવતી કુંડ.

મંદાકિની કુંડની પાછલ થોડે છેટે રેવતી કુંડ નામનો એક કુંડ છે, તેમાં બારે માસ પાણી રહે છે

## ( ૮ ) ભૃગુ આશ્રમ.

ભર્તૃહરિની ગુફાથી લગભગ એક માઇલ દૂર ભૃગુ આશ્રમ છે, ત્યાં મહાદેવજીનું મંદિર, ગૌમુખ( ગોમતી ) કુંડ, બ્રહ્માજીની મૂર્ત્તિ અને મઠ વગેરે છે. મઠમાં મહંત અને સાધુ–સંતો રહે છે.

## ( ઓરીયા )

## ( ૯ ) કોટેશ્વર ( કનખલેશ્વર શિવાલય ).

ઓરીયા-ગામની બહાર કોટેશ્વર ( કનખલેશ્વર ) મહાદેવનું એક પ્રાચીન મંદિર છે. હિંદુઓનું આ કનખલ

ધનુષ્ય સહિત મકરાણાની બનેલી સુંદર મૂર્તિ છે, તેની આગળ કાળા પથ્થરના બનેલા, પુરા કદના ત્રણ મોટા પાડા એકજ લાઇનમાં જોડાજોડ ઉભેલા છે, તેના શરીરના મધ્યભાગમાં આરપાર + એક એક છિદ્ર છે, તેની મતલબ એ છે કે–ધારાવર્ષ રાજા એવો પરાક્રમી હતો, કે એક સાથે ઉભેલા ત્રણ પાડાને તે એક જ બાણુથી વિંધી નાંખતો હતો. કેટલાક લોકો કહે છે કે– આ ત્રણ પાડા છે તે દૈત્યો છે, પણ તે વાત બરાબર નથી. આ મંદાકિનીના કાંઠાની પાસે સિરોહીના મહારાવ માનસિંહના[૧૦૦] સ્મરણને માટે બંધાવેલું શ્રી સારણેશ્વરજી મહાદેવનું એક મંદિર છે. ( મહારાવ માનસિંહ આબૂ ઉપર એક પરમાર રાજપુતના હાથથી વિશ્વાસઘાતથી મરાયો હતો, અને તેનો એ મંદિરવાળા સ્થાન ઉપર અગ્નિસંસ્કાર થયો હતો. ) આ શિવમંદિર તેની માતા ધારબાઇએ વિ. સં. ૧૬૩૪માં બંધાવ્યું હતું. તેમાં મહારાવ માનસિંહની તથા તેમની પાંચે રાણીઓની મૂર્તિઓ શિવજીની આરાધના કરતી ઉભેલી છે. આ પાંચે રાણીઓ તેની સાથે સતી થઇ હશે એમ લાગે છે.*

---

+ જો કે આ છિદ્રો અત્યારે આરપાર દેખાતાં નથી. પણ તેમાં માટી વગેરે કાંઇ ભરી દીધેલું હોય તેમ જણાય છે. - એક પાડાની એક તરફ લોઢાની ભૂંગળી નાંખેલી સ્પષ્ટ દેખાય છે.

* અચલેશ્વર મહાદેવ અને તેના કંપાઉંડમાં આવેલાં બીજાં મંદિરોના મળીને લગભગ ૩૦ લેખો ઉપલબ્ધ થાય છે. તેમાં સૌથી જૂનામાં જૂનો વિ. સં. ૧૧૮૬ નો લેખ છે. બીજા લેખો ત્યાર પછીના છે. ( જૂઓ ' પ્રાચીન જૈન લેખ સંગ્રહ ', ભાગ બીજાનું અવલોકન પૃ ૧૪૦ ).

## ( ૬ ) ભર્તૃહરિ ગુફા.

મંદાકિની કુંડના એક કિનારાથી થોડે દૂર એક ગુફા છે, તેને લોકો ભર્તૃહરિની ગુફા કહે છે. આ ગુફાને પાકા મકાનના રૂપમાં બાંધી લેવામાં આવી છે. થોડાંજ વર્ષો પહેલાં કોઇ સંતે આ ગુફામાં તથા ગુફા પાસે નવાં મકાનો અને શિવાલય વગેરે બંધાવવાનું શરૂ કર્યું હતું. તેનો થોડો થોડો ભાગ બની ગયો છે, અને થોડો થોડો ભાગ અધુરો રહી ગયો છે.

## ( ૭ ) રેવતી કુંડ.

મંદાકિની કુંડની પાછલ થોડે છેટે રેવતી કુંડ નામનો એક કુંડ છે, તેમાં બારે માસ પાણી રહે છે.

## ( ૮ ) ભૃગુ આશ્રમ.

ભર્તૃહરિની ગુફાથી લગભગ એક માઇલ દૂર ભૃગુ આશ્રમ છે; ત્યાં મહાદેવજીનું મંદિર, ગૌમુખ ( ગોમતી ) કુંડ, બ્રહ્માજીની મૂર્ત્તિ અને મઠ વગેરે છે. મઠમાં મહંત અને સાધુ-સંતો રહે છે.

## ( ઓરીયા )

## ( ૯ ) કોટેશ્વર ( કનખલેશ્વર શિવાલય ).

ઓરીયા ગામની બહાર કોટેશ્વર ( કનખલેશ્વર ) મહાદેવનું એક પ્રાચીન મંદિર છે. હિંદુઓનું આ કનખલ

નામનું તીર્થ છે. અહિં વિ. સં. ૧૨૬૫ ના વૈશાખ શુદિ ૧૫ નો એક લેખ છે, તે ઉપરથી જણાય છે કે–આ મંદિરનો વિ. સં. ૧૨૬૫ માં દુર્વાસારાશિના શિષ્ય કેદારરાશિ નામના સાધુએ જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, અને તે વખતે ગુજરાતના મહારાજા સોલંકી બીજા **ભીમદેવનો** સામંત પરમાર ધારાવર્ષ આબૂનો રાજા હતો. આ મંદિરની આસપાસમાં બીજાં દેવ–દેવિઓનાં જૂનાં ખંડિત ત્રણ ચાર મંદિરો છે.

## (૧૦) ભીમ ગુફા.

કનખલેશ્વર શિવાલયથી લગભગ ૨૫ કદમ દૂર એક ગુફા છે, તેને લોકો **ભીમ ગુફાના** નામથી ઓળખાવે છે.

## (૧૧) ગુરૂ શિખર.

ઓરીઆથી વાયવ્ય ખુણા તરફ લગભગ ૨ાા માઇલ દૂર **ગુરૂ શિખર** નામનું આબૂનું સૌથી ઉંચામાં ઊંચું શિખર છે. **ઓરીઆથી** લગભગ અરધો માઇલ દૂર **જાવાઇ** નામનું નાનું ગામ આવે છે, ત્યાં રાજપુતોનાં આશરે ૨૦ ઘર છે. અહિંથી ગુરૂ શિખર લગભગ ૨ માઇલ થાય છે. **જાવાઇથી** ચડાવ શરૂ થાય છે. રસ્તો ઘણોજ વિકટ અને ઘણુ ચડાવવાળો છે. ઘણું ઊંચે ચડયા બાદ એક નાનું શિવાલય, કમંડલ કુંડ અને ગૌશાલા આવે છે. ગૌશાલાની નીચે નાનો બગીચો છે. ત્યાંથી આગળ ચાલતાં એક ઊંચા ખડક પર નાની દેરીમાં ગુરૂદત્તાત્રેયનાં પગલાં છે, કે જેને લોકો વિષ્ણુનો અવતાર માને છે. તેમનાં



ગુરુશિખર–ગુરુદત્તાત્રેયની દેરી અને ત્યાંની ધર્મશાળા

દર્શન માટે અહિં દર વર્ષે ઘણા યાત્રાળુઓ આવે છે. અહિં એક મોટો ઘંટ, લટકે છે. આ ઘંટનો અવાજ બહુ દૂર સુધી સંભળાય છે આ નવો ઘંટ હાલમાં થોડા વર્ષો પહેલાં જ અહિં લટકાવવામા આવ્યો છે. પણ એ ઠેકાણે એક જૂનો ઘંટ પહેલાં લટકતો હતો, તે ઘંટ ઉપર વિ. સં. ૧૪૬૮ નો લેખ છે. આને ઉતારીને તેને બદલે કોઇ કારણસર નવો ઘંટ લટકાવવામાં આવ્યો છે. સાંભળવા પ્રમાણે જૂનો ઘંટ ત્યાંના મહંત પાસે હજુ પણ મોજુદ છે.

ગુરૂદત્તાત્રેયના મંદિરથી ઉત્તર–પશ્ચિમ ( વાયવ્યખુણા ). તરફ ગુરૂદત્તાત્રેયની માતાની એક રમણીય ટેકરી છે.

ગુરૂ શિખર પર, ધર્મશાલા માટે બે ઓરડા છે, ત્યાં યાત્રાળુઓ ઉતરી શકે છે, અને રાત પણ રહી શકે છે. ત્યાં નાની નાની ગુફાઓ છે, તેમાં મહંત અને સાધુ–સંતો રહે છે. યાત્રાળુઓ–મુસાફરોને પાગરણ, વાસણ, સિધુ–સામાન વગેરે અહિંના મહંત પાસેથી મળી શકે છે. એજ મહંતના પરિશ્રમથી યાત્રાળુઓ માટે એક નવી ધર્મશાળા બંધાવવા માટેની તૈયારીઓ ચાલી રહી છે. આ ઊંચા સ્થાન ઉપરથી બહુ દૂર દૂરનાં સ્થાનો દેખાય છે અને તે જોનારને બહુ આનંદ આપે છે. અહિંથી, નીચેની જમીન પર ઘણું દૂર આવેલ સિરોહી શહેર દેખાય છે, તેમજ પૂર્વ દિશામાં આવેલ અરવલ્લી પહાડની લાઇનની બીજી ટેકરી ઉપરનું અંબાજી માતાનું મંદિર પણ દેખાય છે. કુદરતી શોભા પ્રેક્ષકોને આનંદ આપે

તેવી છે. ગુરૂ શિખર રાજપુતાના હોટલથી લગભગ ૭ માઇલ અને દેલવાડાથી ૬ માઇલ થાય છે. ગુરૂ શિખર સમુદ્રની સપાટીથી ૫૬૫૦ ફીટ ઉંચું છે.

## ( દેલવાડા )

### ( ૧૨ ) ટ્રેવર ટાંક ( ટ્રેવર તલાવ ).

દેલવાડાથી અચલગઢની સડકે જતાં બે ત્રણ ફર્લાંગ ગયા બાદ આ તલાવ ઉપર જવાનો રસ્તો જુદો પડે છે, તે રસ્તે એક માઇલ જતાં આ તલાવ આવે છે. માણસોને ચાલવા માટે સાંકડી પણ સુંદર સડક બનેલી છે. રીકસા ઠેઠ સુધી જઇ શકે છે. નામદાર ગવર્નર જનરલના રાજપુતાનાના તે સમયના એજંટના નામ ઉપરથી આ તલાવનું ટ્રેવર નામ રાખવામાં આવ્યું છે. આ તલાવ નાનું પણ ઉંડું છે, પાણી ઘણું રહે છે પાકું બાંધેલું છે. અહિં યુરોપીયનો ન્હાવા તથા હવા ખાવા માટે આવે છે. ના૦ સિરોહી દરબારે આ તલાવ રૂ. ૩૫૦૦૦) ખર્ચીને બંધાવ્યું છે. આબૂ ઉપરના લોકોને પાણી પુરૂં પાડવાના હેતુથી આ તલાવ બાંધવાનું શરૂ કરવામાં આવેલું પણ પાછળથી તે હેતુ પડતો મુકવામાં આવ્યો. પછી યુરોપીયનોની સગવડતા માટે આ સ્થાન મુકરર કરવામાં આવ્યું હોય તેમ જણાય છે. આસપાસ ચારે તરફ ઝાંડી-જંગલ ઘણું હોવાથી સ્થાન રમણીય લાગે છે. આ તલાવ દેલવાડાથી લગભગ સવા માઇલ દૂર છે.



શ્રીમાતા ( કુંવારી કન્યા )

## ( ૧૩-૧૪ ) કન્યા કુમારી અને રસીઓ વાલમ.

દેલવાડામાં આવેલા વિમલવસહિ મંદિરની પાછળ અર્થાત્ દેલવાડા ગામથી બહાર પાછળના ભાગમાં હિંદુઓનાં બે ચાર જીર્ણ થઇ ગએલાં મંદિરો છે. તેમાં એક શ્રીમાતા (કન્યાકુમારી) નું પણ જીર્ણ થઇ ગએલું મંદિર છે, તેમાં શ્રીમાતાની[૨૦૧] મૂર્ત્તિ છે તેને લોકો કુંવારી કન્યાની મૂર્ત્તિ કહે છે.* અહિં

* આ પ્રદેશના લોકોમાં દન્તકથા છે કે: રસીઓ વાલમ મંત્રવાદી પુરુષ હતો, અને તે આબૂના રાજાની કન્યા સાથે પરણવા ચાહતો હતો. પરંતુ કન્યાના માતા-પિતા તેમ કરવા ખુશી નહોતાં. છતાં છેવટમાં રાજાએ તેને કહ્યું કે:-સંધ્યા સમયથી શરૂ કરીને પ્રાતઃકાલમાં કુકડો બોલવા લાગે તે પહેલાં એક જ રાત્રિમાં આબૂ પહાડ ઉપર લોકોને ચડવા ઉતરવા માટે બાર પાજ (રસ્તા) બાંધી આપે તો તને મારી પુત્રી પરણાવું. રસીયા વાલમે તે સ્વીકાર્યું, અને મંત્રશક્તિથી કામ શરૂ કર્યું. કન્યાની માતા તેની સાથે પોતાની પુત્રીને પરણાવવા ચાહતી નહોતી, તેણે જાણ્યું કે આનો હમણાંજ બધું કામ પુરું કરશે અને પુત્રી તેને પરણાવવી પડશે. એમ જાણીને તેણે પોતે સમય થયા પહેલાંજ કુકડાનો શબ્દ કર્યો. રસીયા વાલમે નિરાશ થઇને કામ અધુરું છોડી દીધું, કે જે લગભગ પુરું થવા આવ્યું હતું. પરંતુ પાછળથી તેને જ્યારે માલુમ પડ્યું કે આ કપટ હતું, ત્યારે તેણે શાપ આપ્યો જેથી માતા અને પુત્રી બન્ને પથ્થરની થઇ ગઇ. માતાની મૂર્તિ તોડી નાંખી અને તેના ઉપર પથ્થરનો ઢગલો કર્યો જે અત્યારે પણ ત્યાં પડેલો છે. પુત્રીની મૂર્તિને લોકો શ્રીમાતા અથવા કુંવારી કન્યાની મૂર્તિ કહે છે. પછી રસીયો વાલમ પણ વિષ ખાઇને ત્યાંજ મરી ગયો. તેની મૂર્તિના હાથમાં જે પાત્ર છે તેને લોકો વિષનું પાત્ર હોવાનું કહે છે.

વિ. સં. ૧૪૯૭નો એક લેખ છે. શ્રીમાતાના મંદિરની બહાર બરાબર સામેજ એક તૂટેલા મંદિરના ઘુમટ નીચે પુરૂષની એક ઉભી મૂર્ત્તિ છે, તેના હાથમાં પાત્ર છે, જેને લોકો **રસીયા વાલમની** મૂર્ત્તિ કહે છે. રસીયો વાલમ તે **ઋષિ વાલ્મિક** હોય એમ કેટલાક લોકો અનુમાન કરે છે. આ મંદિરની પાસે **શેષશાયી વિષ્ણુ, મહાદેવ** અને **ગણપતિજી**નાં નાનાં નાનાં અને જીર્ણ મંદિરો છે.

### (૧૫-૧૬-૧૭) નલગુફા, પાંડવગુફા અને મૌનીબાવાનીગુફા.

શ્રીમાતાના સ્થાનથી લગભગ બે ફર્લાંગ દૂર એક ગુફા છે, અને ત્યાંથી થોડે દૂર એક બીજી ગુફા છે, તે બન્ને ગુફાઓને લોકો અનુક્રમે **નલરાજાની** ગુફા અને **પાંડવોની** ગુફા કહે છે. ત્યાંથી થોડે દૂર એક ગુફા છે, થોડાં વર્ષો પહેલાં આ ગુફામાં એક મૌની બાવો રહેતો હતો, તેથી તેને લોકો **મૌની બાવાની** ગુફા કહે છે.

### (૧૮) સંત સરોવર.

શ્રીમાતાથી થોડે દૂર જૈન શ્વેતાંબર કારખાનાનો એક બગીચો છે. ત્યાંથી થોડે દૂર અધર દેવી તરફ જતાં રસ્તામાં એક સરોવર આવે છે, તેને લોકો **સંત સરોવર** કહે છે.

### (૧૯) અધર દેવી.

દેલવાડાથી આબૂ કેંપ તરફ જતાં લગભગ ૦।। માઈલે **અધર દેવી**ની ટેકરી આવે છે. દેલવાડાથી કાચે રસ્તે સંત-



મંત સરોવર અને બીકાનેરના મહારાજાનો મહેલ.

સરોવર પાસે થઈને જતાં, અને પાકી સડકથી જતાં ના. બીકાનેર મહારાજાની કોઠીના ફાટક પાસેથી સડક છોડીને ડાબે રસ્તે થોડે દૂર જતાં તે ટેકરી આવે છે, ત્યાંથી ચડવાનું છે. પગથીયાં તરીકે પત્થરો ગોઠવેલા છે, કોઈ કોઈ પગથીયાં બાંધેલાં પણ છે. આબૂ કેંપ તરફથી આના ઉપર ચડવા માટે એક બીજો રસ્તો છે. નખી તલાવ અને રાજપુતાના કલબ તરફથી આવતા માણસો આ રસ્તાથી ચડી શકે છે. ના. લીંબડી દરબારની કોઠીની નજીકમાં, સડકથી થોડે દૂર દૂધ વાવડી છે, ત્યાંથી અધર દેવીની ટેકરી પર ચડવા માટેનો આ રસ્તો શરૂ થાય છે. પાકાં પગથીયાં બાંધેલાં છે. લગભગ ૪૫૦ પગથીયાં ચડવાથી અધર દેવીનું સ્થાન આવે છે. ટેકરીની વચ્ચે પહાડમાં કોતરેલી એક નાની ગુફા છે, તેની અંદર **શ્રી અંબિકા દેવીની** મૂર્તિ છે, તેને લોકો **અર્બુદા દેવી** અથવા **અધર દેવી** કહે છે. આ ગુફાની અંદર જવાની બારી સાંકડી છે. આ **અંબિકા** દેવી, **આબૂ** પહાડની અધિષ્ઠાયિકા દેવી હોવાનું લોકો માને છે. આ સ્થાન બહુ પ્રાચીન મનાય છે. + ટેકરી ઉપર એક ખાલી નાની

---

+ પરંતુ તે સંબંધી લેખ વગેરે કાંઇ જોવામાં આવ્યું નથી. શ્રી અંબિકા દેવીની મૂર્તિ ઉપર કદાચ લેખ હશે, પરંતુ ત્યાંના પંડયા લોકો તે જોવા દેતા નથી, એટલે એ જાણી શકાતું નથી કે—આ અંબિકા દેવીની મૂર્તિ કયારે બની? સંભવ છે કે—વિમલ મંત્રી અથવા મંત્રી વસ્તુપાળ—તેજપાલે આ મૂર્તિ કરાવી હોય, કારણ કે તેમના મંદિરોની બીજી મૂર્તિઓની સાથે આ મૂર્તિની સમાનતા જણાય છે.

કોરી કરી રાખી છે. ઘણું કરીને તે એટલા માટે કે તે સ્થાને દૂરથી લોકો દેખી શકે. બાકી ખરી રીતે અંબિકા દેવીની મૂર્તિ તો ગુફાની અંદર છે, કે જે ગુફા બહુ પાસે ગયા વિના દેખવામાં આવતી નથી. આ ગુફાની બહાર એક નાનું શિવાલય છે. આ સ્થાન, દૂર દૂરના દૃશ્યો જોનારને બહુ આનંદ આપે છે. અહિં એક નાની ગુફા અને એક નાની ધર્મશાલા છે, ધર્મશાલામાં એકાદ કુટુંબને રહેવા યોગ્ય સ્થાન છે. અહિં ચૈત્ર શુદિ ૧૫ અને આસો શુદિ ૧૫ એમ પ્રત્યેક વર્ષમાં બે વાર મેળો ભરાય છે.

## ( ૨૦ ) પાપકટેશ્વર મહાદેવ.

અધર દેવીની ગુફાથી લગભગ અરધો માઈલ ઉંચે ચડવાથી જંગલમાં **પાપકટેશ્વર મહાદેવનું** સ્થાન આવે છે. ત્યા આબાના ઝાડ નીચે મહાદેવનું લિંગ છે, તેની પાસે પાણીથી ભરેલો એક નાનો કુંડ અને એક ગુફા છે. રસ્તો વિકટ છે. આ સ્થાન ઘણું રમણીય છે. હિંદુ લોકોની એવી માન્યતા છે કે–આ મહાદેવનાં દર્શન કરવાથી પાપોનો નાશ થઈ જાય છે. એટલા માટે તે પાપકટેશ્વર મહાદેવના નામથી પસિદ્ધ છે.

## ( આબૂ કેંપ–છાવણી )

## ( ૨૧ ) દુધ વાવડી.

ના૦ લીંબડી દરબારની કોઠીની નજીકમાં જ્યાથી

અધર દેવીની ટેકરીનો ચડાવ શરૂ થાય છે, તેની પાસે એક નાનો કુવો છે, તેનું પાણી પાતળી છાશ જેવું સફેદ અને દુધ જેવું સ્વાદિષ્ટ છે, એટલા માટે આ કુવો 'દુધ વાવડી' અથવા 'દુધીઓ કુવો' એ નામથી ઓળખાય છે, અહિં સાધુ–સંતોને રહેવા માટે બે ત્રણ ઓરડીઓ બનેલી છે, તેમાં સાધુ–સંતો રહે છે.

## (૨૨) નખી તલાવ.

દેલવાડાથી પશ્ચિમ તરફ લગભગ એક માઇલ દૂર **નખી તલાવ** છે. હિંદુઓની માન્યતા છે કે–આ તલાવ દેવોએ કે ઋષિઓએ નખથી ખોદેલું હોવાથી 'નખી તલાવ' ના નામથી પ્રસિદ્ધ થયું છે. હિંદુઓ આ તલાવને પવિત્ર માને છે. મ્યુનીસીપાલીટી અને સેનેટેરીયમ કમીટી તરફથી, આ તલાવના મંદિર અને બજાર તરફના કીનારા ઉપરથી શિકાર કરવાની અને માછલાં મારવાની મનાઇ કરવામાં આવેલી છે, તેમજ વાસણો માંજવાની અને કપડાં ધોવાની પણ મનાઇ છે. આ તલાવ લગભગ ૦॥ માઇલ લાંબુ અને ૦। માઇલ પહોળું છે, તેની ચારે તરફ ફરતી પાકી સડક છે. પશ્ચિમ બાજુને છોડીને ત્રણ તરફ પહાડની ટેકરીઓ આવેલી છે. પશ્ચિમ તરફ ૨૦ થી ૩૦ ફીટ ઊંડુ છે, પૂર્વ તરફ છીંછરૂં છે. લગભગ ઘણો કીનારો બાંધેલો છે, કેટલાક ભાગોમાં પાકા ઘાટો બાંધેલા છે. રાજપુતાના કલબ તરફથી સર્વ–સાધારણ જનતા (બધા લોકો) ને સારૂ ભાડાથી સેલ કરાવવા માટે આની અંદર નાની બોટો

તથા હોડીયા ગખેલાં છે. નખી તલાવના પૂર્વ દિશાના કિનારા ઉપર જોધપુરના મહારાજાનો મહેલ છે, અને પશ્ચિમ-દક્ષિણ (નૈરૂત્ય) દિશાના કિનારા તરફ જયપુરના મહારાજાનો મહેલ છે, આ મહેલ સૌથી વધારે ઉંચો અને જોવા લાયક છે શ્રી રઘુનાથજીનું મંદિર તથા શ્રી દુલેશ્વરજીનું મંદિર વગેરે આ તલાવના કીનારા ઉપર આવેલ છે. દન્તકથા છે કે-આ તલાવનું બાંધ કામ શરૂ થયું તે પહેલાં આ તલાવના કિનારા ઉપર એક જૈન મંદિર વિદ્યમાન હતું.

## (૨૩) રઘુનાથજીનું મંદિર.

નખી તલાવના નૈરૂત્ય ખુણા તરફના કિનારા ઉપર **શ્રીરઘુનાથજીનું મંદિર** છે. અહિં એક મહન્તજી અને કેટલાક સાધુ-સન્તો રહે છે. મહન્તજી તરફથી સાધુ-સન્તોને હમેશાં ભોજન અપાય છે. અહિં વૈષ્ણવોને ઉતરવા માટે ધર્મશાલા છે. ગરમીની સીજનમાં વધારે વખત રહેનારા યાત્રાળુઓને ભાડાથી મકાનો આપવાની અહિં ગોઠવણ છે તેમજ અહિંયા યાત્રાળુઓને જમવાની સગવડ માટે લોજ (વીશી) પણ છે. અર્થાત્ હિંદુ યાત્રાળુઓ માટે અહિં સર્વ પ્રકારની સગવડ છે. શ્રી રામોપાસક શ્રી વૈષ્ણવોમાં આ સ્થાન મુખ્ય ગણાય છે. + સિરોહી રાજ્યની સ્થાપનાની આસપાસમા

(૧૫ની શતાબ્દિમાં) આ સ્થાનને "ધ્યાનીજીકી ધુણી" કહેતા હતા. સિરોહી રાજ્યના દફતરમાં અત્યારે પણ આ સ્થાનનું નામ ધ્યાનીકી ધુણી લખાએલું છે. રામકુંડ, રામ-ઝરૂખો, ચંપાગુફા, હસ્તિગુફા અને ગૌરક્ષણી માતા (અગાઇ માતા); આ બધાં સ્થાનોની આસપાસની જમીન શ્રીરઘુ-નાથજીના મંદિરને તાલુકે છે. તે જગ્યા ઉપર ગવર્નમેંટનો હક્ક નથી.

## (૨૪) દુલેશ્વરજીનું મંદિર.

શ્રી રઘુનાથજીના મંદિર અને જયપુર મહારાજાના મહેલની વચ્ચે શ્રી દુલેશ્વરજી મહાદેવનું એક મંદિર છે, તેની પાસે આશ્રમ વગેરે છે.

## (૨૫) ચંપા ગુફા.

શ્રી રઘુનાથજીના મંદિર પાસે થઇને પહાડની એક ટેકરી ઉપર થોડું ઊંચે ચડવાથી બે ત્રણ ગુફા આવે છે, તેની

૩૦૦ થી ૧૪૪૯ ની વચ્ચેનો વિદ્વાનો નિશ્ચિત કરે છે.) ભ્રમણ કરતાં કરતાં આબૂજી ઉપર આવ્યા. ત્યાં ભલિંદસૂનુ નામના તપસ્વી તપ કરતા હતા. તેમની પાસે શ્રીરઘુનાથજીની મૂર્તિ હતી. આ સ્થાનપર સ્વામી રામાનંદજીએ નવું મંદિર બંધાવીને તેમાં તે મૂર્ત્તિ સ્થાપન કરી. મહંતજીના કહેવા પ્રમાણે અત્યાર સુધી એજ મૂર્તિ અહિં પૂજાય છે. અને એજ કારણથી આ સ્થાનને શ્રીરઘુનાથજીના મંદિર તરીકે ઓળખવામાં આવે છે.)

પાસે ચંપાના વૃક્ષો હોવાથી આ ગુફાને લોકો **ચંપા ગુફા** કહે છે. ગુફાની નજીકમાં નીચેના ભાગમાં નખી તલાવ આવેલું હોવાથી સ્થાન સુંદર લાગે છે.

## ( ૨૬ ) રામ ઝરૂખો.

ચંપા ગુફાથી થોડું ઉપર ચડતાં રામ ઝરૂખો આવે છે. અહિં એક બે ગુફાઓ ગવાક્ષ ( ઝરૂખા )ના આકારની હોવાથી આ સ્થાનને લોકો **રામ ઝરૂખો** કહે છે. રામ ઝરૂખાના ઉપરના ભાગમાં ટોડ રોક ( દેડકાના આકારવાળું ખડક ) આવેલું છે.

## ( ૨૭ ) હસ્તિ ગુફા.

રામ ઝરૂખાથી થોડે દૂર **હસ્તિ ગુફા** આવેલી છે. સ્થાન રમણીય છે. નીચેના ભાગમાં નજીકમાં નખી તલાવ આવેલું છે ગુફાની ઉપરના ભાગનો પત્થર વિશાલ અને ઉપરથી કંઇક હાથીના જેવી આકૃતિવાળો દેખાતો હોવાથી આ ગુફાનું નામ હસ્તિ ગુફા પડયું હશે એમ લાગે છે.

## ( ૨૮ ) રામ કુંડ.

હસ્તિ ગુફાથી થોડે દૂર **રામ કુંડ** નામનું સ્થાન આવેલું છે. ત્યાં રામચંદ્રજીનું એક નાનું મંદિર છે, તેમાં રામ, લક્ષ્મણ અને સીતાજીની મૂર્તિઓ ઉપરાંત પાસે બીજી દેવ-દેવિઓની નાની નાની મૂર્તિઓ છે. તેની બાજુમાં એક જૂનો કુવો છે પહાડી જમીન હોવા છતાં તેમાં બારે માસ પાણી રહે છે, તે

લોકો રામ કુંડ કહે છે. પાસે બે ત્રણ નાની નાની ગુફાઓ છે. ચંપા ગુફા, રામ ઝરૂખો, હસ્તિ ગુફા. અને રામ કુંડપર અવાર-નવાર ( ઘણીવાર ) સાધુ-સંતો રહેતા જોવામાં આવે છે. રામ કુંડથી આબૂ કેંપની બજાર તરફ નીચે ઉતરતાં ના૦ જયપુર મહારાજાની કોઠી આવે છે, તેની પછી સિરોહી રાજ્યનો દીવાનબંગલો અને તેની સામે નિંબજ (સિરોહી)ના ઠાકોરનું મકાન વગેરે આવે છે.

## ૨૯ ) ગોરક્ષણી માતા ( અગાઈ માતા )

હસ્તિ ગુફાથી થોડે દૂર ગોરક્ષણી માતાનું સ્થાન આવેલું છે, ત્યાં પરિશ્રમજીવી ગ્રામ્ય લોકોનો-ગામડાના મહેનત મજુરી કરનાર લોકોનો ફાગણ માસમાં મેળો ભરાય છે.

## ૩૦ ) ટોડ રોક ( દેડકાના આકારવાળું ખડક ).

નખી તલાવથી દક્ષિણ-પશ્ચિમ ( નૈરૂત્ય ) ખુણામાં પહાડની એક ટેકરી ઉપર આ ખડક આવેલું છે. તેનો દેડકાના જેવો આકાર હોવાથી તેને લોકો ટોડ રોક કહે છે.

## ૩૧ ) આબૂ સેનીટેરીયમ ( આબૂ કેંપ ).

દેલવાડાથી દક્ષિણમાં લગભગ એક માઇલ દૂર આબૂ સેનીટેરીયમ આવેલું છે, જેને લોકો આબૂ કેંપ કહે છે. સિરોહીના મહારાવ શિવસિંહજીએ વિ. સં. ૧૯૦૨માં ગવર્નમૅન્ટને સેનીટેરીયમ ( સ્વાસ્થ્યદાયક સ્થાન ) બનાવવા માટે આબૂ ઉપર

જમીન આપી. ત્યાર પછી રાજપુતાનાના એજંટ ટુ ધી ગવ
જનરલનું મુખ્ય નિવાસ સ્થાન અહિં નક્કી થયું, ત્યારથી
સ્થાન દિન પ્રતિદિન ઉન્નતિ ઉપર આવવા લાગ્યું. ખરી
હિંદુસ્થાનની અંદરના સરકારી લશ્કરના બીમાર સૈનિકો મ
ખાસ કરીને આ સ્થાન બનાવવામાં આવ્યું છે. અત્યારે
અહિંના કેંપમાં બીમાર સૈનિકો રહે છે. આબુ કેંપ
આબુ રોડ સ્ટેશન સુધીની ૧૭ાા માઇલની પાકી સડક બ
ગઈ, એટલે ઉપર આવવા જવાનું આસાનીથી થવા લાગ
ધીરે ધીરે હવે અહિં રેસીડેન્સી, સરકારી દરેક ખાતા
ઓફીસરોના બંગલા, સરકારી દરેક ખાતાની ઓફી
ગીરજા ઘર, તાર ઓફીસ, પોસ્ટ ઓફીસ, કલબ, પોલો
રમત–ગમતનાં સ્થાનો, સ્કૂલો, હોસ્પીટાલો, અંગ્રે
સિપાઇઓનું સેનીટેરીયમ, રાજપુતાનાના રાજા–મહારાજાઓ
કોઠીઓ, વકીલો તથા ધનાઢ્યોના બંગલાઓ, હોટલો, બ
અને ઠેકાણે ઠેકાણે પાકી સડકો વગેરે સુખનાં સાધનો બ
જવાથી આબૂ કેંપની શોભા બહુ જ વધી ગઇ. ગરમ
દિવસો માટે આ સ્થાન સ્વર્ગ સમાન મનાય છે. તે દિવસો
અહિંની આબાદી ઘણી જ વધી જાય છે. કેટલાએ રા
મહારાજા, યુરોપીયન, અમલદારો અને ધનાઢ્ય લોકો વગે
અહિંના શીતલ અને સુગંધીમય વાયુનું સેવન કરી આન
પ્રાપ્ત કરે છે. અહિંની પ્રાકૃતિક શોભા એવી ઉત્તમ છે
નજરે જોયા વિના તેનું અનુમાન થઇ શકે જ નહિં. નખી તલ
નાનું હોવા છતાં તેણે અહિંની શોભાને વિશેષ વધા
દીધી છે.

આબૂ કેંપમાં હમેશાં રહેવાવાળા જૈન-શ્રાવકોની વધારે વસ્તી નથી, માત્ર મારવાડી જૈનોની પાંચ છ દુકાનો બજારમાં છે અને કોટાવાળા દીવાન બહાદૂર શ્રીમાન્ શેઠ કેસરિસિંહજી રાય બહાદૂરનો ખજાનો છે, તેમાં મુનીમજી વગેરે રહે છે. હાલ જે મોટા મુનીમજી અને ખજાનચી છે તેઓ જૈન છે. તે સિવાય ગરમીના દિવસોમાં કોઇ કોઇ શ્રાવકો અહિં રહેવા માટે આવે છે.

આબૂ ઉપર શિઆળામાં ઠંડી સરેરાસ ૪૫ થી ૬૫ ડીગ્રી સુધી રહે છે, ઉનાળામાં ગરમી સરેરાસ ૮૦ થી ૯૦ ડીગ્રી સુધી પડે છે અને ચોમાસામાં વરસાદ સરેરાસ ૬૦ ઈંચ પડે છે.

આબૂકેંપમાં કોઠીઓ, બંગલાઓ અને બીજાં મકાનો વગેરે છે, તેમાં મુખ્ય મુખ્ય મકાનો આ છે:—

| | |
|---|---|
| ૧ મહારાજા જયપુરનો મહેલ | ૭ મહારાજા સિરોહીનો દિવાન-બંગલો |
| ૨ મહારાજા જોધપુરનો મહેલ | ૮ ,, લીંબડીનો બંગલો |
| (ક) વિકટોરીઆ હાઉસ | ૯ ,, ભરતપુરનો ,, |
| (ખ) કોનોટ હાઉસ | ૧૦ ,, ધોલપુરનો ,, |
| (ગ) લેક હાઉસ | ૧૧ ,, ખેત્રીનો ,, |
| (ઘ) જોધપુર હાઉસ | ૧૨ ,, સિકારનો ,, |
| ૩ મહારાજા બીકાનેરનો બંગલો | ૧૩ ,, જેસલમેરનો ,, |
| ૪ ,, અલવરનો ,, | ૧૪ રાજપુતાનાના ના. એજંટ ટુ ધી ગવર્નર જનરલનો બંગલો |
| ૫ ,, સિરોહીની કોઠી જુની | |
| ૬ ,, ,, ,, નવી | |

૧૫ સુપરિટેન્ડેન્ટ એજન્સીનો બંગલો
૧૬ એજન્સી ઓફીસ
૧૭ રેસીડેન્સી
૧૮ સેક્રેટરીએટ
૧૯ ગવર્નમેન્ટ પ્રેસ
૨૦ રાજપુતાના એજન્સી હોસ્પીટાલ
૨૧ આદમ મેમોરીયલ હોસ્પીટાલ
૨૨ ટ્રેઝરરી બીલ્ડીંગ ( લક્ષ્મીદાસ ગણેશદાસ )
૨૩ બંગલો ( " )
૨૪ આબૂ હાઈસ્કૂલ
૨૫ લોરેન્સ સ્કૂલ
૨૬ પોસ્ટ ઓફીસ
૨૭ તાર ઓફીસ
૨૮ કલબ ઘર ( રાજપુતાના કલબ )
૨૯ પોલો ગ્રાઉંડ
૩૦ ગિરજા ઘર (ચર્ચ દેવળ)
૩૧ ડાક બંગલો
૩૨ રાજપુતાના હોટેલ
૩૩ વિશ્રામ ભવન
૩૪ એદલજી હાઉસ
૩૫ મોદી "
૩૬ દારશા "
૩૭ કરૂણદાસ "
૩૮ ઈબ્રાહીમ "
૩૯ લેક વ્યુ કોટેજ (કે. એસ. કાવસજી )
૪૦ ઓલ્ડ ચેરીટેબલ ડીસ્પેન્સરી ( માલિક ધનજીભાઈ પારસી )
૪૧ દરેક ખાતાંઓના સરકારી ઓફીસરોના બંગલાઓ
૪૨ સરકારી દરેક ખાતાંઓની ઓફીસો
૪૩ તે સિવાય બીજા પણ કેટલાક રાજા-મહારાજાઓના તથા પ્રજાવર્ગના બંગલા અને રાજપુતાનાનાં દરેક સ્ટેટોના વકીલો માટેનાં મકાનો વગેરે વગેરે.

## ( ૩૨ ) બાયલેઝ્ વૉક્ ( બાયલેનો રસ્તો )

નખી તળાવના દક્ષિણ-પશ્ચિમ ( નૈરૂત્ય ) ખુણાથી શરૂ થઇ જયપુર કોઠીની પાસે થઇને પહાડના કિનારે કિનારે આ રસ્તો ત્રણ માઇલની લંબાઇ સુધી ગયો છે. તેને બાયલેઝ્ વૉક્ કહે છે. આ રસ્તાથી ટેકરીઓની નીચેના ખુલ્લાં મેદાનોનું દશ્ય બહુ સુંદર દેખાય છે.

## ( ૩૩ ) વિશ્રામ ભવન.

આદમ મેમોરીયલ હૉસ્પીટાલની નજીકમાં વિશ્રામ ભવન આવેલું છે, તેમાં ઉચ્ચ કોમના દરેક હિંદુઓ ભાડાંથી ઉતરી શકે છે, વાસણ-ગોદડાં અને લોજની માફક જમવાની પણ સગવડ છે.

## ( ૩૪ ) લોરેન્સ સ્કૂલ.

હેનરી લોરેન્સે ઇંગ્લીશ સોલ્જરોના છોકરાંઓ નથા અનાથ છોકરાંઓને ભણાવવા માટે સન્ ૧૮૫૪ માં આ સ્કૂલ સ્થાપન કરી છે. અહિં ૮૪ વિદ્યાર્થીઓને રહેવાની જગ્યા છે. વાર્ષિક ખર્ચ ત્રીશ હજાર રૂપીયાનું છે, તેનો અરધો ભાગ ગવર્નમેન્ટ આપે છે, ચોથો ભાગ પ્રાઇવેટ ફંડથી અને ચોથો ભાગ ફી તથા ધર્માદાની રકમોના વ્યાજથી મળે છે. આ સ્કૂલ શહેરના મધ્ય ભાગમાં આવેલી છે, તેની એક તરફ શહેર અને ચર્ચ દેવળ છે, તથા બીજી તરફ પોસ્ટ ઓફીસ અને સેક્રેટરીએટનો બંગલો છે.

### ( ૩૫ ) ચર્ચ દેવળ.

પોસ્ટ ઓફીસ અને લૅારેન્સ સ્કૂલની પાસે ક્રિશ્ચિયનોનું એક મોટું ચર્ચ દેવળ ( ગિરજા ઘર ) આવેલું છે.

### ( ૩૬ ) રાજપુતાના હોટલ.

પોસ્ટ ઓફીસથી થોડે દૂર રાજપુતાના હોટલનું મોટું મકાન આવેલું છે. આ હોટલમાં રાજા-મહારાજાઓ, યુરોપીયનો તેમજ હિંદુસ્થાની ગૃહસ્થો પણ ઉતરી શકે છે.

### ( ૩૭ ) રાજપુતાના કલબ.

રાજપુતાના હોટલની પાસે યુરોપીયનો અને આ કલબના ખર્ચમાં મદદ કરનારા દેશી રાજાઓ વાસ્તે રમત-ગમતના સાધનો માટે આ કલબ બનેલું છે. તેમાં એક નાની લાયબ્રેરી અને ટેનીસકોર્ટ વગેરે છે.

### ( ૩૮ ) નનૂ રોક. ( સાધ્વીના આકારનું ખડક. )

રાજપુતાના કલબના ટેનીસકોર્ટ પાસે આ નનૂ રોક નામનું જોવા લાયક ખડક આવેલું છે. આ ખડક, બન્ને હાથ જોડી નમ્ર થઈને પ્રાર્થના કરતી સાધ્વીના આકારનું હોવાથી તેને લોકો નનૂ રોક કહે છે.



ચર્ચ દેવળ ( ગિરજા ઘર ).

છે રાજપુતાના કલબના પાછલા ભાગમાં થઇને ત્યાં જવાય છે. ત્યા જતા ચડાવ વધારે ચડવો પડે છે, પણ ઉપર પહોંચતાં ત્યાની ઠંડી હવાથી બધો થાક ઉતરી જાય છે. રાજપુતાના હોટલથી ક્રેગઝ્ જતા વચ્ચે નન્ રોક આવી જાય છે '

## ( ૪૦ ) પોલો ગ્રાઉંડ

રાજપુતાના હોટલથી આશરે ૦ાા માઇલ દૂર મોટર સ્ટેશનની પાસે મુખ્ય રસ્તાથી ડાબા હાથ તરફ પોલો ગ્રાઉંડ નામનું મોટું મેદાન આવેલું છે. તેના એક કિનારા ઉપર ઘોડદોડ વગેરે ખેલો જોવા આવનારા રાજા-મહારાજાઓ અને ઓફીસરોને બેસવા માટે છત્રીના આકારનું એક મોટું મકાન બનેલું છે, તેને લોકો પોલો પેવીલિયન કહે છે.

## ( ૪૧-૪૨-૪૩ ) મસજીદ, ઇદગાહ તથા કબર.

પોલો ગ્રાઉંડ અને મોટર સ્ટેશનની પાસે મુસલમાનોની એક મસજીદ આવેલી છે. આબૂ રોડની સડકના લગભગ માઇલ નંબર ૧ પાસે ઇદગાહ છે અને નખી તલાવથી થોડે દૂર દેલવાડાના રસ્તા તરફ એક કબર છે.

## ( ૪૪ ) સનસેટ પોઇન્ટ ( સૂર્યાસ્ત જોવાનું સ્થાન )

પોલો ગ્રાઉંડથી દક્ષિણ-પૂર્વ ( અગ્નિ ) ખુણામાં પોણો માઇલ દૂર પાકી સડકદ્વારા જતાં પહાડના ટેકરીનો કિનારો આવે છે. તેને લોકો સનસેટ પોઇન્ટ કહે છે.

આ સ્થાન પહાડના બિલકુલ પશ્ચિમ ભાગમાં આવેલ છે અહિંથી દેખાતા સૂર્યાસ્ત સમયના વિવિધ રંગો, જોનારને ઘણો આનંદ આપે છે સૂર્ય હોવા છતાં સૂર્યની સામે જોતાં આંખો મીચાતી નથી. આ સ્થાન રાજપુતાના હોટલથી ૧॥ માઇલ દૂર છે.

( ૪૫ ) પાલનપુર પોઇન્ટ ( પાલણપુર જોવાનું સ્થાન ).

સિરોહી કોઠીના દક્ષિણ ભાગ તરફથી પગદંડીનો એક રસ્તો જાય છે, તે રસ્તે થોડું દૂર ગયા પછી એક નાની ટેકરી ઉપર ચડવું પડે છે, તે ટેકરી ઉપરની સમાન ભૂમિથી પાલણપુર શહેર ( કે જે આબૂ રોડથી ૩૨ માઇલ દૂર છે ) વાદળાં ન હોય ત્યારે દેખાય છે. જો દૂરબીનની સહાયતા હોય તો વધારે સારૂં દેખાય. રાજપુતાના હોટલથી પાલણપુર પોઇન્ટ ત્રણ માઇલ દૂર છે.

## ( દેલવાડા તથા આબૂ કેમ્પથી આબૂ રોડ )

દેલવાડાથી આબૂ કેમ્પની સડકે એક ફર્લાંગ જતાં ત્યાંથી ડાબા હાથ તરફથી બે માઇલની એક નવી સડક જૂદી પડે છે, તે આબૂ રોડની સડકને માઇલ ૧ ફર્લાંગ ૨ ( હુંઢાઇ ચોકી ) પાસે મળે છે. માર્ગમાં સડકની બન્ને બાજુએ છુટા છુટા બંગલાઓ, લોકોનાં છાપરા, વૃક્ષો, નાળાં અને ઝાડી વગેરે આવે છે.

( ૪૬ ) હુંઢાઇ ચોકી.

આબૂ કેમ્પથી આબૂ રોડ જવાની સડકના મા. નં. ૧



સનસેટ પૉઇંટ

ફર્લાંગ ૨ પાસે ઢુંઢાઇ નામની ગવર્નમેન્ટી ચોકી આવે છે. જ્યાં જગાત અને ગાડીઓનો ટોલ ટેક્સ લેવામાં આવે છે. દેલવાડાથી નીકળેલી નવી સડક અહિં ભેગી થાય છે.

## ( ૪૭ ) આબૂ હાઇસ્કૂલ.

ઢુંઢાઇ ચોકીની પાસેથી લગભગ ત્રણ ફર્લાંગની એક પાકી સડક આબૂ હાઇસ્કૂલ ગઇ છે. ત્યાં સમતલ ભૂમિ ઉપર આબૂ હાઇસ્કૂલનાં સુંદર મકાનો આવેલાં છે. આ મકાનો પહેલાં સન્ ૧૮૮૭ માં બોમ્બે બરોડા સેંટ્રલ ઇન્ડીયા રેલ્વે કંપનીએ બે લાખ રૂપીયા ખરચીને રેલ્વેના કામદારોનાં છોકરાંઓને ભણાવવા માટે બંધાવ્યાં હતાં. શહેરથી દક્ષિણ ભાગમાં લગભગ બે માઇલ દૂર એકાન્તમાં આ સ્થાન હોવાથી અહિંની શાન્તિ મનને આનન્દ આપે એવી છે. આ હાઇસ્કૂલની વ્યવસ્થા ના. ગવર્નમેન્ટના ઓફીસરોની બનેલી એક કમીટી દ્વારા થાય છે. તેના ખર્ચનો કેટલોક હિસ્સો ગવર્નમેન્ટ તરફથી, કેટલોક હિસ્સો બી. બી. સી. આઇ. રેલ્વે કંપની તરફથી અને બાકીનો હિસ્સો ફંડ દ્વારા પુરો કરવામાં આવે છે.

## ( ૪૮ ) જૈન ધર્મશાલા ( આરણા તલેટી ).

આબૂ રોડની સડકના મા૦ નં૦ ૪-૪ થી નજીકમાં આરણા ગામની પાસે એક જૈન ધર્મશાલા છે. આને આરણા તલેટી કહેવામાં આવે છે. અહિં યાત્રાળુઓની સગવડ માટે એક ઘર દેરાસર રાખેલું છે, તેમાં ધાતુની એક ચોવીશી છે. યાત્રાળુ-

ઓને સીધુ, વાસણ, ગોદડા વગેરે અહિંથી મળી શકે છે. પીવા માટે ઉના પાણીની સગવડ રાખવામાં આવે છે જૈન યાત્રાળુઓને ભાતું અપાય છે. અભ્યાગતોને શેકેલા ચણા અપાય છે સાધુ-સાધ્વીઓ તથા જૈન યાત્રાળુઓ અહિં રાત્રિ નિવાસ પણ કરી શકે છે. ગરમીના દિવસોમા વિશ્રાંતિ લેવા લાયક સ્થાન છે આ ધર્મશાલાની વ્યવસ્થા અચલગઢ જૈન શ્વેતાંબર કારખાનાને હસ્તક છે. જોનારની નજર પણ ન પહોંચી શકે તેવી ઊંડી ઊંડી ખીણો વગેરે આસપાસનું કુદરતી દૃશ્ય રમણીય લાગે છે. અહિંથી પગદંડીદ્વારા થોડું નીચે ઉતરતાં મા૦ નં૦ ૪-૬ પાસે સડકે ચડાય છે.

## (૪૯) સત ઘૂમ, (સપ્ત ઘૂમ).

• મા. નં. ૯ પાસેથી એક એવો ચડાવ શરૂ થાય છે કે-તે ચડાવ ચડવા માટે સડકે ઉપરાઉપર સાત આંટા લગાવ્યા છે એજ કારણથી તેનું નામ સતઘૂમ કહેવાય છે. આ ચડાવ, વાહનોમાં જોડેલાં અને બોજો લાદેલાં પશુઓને તથા મોટરો વગેરેને પણ ત્રાસદાયક થાય છે. આમ તો આખી સડક પહાડને કીનારે કીનારે ચક્કર લગાવે છે. પણ આ ઠેકાણે તો નજીકમાજ ઉપરાઉપર સાત આંટા લગાવ્યા છે ઉપરવાળાને નીચેની તથા નીચે વાળાને ઉપરની સડકો દેખાય છે, તેથી અને ઝાડી-જંગલ હોવાથી આસપાસનું બધું દૃશ્ય રમણીય લાગે છે.

## ( ૫૦-૫૧ ) છીપા બેરી ચોકી અને ડાક બંગલો.

મા. નં. ૯-૨ પાસે એક મોટું નાળું આવે છે, તેનું નામ 'છીપા બેરી નાલા' કહેવાય છે. ત્યાં વડના ઝાડોની સઘન છાયા હોવાથી મુસાફરો અને વાહનો વિશ્રાંતિ લઈ શકે છે. પડાવ જેવી આ જગ્યા છે. તેની પાસે જરા ઉંચા ભાગ પર પીરની જગ્યા છે, લોકો તેની માનતા કરતા હોય તેવું લાગે છે. મા૦ નં૦ ૯-૪ પાસે 'છીપા બેરી ચોકી' નામની ગવર્નમેંટી ચોકી છે. આ ઠેકાણે સિરોહીસ્ટેટ તરફથી યાત્રાળુઓના કર ( મુંડકા )ની ટીકીટો તપાસાય છે. આ ચોકી પાસે એક નાનો બંગલો છે, તે P. W. D. ના હાથમાં છે. તેમાં યૂરોપીયનોને વિશ્રાંતિ લેવા માટે વ્યવસ્થા રાખવામાં આવે છે.

## ( ૫૨ ) વાઘ નાલા.

મા. નં. ૧૧-૩ પાસે એક નાળું આવે છે, તેને લોકો 'વાઘ નાલા'ના નામથી ઓળખાવે છે. ઝાડી વગેરેથી અહિંનું કુદરતી દૃશ્ય મનોહર લાગે છે.

## ( ૫૩ ) મહાદેવ નાલા.

મા. નં. ૧૩ પાસે પાણીનો એક ધોધ છે, તે બારે માસ વહેતો રહે છે, તેને લોકો મહાદેવ નાલા કહે છે. સ્થાન સુંદર છે.

## ( ૫૪ ) શાંતિ–આશ્રમ ( સાર્વજનિક જૈન ધર્મશાલા ).

મા. નં. ૧૩–૨ પાસે કે જ્યાંથી પર્વતનો ચડાવ શરૂ થાય છે, ઉપર જતાં સડકથી ડાબા હાથ તરફ વૈષ્ણવોની એક નાની ધર્મશાલા અને પાણીની પરબ છે, ( આ ધર્મશાળા તથા પરબ, આબૂવાળા શેઠ છાજુલાલ હીરાલાલે સં. ૧૯૫૬ માં બંધાવી છે. ) તેની પાછળના ભાગમાં સાવ નજીકમાંજ, એકજ મોટા અને કાંઇક ઉંચાણમાં આવેલા વિશાળ પથ્થર ઉપર, યોગનિષ્ઠ **શ્રીશાંતિવિજયજી** મહારાજના ઉપદેશથી, શ્રીજૈન શ્વેતાંબર સંઘ તરફથી હાલમાંજ **"શાંતિ–આશ્રમ"** નામનું એક સ્થાન બનવા માંડ્યું છે. તેમા અત્યાર સુધીમાં, ધ્યાન કરવાને યોગ્ય એક મોટી ગુફા બે માળના પાકા મકાનના આકારમાં બનીને તૈયાર થઇ ગએલ છે. અને તેની નજીકમાં, શિવગંજવાળા શાહ ધનાલાલ કૂપાજી તરફથી યાત્રાળુઓ માટે ધર્મશાળા તરીકે ચાર ઓરડીઓ તૈયાર થઇ ગએલ છે, તેની ઓશરી તથા કોટ વગેરેનું કામ ચાલે છે. અહિં જૈન સાધુ–સાધ્વીઓ તથા યાત્રાળુઓ વિશ્રામ તથા રાત્રિ નિવાસ કરી શકે છે. ધર્મશાલામાં વાસણ, ગોદડાં અને પીવા માટે ગરમ પાણીની વ્યવસ્થા છે. એક નોકર રાત–દિવસ ધર્મશાલામા રહે છે. જૈન યાત્રાળુઓ માટે ભાતાની વ્યવસ્થા કરવાની તજવીજ ચાલી રહી છે. શાહ ધનાલાલ કૂપાજી તરફથી અહિં અભ્યાગતોને ચણા અપાય છે. અહિં હજુ

હિંદુ, પારસી, મુસલમાન વગેરે ગૃહસ્થો ઉતરી શકે તેવી સગવડવાળાં જુદાં જુદાં મકાનો વગેરે કરાવવાનો અહિંના કાર્યવાહકો વિચાર કરી રહ્યા છે. જેમ જેમ સહાયતા મળતી જશે તેમ તેમ કાર્ય શરૂ થતું જશે

અહિંથી નજીકમાં–મા. નં. ૧૩–૧ પાસે ગવર્નમેંટી ચોકી છે, ત્યાં ચાર–પાંચ મકાનો છે, તેમાં ૫–૭ માણસો કાયમ ખાતે રહે છે, તેથી **'શાંતિ–આશ્રમ'** માં રાત્રિનિવાસ કરવામાં કોઈ જાતનો ભય નથી. આશ્રમની આસપાસ ચારે તરફ કુદરતી જંગલ અને પહાડની ટેકરીઓ વગેરે આવેલ હોવાથી સ્થાન ઘણુંજ રમણીય લાગે છે. આશ્રમના નામ પ્રમાણે તે સૌને **શાંતિ** આપનાર નિવડે એ ઇચ્છવા યોગ્ય અને બહુ સંભવિત જણાય છે.

## (૫૫–૫૬) જ્વાલા દેવીની ગુફા અને જૈન મંદિરનાં ખંડિયરો.

શાન્તિ–આશ્રમની નજીકમાં જ, પશ્ચિમ દિશા તરફ બીજા એક પથ્થર ઉપર **જ્વાલાદેવીની** એક વિશાલ ગુફા છે, તેમાં આશરે દોઢ ફુટ ઉંચી, ચાર હાથ અને મુવરના વાહનવાળી **જ્વાલાદેવીની** એક મૂર્ત્તિ છે, તેનો જમણો એક હાથ ખંડિત છે. આ દેવીને આસપાસના લોકો 'જ્વાલાદેવી' એ નામથી ઓળખે છે, હિંદુઓના રિવાજ પ્રમાણે તેલ–સિંદુરથી પૂજે છે અને તેને **અધરદેવીની** બેન માને છે. લોકો માને છે કે– "જ્વાલાદેવીની ગુફા, ઠેઠ અધરદેવીની ગુફા સુધી લાંબી ગઇ છે અને જ્વાલાદેવી માતા, અધરદેવીની ગુફાથી આ ગુફા (ભોયરા.) ના રસ્તેજ અહિં પધારેલાં છે."

આ ગુફાની પાસે એક ચોક છે, તે ચોકમાં જૈનમંદિરના દરવાજાના પથ્થરો પડયા છે; તેમાં દરવાજાના બે ઉત્તરંગા છે, તે બન્નેના મધ્ય ભાગમાં મંગલમૂર્ત્તિ તરીકે શ્રી તીર્થંકર ભગવાનની એક એક મૂર્ત્તિ કોતરેલી છે; એક ઉંબરો છે અને બે શાખોના ટુકડા છે.

આ ગુફાથી દક્ષિણ દિશા તરફ થોડું નીચે ઉતરતાં નજીકમાંજ બે ખંડિયેરો પડેલાં છે, તેમાં ઇંટોના ઢગલાઓ છે. લોકો આ ખંડિયેરોને મંદિરોનાં ખંડિયેરો બતાવે છે.

આ ઉપરથી વિશ્વાસપૂર્વક ચોક્કસ રીતે એમ માની શકાય કે-આ બન્ને ખંડિયેરો છે તે જૈનમંદિરોનાં જ હશે, અને તે બન્ને અથવા તેમાંનું એક મંદિર શ્રીચંદ્રપ્રભ ભગવાનનું હશે. ગઇ શતાબ્દિમાં સિરોહી અને જોધપુર રાજ્ય વચ્ચે આબૂની આસપાસ થએલી લડાઇ વખતે ઉંબરની વગેરે ગામોનાં જૈનમંદિરોનો નાશ થયો, તે વખતે આ બન્ને મંદિરો અને તેની મૂર્ત્તિઓનો પણ નાશ થયો હશે. શ્રીચંદ્રપ્રભ ભગવાનની અધિષ્ઠાયિકા શ્રી જ્વાલાદેવીની અવશિષ્ટ રહી ગએલી આ મૂર્ત્તિને આ ખંડિયેરોમાંથી લોકોએ પાછળથી લાવીને આ ગુફામાં સ્થાપન કરી હશે અને તે મંદિરોના દરવાજાના પથ્થરો લાવીને આ ગુફાના ચોકમાં મુકયા હશે. જ્વાલાદેવીની મૂર્ત્તિ પાસે અન્ય દેવિઓની બે ત્રણ નાની નાની મૂર્ત્તિઓ છે. આ ગુફાની આસપાસમાં બીજી બે ગુફાઓ છે, તેમાં એક સાધુ રહે છે.

**( ૫૭ ) ટાવર ઑફ સાઇલન્સ (પારસીઓનું દોખમું).**

માઇ નં૦ ૧૫ ની આસપાસ સડકથી થોડે દૂર મોટા-

સાઇ ભીકાજી નામના પારસી ગૃહસ્થે બંધાવેલું પારસીઓનું ટાવર ઑફ સાઇલન્સ નામનું સ્થાન આવેલું છે.

## ( ૫૮ ) ભટ્ટા ( આકરા ).

મા૦ નં૦ ૧૫–૨ પાસે ભટ્ટા ( આકરા ) નામનું ગામ છે. ગામની નજીકમાંજ સડક ઉપર શેઠ જમનાદાસની બંધાવેલી વૈષ્ણવોની એક નાની ધર્મશાલા છે. સાધુ–સંતો ત્યાં વિશ્રાંતિ લઇ શકે છે, તથા રાત્રિનિવાસ પણ કરી શકે છે. ધર્મશાલાની સામેજ જમનાદાસ શેઠનું પાકું મકાન તથા બગીચો છે.

## ( ૫૯–૬૦ ) માનપુર જૈનમંદિર તથા ડાક બંગલો.

મા૦ નં૦ ૧૬ પાસે માનપુર નામનું ગામ છે. આ ગામની પાસે–માઇલના પથ્થરથી એક–દોઢ ફર્લાંગ દૂર–રખીકીશનના રસ્તા ઉપર એક પ્રાચીન જૈનમંદિર છે. આ મંદિર પહેલાં ઘણુંજ જીર્ણ થઇ ગયું હતું તેથી સિરોહી નિવાસી શ્રીયુત જુવાનમલજી સિંઘીએ ઘણોજ પરિશ્રમ કરીને શ્રીસંઘની આર્થિક સહાયતાથી લગભગ ૪૦ વર્ષ પહેલાં આનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. પરંતુ જીર્ણોદ્ધાર થયા પછી આજ સુધી તેની પ્રતિષ્ઠા થઇ નથી. આ મંદિરમાં શ્રી ઋષભદેવ ભગવાનની એક ખંડિત મૂર્તિ છે, તેના પર સં. ૧૫૮૫ નો લેખ છે. આ મંદિર; મૂળગભારો, ગૂઢમંડપ, આગળ એક ચોકી તથા ભમતીના કોટ યુક્ત શિખરબંધી બનેલું છે. મંદિરના દરવાજા બહાર મંદિર તાબાની થોડી છુટી જમીન પડી છે, તેમાં વચ્ચે

એક નાની ધર્મશાલા હતી, તેનાં ભીંતડા ઉભાં છે, છાપરૂં પડી ગયું છે. તે સિવાય મંદિર તાલુકે એક અરટ (કુવો), અવેડો, બગીચો અને ખેતીને યોગ્ય ચાર વિઘા જમીન છે. કુવામાં પાણી નહિ હોવાથી બગીચો સુકાઇ ગયો છે. આ મંદિરની વ્યવસ્થા રોહિડાના શ્રીસંઘના હાથમા છે. રોહિડાના શ્રીસંઘે સત્વર ધ્યાન આપી આ મંદિરની પ્રતિષ્ઠા અને ધર્મશાલાની મરામત કરાવવાની જરૂર છે.

આ મંદિરથી થોડે દૂર સિરોહી સ્ટેટનો એક ડાક બંગલો છે. માનપુરથી પગદંડીને રસ્તે નદી ઓળંગીને જતાં આશરે એક માઇલ થાય છે.

## (૬૧) હૃષીકેશ ('રખીકિશન').

મા. નં. ૧૩-૨ (શાંતિ-આશ્રમ) પાસેથી પહાડને રસ્તે લગભગ ૧॥ માઇલ જવાથી હૃષીકેશનું મંદિર આવે છે. પણ આ રસ્તે પહાડ ઓળંગીને જવું પડે છે, રસ્તો વિકટ છે. માટે શાંતિ-આશ્રમ પાસેથી ગાડા રસ્તે લગભગ ૧॥ માઇલ ચાલીને પછી પહાડને કીનારે કીનારે જમણા હાથ તરફની પગદંડીથી લગભગ એક માઇલ જતાં ભદ્રકાળીનું મંદિર આવે છે. અહિંથી આબૂ પહાડ તરફ આશરે અરધો માઇલ જતાં, આબૂ પર્વતની તલેટીમાં 'હૃષીકેશ' નામથી ઓળખાતું એક પ્રાચીન અને પ્રસિદ્ધ વિષ્ણુમંદિર આવેલું છે. આ મંદિર, ત્રણ તરફથી પહાડની ઓથમાં અને સઘન ઝાડી વચ્ચે આવેલું હોવાથી સાવ નજીક જવાય ત્યારે જ દેખાય છે. આ ધામ, 'રખી કિસન' અથવા 'રિખિકિશન' એવાં નામોથી પણ ઓળખાય છે

આના વિષયમાં એવી પ્રસિદ્ધિ છે કે-"શ્રીકૃષ્ણજી મથુરાથી દ્વારકાં જતાં અહિં આરામ લેવા રોકાણા હતા, તથા આ મંદિર અમરાવતી નગરીના રાજા અંબરીશે પહેલાં બંધાવ્યું હતું." આ મંદિર, કાળા મજબુત પથ્થરોનું બનેલું છે. મંદિરની એક બાજુમાં મઠ અને ધર્મશાલા છે, બીજી બાજુમાં કુંડ, અરટ (કુવો) અને ગૌશાળા છે. અહિં મહંત નાથુરામદાસજી રહે છે. મુસાફરો અહિં આરામથી રાત્રિનિવાસ કરી શકે છે. વાસણું, ગોદડાં અને સિધું વગેરે મહંતજી પાસેથી મળી શકે છે. આ મંદિરના કંપાઉંડની બહાર, બાજુમાં જ એક નાનું શિવાલય અને એક કુંડ છે. ઉક્ત બન્ને મંદિરોની પાછળની એક ટેકરી પર લોકોનું ધ્યાન ખેંચે તેવી એક સુંદર બેઠક છે. કહેવાય છે કે-" અંબરીશ રાજા આ બેઠક પર બેસીને તપ કરતા હતા." હૃષીકેશ ધામની પાસે જુનાં મકાનોનાં ખંડિયેરો પડયાં છે, તેને લોકો અમરાવતી નગરીનાં ખંડિયેરો કહે છે મંદિરની આસપાસ પહાડની ટેકરીઓ તથા ઝાડી-જંગલ હોવાથી કુદરતી દૃશ્ય મનોહર લાગે છે

## (૬૨-૬૩) ભદ્રકાળીનું મંદિર અને જૈનમંદિરનું ખંડિયર.

રખીકિસનથી એજ રસ્તે અરધો માઇલ પાછા આવતાં જમણા હાથ તરફ, નાળાને કાંઠે શ્રીભદ્રકાળીદેવીનું એક મંદિર આવે છે. આ મંદિર બહુજ જીર્ણ-શીર્ણ થઇ ગયું હતું, તેથી સિરોહીના માજી મહારાવ શ્રીમાન્ કેશરીસિંહજી બહાદૂરે સત્તાવીશ હજાર રૂપીયાનો ખર્ચ કરીને નવેસરથી

બંધાવીને તેની પ્રતિષ્ઠા સં. ૧૯૭૯ માં કરાવી છે.

શ્રીભદ્રકાળી માતાના મંદિરની સામે, નાળાથી ડાબા હાથ તરફ એક જૈનમંદિર હતું, તે સાવ પડી ગએલું છે. ફક્ત તેની થોડી થોડી ભીંતો હજુ પણ ઉભી છે.

## ( ૬૪ ) ઉમરની ( ઉમરની ).*

ભદ્રકાળી માતાના મંદિરથી કાચે રસ્તે અરધો માઇલ જવાથી ઉમરની નામનું એક પ્રાચીન ગામ આવે છે. આબૂના શિલાલેખો અને પ્રાચીન તીર્થમાળાઓ વગેરેથી જણાય છે કે-" પહેલા આ ગામ ઘણું મોટું હતું, અને તેમા જૈનમંદિરો તથા શ્રાવકોનાં ઘર ઘણાં હતાં." અત્યારે સાવ નાનું ગામડું છે અને તેમાં જૈન દેરાસર કે એક પણ શ્રાવકનું ઘર નથી. ગામની બહાર આસપાસમાં ખંડિયેરો અને જુના પથ્થરોના ઢગલા ધુળમા દટાયેલા પડયા છે. ઇતિહાસ પ્રેમિઓ વિશેષ પ્રયત્નપૂર્વક શોધખોળ કરે તો તેમાંથી જૈનમંદિરોનાં ખંડિયેરો અને પ્રાચીન લેખો વગેરે મળી આવવા સંભવ રહે છે. અહિંના લોકો એવું માને છે કે-" પહેલાં રખીકિશનથી લઇને ઉમરની ગામથી આગળ સુધી **અમરાવતી** નામની નગરી વસેલી હતી અને તે ઉપરથી આ ગામનું નામ **ઉમરની** પડયું છે."

---

* 'ટ્રીગ્નો મેટ્રીકલ સર્વે'' ના નકશામા આ ગામનું નામ '**ઉમરની**',' **सिरोही राज्यका इतिहास**' મા '**ઊમરણી**' અને 'પ્રાચીન તીર્થમાળા સંગ્રહ'મા '**ઊંબરણી**' લખેલું છે, જ્યારે વિ૦ સં૦ ૧૨૮૭ ના લુણવસહિના શિલાલેખમા '**ઉર્વરણી**' લખેલું છે. જૂઓ પૃ૦ ૯૯-૧૦૦.

અહિંથી કાચે રસ્તે લગભગ એક માઇલ જવાથી માનપુર ગામ આવે છે. *

## ( ૬૫ ) બનાસ-રાજવાડા પુલ.

મા. નં. ૧૬-૨ પાસે બનાસ નદી પર 'રાજવાડા પુલ' નામનો એક મોટો પુલ બાંધેલો છે. આ પુલ વિ. સં. ૧૯૪૩ થી ૪૫ સુધીમાં રાજપુતાનાના રઈસો-રાજા, મહારાજા અને જાગીરદારોની સહાયતાથી બંધાયો છે આ પુલ નહિ હતો ત્યારે વાહનો વગેરેને આ રસ્તાથી પસાર થતાં ઘણી જ મુશ્કેલી ભોગવવી પડતી હતી.

## ( ૬૬ ) ખરાડી ( આબુરોડ ) *

માનપુરથી કાચે રસ્તે એક માઇલ અને સડકને રસ્તે દોઢ માઇલ જવાથી ખરાડી નામનું ગામ આવે છે. આબુરોડ સ્ટેશનની પાસે જ, અને બનાસ નદીના કાંઠા ઉપર આ ગામ વસેલું છે. સિરોહી રાજ્યમાં સૌથી વધારે આબાદીવાળો આ કસ્બો છે. રાજપુતાના માળવા રેલ્વેના આબુ વિભાગનું આ મુખ્ય સ્થાન છે. સાઠ વર્ષ પહેલા આ એક નાનું ગામડું હતું, પણ રેલ્વે સ્ટેશન થવાથી તથા આબૂ ઉપર ચડવાની પાકી સડક અહિંથી નિકળવાથી આ ગામની આબાદી ઘણી વધી ગઇ. સિરોહીના નામદાર મહારાવે અહિં એક સુંદર કોઠી (બંગલો) અને એક બગીચો બનાવરાવ્યો છે.

* જુઓ પૃષ્ઠ ૭-૮.

ગામની અંદર અજીમગંજ નિવાસી રાયબહાદૂર શ્રીમાન્ બાબુ બુદ્ધિસિહજી દુધેડીયાએ બંધાવેલી એક વિશાલ જૈન શ્વે. ધર્મશાલા છે, તેમા એક જૈન દેરાસર છે. યાત્રાળુઓને માટે સર્વ પ્રકારની સગવડ છે. આ ધર્મશાલાની દેખરેખ અમદાવાદવાળા શેઠ લાલભાઇ દલપતભાઈવાળા રાખે છે. આની સામે દિગંબર જૈન ધર્મશાળા અને મંદિર તથા પાછળ હિંદુઓની મોટી ધર્મશાલા વગેરે છે. ગાડીઓ તથા મોટરો દ્વારા આબૂ ઉપર ચડનારાઓને માટે ફક્ત અહિંથીજ રસ્તો છે. અંબાજી તથા કુંભારીયાજી પણ અહિંથી જવાય છે.

## ( દેલવાડા તથા આબૂકેંપ ( સેનેટરીયમ )થી અણાદરા )

### ( ૬૭ ) આબૂગેટ ( અણાદરા પોઈંટ ).

દેલવાડાથી નામદાર લીંબડી દરબારની કોઠી ( બંગલો ), કબર અને નખીતલાવ પાસે થઈને પાકી સડકે બે માઈલ ચાલતાં, તથા આબૂકેંપથી નખીતલાવ પાસે થઈને લગભગ એક માઇલ જવાથી આ સ્થાન આવે છે. અહિં પાણીની પરબ બેસે છે. અહિંથી અણાદરા તરફ ઉતરવાનો રસ્તો શરૂ થાય છે, તેના પ્રારંભમાંજ રસ્તાની બન્ને બાજુએ કુદરતી એક એક ઉંચો પથ્થર ઉભેલો હોવાથી દરવાજા જેવો દેખાવ લાગે છે, તેથી આ સ્થાનને લોકો આબૂગેટ અથવા અણાદરાગેટ કહે છે કેટલાક લોકો તેને અણાદરા પોઈંટ પણ કહે છે.

## ( ૬૮ ) ગણપતિનું મંદિર.

આબૂગેટ પાસેની જમણા હાથ તરફની એક જરા ઊંચી ટેકરી પર ગણપતિનું એક નાનું મંદિર છે. ગણેશ ચતુર્થી (ભાદરવા શુદિ ૪) ને દિવસે આબૂના રહેવાસી લોકો ત્યાં દર્શન કરવા જાય છે.

## ( ૬૯ ) ક્રેગ પોઇંટ ( ગુરૂગુફા ).

ઉપર્યુક્ત ગણપતિના મંદિરથી થોડે ઊંચે જતાં એક ગુફા આવે છે. આ ગુફા ક્રેગ પોઇંટ અથવા ગુરૂગુફાના નામથી ઓળખાય છે. નામદાર લીંબડી દરબારના નવા બંગલા પાસેથી પણ ગુરૂગુફા જવાનો એક રસ્તો જાય છે, ત્યાંથી ગુરૂ ગુફા લગભગ એક માઇલ થાય છે.

## ( ૭૦ ) પરબ.

આબૂગેટથી અણાદરા તરફ લગભગ અરધો ઉતાર ઉતરતાં સઘન ઝાડી-જંગલ વચ્ચે એક નાળું આવે છે, તેની પાસે એક છાપરામાં દેલવાડા જૈન શ્વેતાંબર કારખાના તરફથી પાણીની પરબ બેસે છે. અહિંની એકાંત શાંતિ, શીતલ જળ, સુગંધી વાયુ, વૃક્ષોમાંથી નિકળતો કોયલાદિ પક્ષિઓનો મધુર સ્વર અને જ્યાં ત્યાં કૂદતાં વાંદરાઓનાં ટોળાં વગેરે મુસાફરોનાં દિલને આનંદિત કરી નાંખે છે.

## ( ૭૧-૭૨ ) અણાદરા તલેટી અને ડાક બંગલો.

આબૂગેટથી લગભગ ત્રણ માઇલનો બધો ઉતાર ઉતરી રહેતા આબૂની તલેટી આવે છે. અહિંથી અણાદરા ગામ નજીક હોવાથી તેને અણાદરા તલેટી કહેવામાં આવે છે અહિં રાજ તરફથી ચોકી બેસે છે. દેલવાડા જૈન શ્વેતાંબર કારખાના તરફથી પાણીની પરબ, ભીલોનાં ૫-૭ ઝુંપડાં અને કુવો વગેરે છે, તથા જૈન શ્વેતાંબર ધર્મશાલા માટે મકાનો બનવાનું કાર્ય શરૂ થઇ ગયું છે

અહિંથી અણાદરા તરફ કાચે રસ્તે અરધો માઇલ જતા સિરોહી સ્ટેટનો એક ડાક બંગલો આવે છે.

## ( ૭૩ ) અણાદરા ×

અણાદરા તલેટીથી પશ્ચિમ તરફ કાચે રસ્તે લગભગ બે માઇલ જતા અણાદરા નામનું પ્રાચીન ગામ આવે છે પ્રાચીન શિલાલેખો અને ગ્રંથોમાં આ ગામના 'હણાદ્રા' અને 'હડાદરૂ' વગેરે નામો લખેલાં જોવામા આવે છે, અને તેમાં આપેલ વર્ણન ઉપરથી આ ગામમા પહેલા શ્રાવકોના ઘર તથા જૈન મંદિરો વધારે હશે એમ જણાય છે અત્યારે, અહિં શ્રી આદીશ્વર ભગવાનનું પ્રાચીન અને વિશાળ એકજ મંદિર છે, તેનો હાલમા જીર્ણોદ્ધાર થયો છે. મંદિરની પાસે નાના નાના બે ઉપાશ્રય તથા અમદાવાદ નિવાસી હઠીભાઇ શેઠની બંધાવેલી એક ધર્મશાલા છે શ્રાવકોના ઘર-૩૫ છે સાર્વજનિક ધર્મશાલા,

× જુઓ પૃષ્ઠ ૬-૭

સૂર્યનારાયણનું મંદિર અને પોસ્ટ ઓફીસ વગેરે છે. અહિં પહેલાં સારી આબાદી હતી, પણ આબૂરોડ સ્ટેશન અને ત્યાંથી આબૂ ઉપર જવાની પાકી સડક થતાં અહિંની આબાદી તૂટી ગઈ છે.

## (આબૂના ઢાળમાં અને નીચેના ભાગમાં આવેલાં સ્થાનો)

### (૭૪-૭૫) ગૌમુખ અને વશિષ્ઠાશ્રમ

દેલવાડાથી ૫ અને આબૂકેંપથી ૪ માઇલ દૂર **શ્રીવશિષ્ઠાશ્રમ** છે. આબૂકેંપથી આબૂરોડની સડકે ચડી, માઇલ નંબર એક પાસે ઇદગાહ છે, ત્યાંથી સડક છોડીને ગૌમુખને રસ્તે ચડી લગભગ બે માઇલ ચાલ્યા પછી હનુમાનજીનું મંદિર આવે છે. દેલવાડાથી જનારા આબૂકેંપમાં થઈને ઉપર લખેલ રસ્તાથી જઇ શકે છે, અથવા દેલવાડાથી સીધા આબૂરોડ તરફ જવા માટે ઢૂંઢાઇ ચોકી સુધીની બે માઇલની નવી સડક થઇ છે, તે સડકે બે માઇલ ચાલ્યા બાદ આબૂકેંપ તરફની સડકે એક બે ફર્લાંગ જવાથી તે ઇદગાહ આવે છે, ત્યાંથી સડક છોડી ગૌમુખના રસ્તે ચડી આશરે બે માઇલ ચાલી શ્રીહનુમાનમંદિર પાસે જવું, ત્યાંથી લગભગ એક માઇલ દૂર ગૌમુખ છે

હનુમાન મંદિરથી થોડું ચાલ્યા બાદ નીચે ઉતરવા માટે લગભગ સાતસો પગથીયાં આવે છે. હનુમાનમંદિર પછીથી રસ્તાની આસપાસ આંબા, કરમદા, કેતકી, મોગરો વગેરેની સઘન ઝાડી હોવાને લીધે તેની છાયા રહેતી હોવાથી અને સુગંધયુક્ત

ઠંડો પવન ચાલતો હોવાથી ચડતાં કે ઉતરતાં માણસોને થાક લાગતો નથી. સાતસો પગથીયાં ઉતર્યા બાદ એક બાંધેલો કુંડ આવે છે, તેના કાંઠા ઉપર પથ્થરના બનેલા ગાયના મોઢામાંથી નિરંતર ( બારે માસ ) પાણી તે કુંડમાં પડતું રહે છે. આ જ કારણથી આ સ્થાન, ગૌમુખ અથવા ગૌમુખીગંગાના નામથી પ્રસિદ્ધ છે. આની પાસે કોટેશ્વર મહાદેવની બે નાની નાની દેરીઓ છે,

ગૌમુખથી થોડુંજ નીચે ઉતરવાથી શ્રી **વશિષ્ઠાશ્રમ** નામનું પ્રસિદ્ધ સ્થાન આવે છે. અહિં વશિષ્ઠ ઋષિનું * પ્રાચીન મંદિર × છે, તેમાં વચ્ચે **વશિષ્ઠજી**ની મૂર્ત્તિ છે, તેની એક તરફ **રામચંદ્રજી**ની અને બીજી તરફ **લક્ષ્મણજી**ની મૂર્ત્તિ છેઃ તેમજ અહિં વશિષ્ઠજીની પત્ની **અરૂંધતી**ની અને **કપિલ** મુનિની પણ મૂર્ત્તિ છે. આ મંદિરના મૂળગભારાની બહારના ભાગમાં જમણા હાથ તરફ, **વશિષ્ઠજીની નન્દિની**

---

* શ્રીવશિષ્ઠ મુનિ **રામ–લક્ષ્મણ**ના ગુરૂ હતા. અને તેઓ અહિં તપ કરતા હતા. વિશેષ માટે જૂઓ પૃષ્ઠ–૪–૫.

× આ મંદિર, ચંદ્રાવતીના ચૌહાણ મહારાવ લુંભાજીના પુત્ર મહારાવ તેજસિંહના પુત્ર મહારાવ કાન્હડદેવના સમયમાં ( વિ. સં. ૧૩૯૪ની આસપાસમાં ) બન્યું છે. આ મંદિરને મહારાવ કાન્હડદેવે વીરવાડા નામનું ગામ ભેટ કર્યું હતું, મહારાવ કાન્હડદેવના પિતા મહારાવ તેજસિંહે **આબટૂ ( આંબટૂં )**, જયાતુલી અને **તેજલપુર ( તેલપુર )** આ ત્રણ ગામો અર્પણ કર્યાં હતાં અને મહારાવ કાન્હડદેવના પુત્ર મહારાવ **સામન્તસિંહે** પણ લુહુંલી, છાપુલી ( સાપોલ ) અને કિરણથલા આ ત્રણ ગામો ભેટ કર્યાં હતા.



ગૌમુખ-કુંડ (ગૌમુખી ગંગા)

ત્રમની કામધેનુ (ગાય)ની વાછડા સહિત આરસની મૂર્તિ છે. મંદિરની સામે પિતલની એક ઉભી મૂર્તિ છે, તેને કોઇ ઇંદ્રની અને કોઇ આબૂના રાજા પરમાર ધારાવર્ષની હોવાનું બતાવે છે. આ મંદિરમાં વશિષ્ઠ ઋષિનો પ્રસિદ્ધ અગ્નિકુંડ છે, તેમાંથી પરમાર, પડિહાર, સોલંકી અને ચૌહાણ વંશોના મૂળ પુરૂષો ઉત્પન્ન થયાનું* રાજપુત લોકો માને છે. વશિષ્ઠજીના મંદિરની પાસે વરાહ અવતાર, શેષશાયી (શેષનાગના ઉપર સુતેલ) નારાયણ, સૂર્ય, વિષ્ણુ, લક્ષ્મી વગેરે દેવ-દેવિઓ અને ભક્ત મનુષ્યોની કેટલીક મૂર્તિઓ છે, તેમાંની કેટલીક મૂર્તિઓ ઉપર વિ. સં. તેરમોની આસપાસના ટુંકા લેખો છે. મંદિરના દરવાજા પાસે ભીંતમાં બે શિલાલેખો છે, તેમાં એક વિ. સં. ૧૩૯૪ના વૈશાખ સુદિ ૧૦ નો ચંદ્રાવતીના ચૌહાણ મહારાવ તેજસિંહના પુત્ર કાન્હડદેવના[૨૦૨] સમયનો અને બીજો વિ. સં. ૧૫૦૬ નો મહારાણા કુંભાનો છે. આ બન્ને લેખો છપાઇ ગયા છે દરવાજા પાસેના એક ગોખલામાં વિ. સં. ૧૮૭૫ નો સિરોહીના દરબારે આ મંદિરનો જીર્ણોદ્ધાર તથા ધર્મશાલા વગેરે કરાવ્યાનો અને સદાવ્રત બંધાવ્યા સંબંધીનો લેખ છે.

મંદિરની પાસે આશ્રમ છે, તેમાં સાધુ-સન્તો રહે છે. અહિંના મહંત, મુસાફરોને રસોઇ માટે વાસણો અને સીધું સામાન, વગેરે સાધન જોઇએ તે આપે છે. અહિં ઘણા લોકો ઉજાણી કરવા આવે છે. આશ્રમની પાસે આવેલા દ્રાક્ષના વેલાના

* જૂઓ પાનું ૪.

મંડપો તથા આસપાસ ચારે તરફની ઝાડી-જંગલ અને પહાડની ખીણો, કુદરતી આનંદ લેવા ચાહનારના મનને મુગ્ધ બનાવી દે છે. અહિં દર વરસે અષાડ સુદિ ૧૫ નો મેળો ભરાય છે. રાજપુતાના હોટલથી ગોમુખ આશરે ચાર માઇલ થાય છે.

## ( ૭૬ ) જમદગ્નિ આશ્રમ.

વશિષ્ઠાશ્રમથી લગભગ બે ત્રણ ફર્લાંગ નીચે ઉતરવાથી **જમદગ્નિ આશ્રમ** આવે છે. રસ્તો વિકટ છે અને ત્યાં ખાસ જોવાલાયક કાંઇ નથી.

## ( ૭૭ ) ગૌતમાશ્રમ.

વશિષ્ઠાશ્રમથી આશરે ત્રણ માઇલ પશ્ચિમ દિશામા ગયા બાદ કેટલાંક બાંધેલાં પગથીયાં આવે છે, તે ઉતરવાથી **ગૌતમ ઋષિનું આશ્રમ** આવે છે. અહિં ગૌતમનું એક નાનું મંદિર છે, તેમાં વિષ્ણુની મૂર્ત્તિની પાસે ગૌતમ તથા તેમની સ્ત્રી અહિલ્યાની મૂર્ત્તિ છે. મંદિરની બહાર એક લેખ છે, તેમાં લખ્યું છે કે-મહારાવ ઉદયસિંહજીના [૨૦૭] રાજ્ય સમયમાં વિ. સં. ૧૬૧૩ના વૈશાખ શુદિ ૬ને દિવસે બાઇ પાર્વતી તથા ચંપાબાઇએ અહિંના પગથીયાં બંધાવ્યાં.

## ( ૭૮ ) માધવાશ્રમ.

વશિષ્ઠાશ્રમથી નીચે ઉતરતાં આશરે ૮ માઇલ પર **માધવાશ્રમ** નામનું આશ્રમ હોવાનું કહેવાય છે. અહિંથી

આબૂરાડ (ખરેડી) આશરે બે માઇલ બાકી રહે છે. વશિષ્ઠાશ્રમથી ગૌતમાશ્રમ અને માધવાશ્રમના રસ્તા બહુજ વિકટ છે. વશિષ્ઠાશ્રમથી માધવાશ્રમ જવા માટે અને એવાજ બીજા આબૂ પહાડના દૂર દૂરના ઢાળોમા ઉતરવા માટે ચોકીદાર સાથે લીધા વિના કોઇએ પણ સાહસ ન કરવું,

## (૭૯) વાસ્થાનજી.

આબૂના ઉત્તર તરફના ઢાળમા શેર ગામની× તરફ ઘણું નીચે ઉતર્યા બાદ **વાસ્થાનજી** નામનું બહુ રમણીય સ્થાન આવે છે. અહિં ૧૮ ફીટ લાંબી, ૧૨ ફીટ પહોળી અને ૬ ફીટ ઊંચી એક ગુફાની અંદર વિષ્ણુની એક મૂર્ત્તિ છે, તેની પાસે શિવલિંગ અને પાર્વતી તથા ગણપતિની મૂર્ત્તિઓ છે ગુફાની બહાર ગણેશ, વરાહ અવતાર, ભૈરવ, બ્રહ્મા વગેરેની મૂર્ત્તિઓ છે. આ સ્થાન બહુ પ્રસિદ્ધ છે. દર વર્ષે હજારો મનુષ્યો દર્શન માટે અહિં આવે છે. આબૂ ઉપરથી વાસ્થાનજી જવાનો રસ્તો ઘણોજ વિકટ છે, અહિં જવાનો સુગમ માર્ગ આબ નીચેના **ઇસરા*** ગામની પાસેથી છે, ઇસરાથી લગભગ ૨ માઇલ દૂર

× શેર, અચલગઢથી ઉત્તર-પૂર્વ (ઇશાન) ખુણામા લગભગ ૧૦ થી ૧૨ માઇલ દૂર આવેલુ છે.

* 'ટ્રીગ્નો મેટ્રીકલ સર્વે'ના નકશામાં આ ગામનુ નામ 'ઇસરિ' લખેલું છે, ત્યારે '**सिरोही राज्य का इतिहास**'માં 'ઇસરાં' લખેલુ છે આ ગામ, શેરથી ઉત્તરમા આસરે ૨ માઇલ. સિરોહીથી દક્ષિણમા ૧૧ માઇલ, અનાદરા સ્ટેશનથી પશ્ચિમમાં ૧૧ માઇલ અને પિંડવાડા સ્ટેશનથી ૧૭ માઇલ છે.

આબૂની તલેટી છે, ત્યાંથી આબૂનો થોડો ચડાવ ચડવાથી વાસ્થાનજી પહોંચી જવાય છે. આ સ્થાનનું ખરૂં નામ ' વાસ્ત્યાયનજી ' હોવું જોઇએ.

## (૮૦) ક્રોડીધ્વજ (કાનરીધજ, કોટિધ્વજ).

અણાદરાથી લગભગ રા માઇલ અને અણાદરા તલેટી પાસેથી લગભગ સવા માઇલ દૂર આબૂની નીચેની એક ટેકરી ઉપર પ્રસિદ્ધ ક્રોડીધ્વજ નામનું એક મંદિર છે. આ મંદિર સૂર્યનું છે. આમાં શ્યામ પથ્થરની બનેલી સૂર્યની એક મૂર્તિ છે, તે મૂર્તિ મંદિરના જેટલી પ્રાચીન જણાતી નથી. આ મંદિરના સભામંડપની પાસે બીજું એક નાનું સૂર્યનું મંદિર છે, તેમાં સૂર્યની મૂર્તિ છે, તેના દ્વાર પાસે આરસપાષાણની બનેલી સૂર્યની એક મોટી અને પ્રાચીન મૂર્તિ રાખેલી છે, તે આ મંદિરની સાથે બનેલી મૂળ મૂર્તિ હોવી જોઇએ, તે જીર્ણ થઇ જવાને કારણે પાછળથી તેને બદલે બીજી નવી મૂર્તિ મૂળ મંદિરમાં સ્થાપન કરી હોય એમ જણાય છે. આ મંદિરના સભામંડપના વચલા એક થાંભલા ઉપર કમલની આકૃતિવાળું સૂર્યનું સુંદર અને ફરતું ચક્ર રાખેલું છે. સભામંડપના થાંભલાઓ ઉપર વિ. સં. ૧૨૦૪ ના બે લેખો ખોદેલા છે. અહિં નાનાં નાના બીજાં પણ મંદિરો છે, જેમાં દેવિઓ અને સૂર્ય વગેરેની મૂર્તિઓ છે. સભામંડપથી કાંઇક નીચે એક તૂટેલું શિવમંદિર છે, તેમાં શિવલિંગની પાસે સૂર્ય, શેષશાયી નારાયણ, વિષ્ણુ, હર-ગૌરી વગેરેની મૂર્તિઓ છે. આ ટેકરીની નીચે દૂર દૂર સુધી મકાનોનાં નિશાનો છે, અને દેવિઓ વગેરેની

કેટલીક મૂર્ત્તિઓ જ્યાં ત્યાં પડેલી છે. અહિંથી અરધા માઇલ ઉપર લાખાવ (લાખાવતી) નામની પ્રાચીન નગરીનાં નિશાનો છે, ત્યાંથી મોટી મોટી ઇંટો તથા જૂની મૂર્ત્તિઓ મળી આવે છે. કોટિધ્વજ પાસે શ્રાવણ સુદિ પૂનમે મેળો ભરાય છે.

## (૮૧) દેવાંગણજી.

કોડીધજથી લગભગ એક માઇલ દૂર આબૂની નીચે સઘન વન અને વાંસની ઝાડીવાળા એક નાળા પાસે કાંઇક ઊંચાઇ ઉપર **દેવાંગણજી**નું એક પ્રાચીન મંદિર છે. આ મંદિરમાં જવાનાં પગથીયાં તૂટી જવાથી ત્યાં જવા માટે કાંઇક મુસ્કેલી ભોગવવી પડે છે. મંદિર નાનું છે, તેમાં વિષ્ણુની એક મોટી ઉભી મૂર્ત્તિ છે, કે જે મંદિરના જેટલી પ્રાચીન જણાતી નથી. મંદિરના ચોકમાં ભીંતો પાસે કેટલીક મૂર્ત્તિઓ રાખેલી છે, તેમાં બે નરસિંહ અવતારની, કેટલીક દેવિઓની, તથા કમલાસન પર બેઠેલ એક વિષ્ણુ (બુદ્ધ અવતાર) ની સુંદર મૂર્ત્તિ છે, જેના બે હાથ જૈનમૂર્ત્તિઓની જેમ પદ્માસન ઉપર રાખેલા છે, અને ઉપરના બે હાથમાં કમલ અને શંખ છે.

આ મંદિરની સામે, નાળાની બીજી તરફ થોડી ઊંચાઇ ઉપર શિવજીની ત્રિમૂર્ત્તિનું એક મંદિર હતું જે બિલકુલ

તૂટી ગયું છે. પરંતુ શિવજીની મોટી ત્રિમૂર્તિ અત્યાર સુધી ત્યાં પડી છે *

---

* આ પ્રકરણ છપાઇ રહેવા આવતા, "ગુજરાત" માસિકના બારમા પુસ્તકના બીજા અંકમા, ગ. **દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીનો** લખેલો "**આબુ-અર્બુદગિરિ**" એ નામનો લેખ છપાયેલો મારા જોવામા આવ્યો આ છેલ્લા પ્રકરણમા હિંદુધર્મના મોટા મોટા તીર્થોનું અવિસ્તર વર્ણન તો આપેલુ જ છે, પણ તેમા નહિં આપેલાં હિંદુધર્મના કેટલાક નાના નાના તીર્થો કે મન્દિરોના નામો ઉપર્યુક્ત લેખમા જોવામા આવતા વાચકોની જાણને માટે તે નામો, તેમા આપેલી હકીકત સાથે નીચે આપવામા આવ્યા છે.

( ૧-૨ ) આબૂરોડથી સડકને રસ્તે આબૂ પર જતા ઘણો ચઢાવ ચડયા પછી **સૂર્યકુંડ** અને **કર્ણેશ્વર મહાદેવ** આવે છે.

( ૩-૬ ) કન્યાકુમારી અને રસિયા વાલમના મન્દિરથી થોડે દૂર જતા **પશુતીર્થ, અગ્નિતીર્થ, પિંડારકતીર્થ** તથા **યજ્ઞેશ્વર મહાદેવના** દર્શન થાય છે

( ૭ ) **ઓરીયા** ગામમા જૈનોના શ્રી **મહાવીર સ્વામીના** દેવળ પાસે **ચક્રેશ્વર મહાદેવનુ** મન્દિર છે અષાડી અગીઆરશે અહિં મેળો ભરાય છે

( ૮ ) **ઓરીઆથી**, થોડે દૂર જવાઇ ગામ પાસે **નાગતીર્થ** છે, ત્યા નાગપચમીએ મેળો ભરાય છે.

( ૯-૧૦ ) **ઓરીયાથી** ગુરૂદત્તાત્રેયના સ્થાન તરફ જતાં **કેદારેશ્વર મહાદેવનું** સ્થાન તથા **કેદાર કુંડ** આવે છે.

## ઉપસંહાર.

### ( યાત્રા કેવી રીતે કરવી જોઇએ ? )

ઉપર પ્રમાણે આબૂ પર્વતની ઠેઠ નીચામાં નીચી ચારે તરફની ટેકરીઓથી લઇને ઠેઠ ઊંચામાં ઊંચા શિખરો ઉપર આવેલાં જૈન, વૈષ્ણવ, શૈવ વગેરે ધર્મનાં તીર્થો અને મંદિરો તેમજ ક્રિશ્ચિયન, પારસી અને મુસલમાનોનાં ધર્મસ્થાનો તથા કુદરતી અને કૃત્રિમ પ્રાચીન દર્શનીય સ્થાનો જે મારા જોવામાં અને જાણવામાં આવ્યાં, તેનું મેં મારી અલ્પ શક્તિ પ્રમાણે આમાં વર્ણન લખ્યું છે; પરંતુ તે સિવાય પણ આબૂ ઉપર બીજાં નાનાં મોટાં ધર્મસ્થાનો, મંદિરો અને દર્શનીય પદાર્થો, જેવા કે-પ્રાચીન મકાનો, ગુફાઓ, કુંડો, નદી-નાળાં, ખડકો, જડી-બુટી, તથા અનેક પ્રકારની ઔષધિઓ વગેરે ઘણું છે, તે બધું જાણવાની ઇચ્છાવાળાઓએ સ્વયં આબૂ જઇ ત્યાં ભ્રમણ કરીને જાણી લેવા માટે પ્રયત્ન કરવો જોઇએ.

અન્તમાં વાચકોને મારે ખાસ કરીને એક વાત કહેવાની છે, અને તે એ કે-આજકાલ રેલ્વે અને મોટરોનાં સાધનોને લીધે યાત્રા બહુ જ મોંઘી થઇ પડી છે-યાત્રાની કિંમત જ નથી રહી, તેથી યાત્રા એ શી વસ્તુ છે ? તે સંબંધી ભાગ્યે જ કોઈ વિચાર કરતા હશે; અને તેનું જ એ પરિણામ છે કે-આજકાલ યાત્રા એટલે ‘ દૃષ્ટિના વિષયને પોષવાનો ધંધો ’ એમ મનાઇ રહ્યું છે-એવું વર્તન થઇ રહ્યું છે. અર્થાત્ દેશ-દેશાન્તરોમાં પર્યટન કરવું; નવાં નવાં ગામો, શહેરો અને

દેશો જોવા, ત્યાં રહેલાં અજાયબ ઘર (મ્યુઝીમ), ચીડીયા ઘર (જીવતાં પશુઓનું મ્યુઝીમ), કોર્ટ–કચેરીઓ વગેરે સુંદર મકાનો, સુંદર તળાવો, નદીના ઘાટો, બાગ–બગીચા, નાટક–સીનેમા વગેરે જોવાં; દેશ–પરદેશના લોકો અને તેની ભાષા વગેરે જોઇ–સાંભળીને આનન્દ માનવો: વિચારક દૃષ્ટિથી તેમાંથી પણ કાંઇક તાત્ત્વિક સાર ગ્રહણ કરવાનો વિચાર કર્યા વિના માત્ર ઉપલક દૃષ્ટિથી તે બધું જોવું અને પ્રસંગોપાત્ત મુખ્ય મુખ્ય તીર્થો–મંદિરોનાં પણ દર્શન કરી લેવાં."

યાત્રાનો આવોજ અર્થ થઇ ગયો હોવાથી યાત્રાળુઓ પોતાના ઘરથી નિકળીને ટાંગા, મોટરો વગેરે વાહનો દ્વારા સ્ટેશને પહોંચે છે, ત્યાંથી રેલ્વેમાં બેસી તીર્થના સ્ટેશને ઉતરી ત્યાંથી પાછા ટાંગા, મોટરો વગેરે વાહનો દ્વારા તીર્થસ્થાન કે ધર્મશાલા સુધી પહોંચી જાય છે. જો પહાડ ઉપર ચડવાનું હોય-તો ડોળી, પીનસ આદિમાં બેસીને મંદિર સુધી પહોંચી જાય છે. મંદિરોમાં કલાક–અર્ધો કલાક દર્શનાદિ કરી પાછા ઉતારે આવી ભોજનાદિની ધમાધમમાં અરધો દિવસ કાઢે છે, અને બાકીનો અરધો દિવસ શહેર, બજારો અને ત્યાંના નવાં નવાં સ્થાનો જોવામાં અને વ્યાપારાદિ કાર્ય માટે માલ ખરીદવામાં કાઢે છે. જો તીર્થસ્થાન નાનાં ગામડાંમાં હોય તો કેટલાક લોકો બાકીનો બધો સમય ઉંઘવામાં, વિકથામાં + કે પાનાં વગેરેથી રમવામાં કાઢે છે.

---

+ (૧) દેશ પરદેશના સારા—નરસા ગજાઓની, (૨) સ્ત્રિઓની, (૩) ખાદ્ય પદાર્થોની અને (૪) દેશ–શહેર કે ગામોની નિરર્થક કથા વાત કે ચર્ચા કરવી તે ચાર વિકથા કહેવાય છે.

તીર્થસ્થાનમાં યાત્રાળુ એવો વિચાર કોઇ દિવસે ભાગ્યે જ કરતો હશે કે-" ઘર અને ઘરનો ધંધો છોડી, સેંકડો રૂપીયાનો ખર્ચ કરી જે તીર્થની યાત્રા કરવા માટે હું અહિં આવ્યો છું, તે તીર્થની યાત્રા-સેવા-પૂજા-દર્શનાદિ કરવામાં મેં કેટલો સમય વીતાવ્યો? અને દષ્ટિના વિષયને પોષવામાં તથા એશ-આરામમાં મેં કેટલો સમય ગુમાવ્યો ?" આ સંબંધી જો થોડો પણ વિચાર કરવામાં આવે તો ખરેખર તેને પશ્ચાત્તાપ થયા વિના રહે નહિં. માટે જેણે એવા પશ્ચાત્તાપના ભાગી ન થવું હોય, અને યાત્રાનું વાસ્તવિક ફળ મેળવવું હોય તેણે ઘર અને વ્યાપારાદિ સંબંધી દરેક પ્રકારની ચિંતાઓને ઘેરજ મુકીને, બની શકે તેટલું પગે ચાલીને તીર્થસ્થાને પહોંચવું જોઇએ.

રસ્તામાં કે તીર્થસ્થાનમાં કલેશ-કંકાસ, હાંસી-મશ્કરી, અસત્ય વચન, પર નિંદા, સાત વ્યસન÷ વગેરે દુર્ગુણોનો ત્યાગ કરવો જોઇએ. તીર્થસ્થાનમાં જઇને તીર્થ નિમિત્તનો ઓછામાં ઓછો એક ઉપવાસ કરવો જોઇએ. વિકથાઓને દૂર કરી; ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ અને મોહ ઇત્યાદિ દૂષણોનો ત્યાગ કરી; અપૂર્વ શાંતિને ધારણ કરીને તીર્થનાં દર્શન-સેવા-પૂજાદિ કાર્યોમાં ઉદ્યમવંત થવું જોઇએ.

યથાશક્તિ વિશેષ પ્રકારે સ્નાત્ર પૂજા, અષ્ટપ્રકારી

---

÷ (૧) માંસભક્ષણ, (૨) મદ્યપાન, (૩) શિકાર કરવો, (૪) વેશ્યાગમન, (૫) પરસ્ત્રીગમન, (૬) ચોરી કરવી, (૭) જુગાર રમવું. આ સાત વ્યસન કહેવાય છે.

આદિ મોટી પૂજાઓ, અંગરચના ( આંગી ), રાત્રિજાગરણ, વગેરે મહોત્સવો કરવા; ભગવાન્‌ના ગુણોને યાદ કરી શુભ ભાવના પૂર્વક વિશેષ પ્રકારના શુભધ્યાનની અંદર આરૂઢ થવું–ધર્મ ધ્યાનમાં તત્પર રહેવું; સવાર–સાંજ પ્રતિક્રમણ ( સંધ્યા–વંદનાદિ ) કરવું, અભક્ષ્ય અને સચિત્ત ( સજીવ ) ભોજનનો યથાશક્તિ ત્યાગ કરવો; જીર્ણોદ્ધારાદિ કાર્યોમાં મદદ કરવી, મંદિરમાં આશાતના થતી હોય તો તેને શાંતિ પૂર્વક દૂર કરવા–કરાવવા પ્રયત્ન કરવો; સધર્મિબંધુઓની ભક્તિ કરવી; સધર્મિવાત્સલ્ય કરવું; યથાશક્તિ પાંચે પ્રકારનાં દાન ( અભયદાન, સુપાત્રદાન, અનુકંપાદાન, ઉચિતદાન અને કીર્તિદાન ) આપવાં; તીર્થસ્થાનમાં વિદ્યાલય, પુસ્તકાલય વગેરે કેળવણીની સંસ્થાઓ હોય તેમાં સહાયતા આપવી; અને ફુરસદના સમયમાં ધાર્મિક પુસ્તકો વાંચવાં; ઇત્યાદિ ધર્મકરણી કરવા સાથે શુભ ભાવ પૂર્વક જે માણસ યાત્રા કરે છે, તે જ માણસ, યાત્રાનું વાસ્તવિક ફલ–સમકિતની પ્રાપ્તિ, સ્વર્ગાદિનાં સુખો, કર્મની નિર્જરા અને યાવત્ મોક્ષનું સુખ–મેળવી શકે છે. માટે દરેક યાત્રાળુઓએ એ પ્રમાણે વર્તવા માટે પ્રયત્નશીલ થવું.

એવીજ રીતે કૉલેજ, સ્કૂલ અને સ્કાઉટના ટૂર (ભ્રમણ) કરનારા વિદ્યાર્થીઓએ તથા બીજા બધા પ્રેક્ષકોએ દર્શનીય સ્થાનો જોવા માટે કરેલો પ્રયત્ન, વાસ્તવિક રીતે ત્યારેજ સફળ કર્યો કહી શકાય કે–" તેઓ તેમાંથી શોધખોળપૂર્વક ઐતિહાસિક જ્ઞાન મેળવે, તાત્ત્વિક દષ્ટિથી વિચાર કરી તેમાંથી અલૌકિક તત્ત્વ પ્રાપ્ત

કરે; જીવ અને પુદ્ગલની કુદરતી અનંત શક્તિઓ સંબંધી વિચાર કરે; શાંતિપૂર્ણ સ્થાનોમાં જઇ ક્રોધાદિ કષાયો અને હાસ્યાદિ ક્રીડાઓનો ત્યાગ કરી બે ઘડી શુભધ્યાનની અંદર તલ્લીન થઇ, પોતાની અંદર રહેલા દુર્ગુણોનો ત્યાગ કરવા; સદ્ગુણોને પ્રાપ્ત કરવા; સમાજ, દેશ અને ધર્મની સેવા કરી પોતાના આત્માને કૃતાર્થ કરવા; તથા પોતાના આત્માને કર્મના બંધનથી મુક્ત કેવી રીતે કરી શકાય તે સંબંધી વિચારો કરે અને પછી તે પ્રમાણે વર્તન કરવા માટે પ્રયત્ન કરે. ”

ઉપર્યુક્ત કાર્યો કરવાથી કુદરતી દૃશ્યો આદિ જોવા માટે કરેલો પ્રયત્ન ખરેખર રીતે સફલ થાય છે, માટે તેમ કરવા દરેક મનુષ્યોએ પ્રયત્ન કરવો જોઇએ. ૐ શાન્તિઃ ॥



# પરિશિષ્ટ ૧

## જૈન પારિભાષિક તથા અન્યાન્ય શબ્દોનો અર્થ.

અંગરચના ... જિનમૂર્તિ પર શૃંગાર કરવામાં આવે છે તે.

અઠ્ઠાઇ મહોત્સવ ... આઠ દિવસનો ઉત્સવ.

અનશન ... ભોજનાદિનો ત્યાગ.

અબ્ભુટ્ઠિઓ ખામવો... ગુરુને સુખશાતા પૂછવી તથા ગુન્હાની ક્ષમા માગવા પૂર્વક વંદન કરવું તે.

અંથમાળ ... ઘોડાઓની પંક્તિ.

અષ્ટાંગ નમસ્કાર ... દંડ ( લાકડી ) ની જેમ જમીન ઉપર લાંબા ઉંધા સૂઇને નમસ્કાર કરવો તે.

આશાતના ... અવહેલના, અવિનય, અવજ્ઞા.

એકતીર્થી ... જેમાં તીર્થંકર ભગવાનની એકજ મૂર્તિ હોય એવી પરિકરવાળી મૂર્તિ.

એકલમૂર્ત્તિ ... પરિકર રહિત તીર્થંકર પ્રભુની પ્રતિમા.

ઓઘો ... ' રજોહરણ ' રજને સાફ કરવા માટે તથા સૂક્ષ્મ જીવોની રક્ષા માટે ઉનની દશીયોનો ગુચ્છો, જેને જૈન સાધુ—સાધ્વી હંમેશાં પાસે રાખે છે.

કલ્યાણક ... તીર્થંકર પ્રભુના ચ્યવન, જન્મ, દીક્ષા, જ્ઞાન અને મોક્ષ એ પાંચ મંગલ પ્રસંગ.

કાઉસગ્ગ ... ધ્યાન કરવા માટે કાયાને સ્થિર કરવી તે, કાયોત્સર્ગ.

કાઉસગ્ગીઆ ... તીર્થંકર ભગવાનની ધ્યાનસ્થ ઉભી મૂર્ત્તિ.

કારખાનું ... કાર્યાલય, પેઢી.

| | |
|---|---|
| કેવલ જ્ઞાન | ... ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળ સંબંધી સંપૂર્ણ જ્ઞાન. |
| ખત્તક | ... ગોખલો. |
| ગજમાળ | ... હાથીઓની પંક્તિ. |
| ગણધર | ... તીર્થંકર પ્રભુના મુખ્ય શિષ્ય. |
| ગભારો | ... જૈન દેરાસરમાં મૂર્તિઓ વિરાજમાન કરવામાં આવે છે તે સ્થાન. |
| ગર્ભાગાર | ... ગભારો. |
| ગૂઢ મંડપ | ... મૂળ ગભારાની પાસેનો મંડપ. |
| ચાતુર્માસ | ... વર્ષા ઋતુના ચાર મહિના. |
| ચૈત્યવંદન | ... સ્તવન, સ્તુતિ આદિથી પ્રભુના ગુણગાન કરવા પૂર્વક શ્રી જિનેશ્વર ભગવાનને વંદન કરવું તે. |
| ચોવીસી | ... એકજ પત્થર યા ધાતુપત્રમાં ભગવાનની ૨૪ મૂર્તિઓ. |
| ચૌમુખજી | ... દેરાસર કે સમવસરણમાં વચ્ચે મૂલ નાયકજીના સ્થાને ચારે દિશામાં શ્રી તીર્થંકર ભગવાનની એક એક મૂર્તિ હોય છે તે. |
| છ ચોકી | ... દેરાસરના ગૂઢ મંડપની બહારનો છ ચોકીઓવાળો મંડપ. |
| છદ્મસ્થ | ... સર્વજ્ઞ થયા પહેલાની અવસ્થા. |
| જગતી | ... દેવાલયની ભમતી, પ્રદક્ષિણા દેવાનો માર્ગ. |
| જાતિસ્મરણ જ્ઞાન | ... જેમાં પૂર્વ જન્મોનું સ્મરણ થાય તેવું જ્ઞાન. |
| જિન કલ્પી | ... જૈન સાધુનો નિયત કરેલો ઉત્કૃષ્ટ આચાર પાળનાર. |
| જિન માતૃ | ... જિન પ્રભુની માતા. |

| | | |
|---|---|---|
| જિન યુગ્મ | ... | પ્રભુની મૂર્તિઓનું જોડું ( બે મૂર્તિ ). |
| જીર્ણોદ્ધાર | ... | સુધાર કામ, તુટેલા ભાગને ફરી સમરાવવો. |
| ટુંક | ... | પર્વતનું શિખર, જેના ઉપર દેવાલય હોય. |
| ટોલ ટેક્સ | ... | સડકનો કર. |
| ઠવણી | ... | સ્થાપનાચાર્ય મૂકવાની લાકડાની ચોપાઇ. |
| તરપણી | ... | જૈન સાધુઓનું લોટાના આકારનું કાષ્ટનું જળ પાત્ર. |
| તીર્થંકર | ... | તીર્થ ( ધર્મ )ને પ્રવર્તાવનાર જૈનોના ઇષ્ટ દેવ. |
| ત્રિક | ... | ત્રણ જણ. |
| ત્રિતીર્થી | ... | જેમાં તીર્થંકર પ્રભુની મૂર્તિની બન્ને બાજુ બે ઉભી પ્રતિમા હોય તથા ચોતરફ પરિકર હોય તેવી મૂર્તિ. |
| દીક્ષા | ... | સંન્યાસ, ચારિત્ર, સાધુપણું. |
| દેવકુલિકા | ... | દેરી. |
| દ્વાર મંડપ | ... | દરવાજા ઉપરનો મંડપ. |
| ધર્મચક્ર | ... | પ્રભુની મૂર્તિના પરિકરની ગાદીની વચ્ચે. જે ચીતરેલું રહે છે, અને જે તીર્થંકર પ્રભુના વિહાર સમયે આકાશમાં આગળ ચાલે છે તે, તીર્થંકર ભગવાનનું ધાર્મિક એક પ્રકારનું ચિહ્ન. |
| નવકાર | ... | નમસ્કાર. |
| નવ ચોકી | ... | ગૂઢ મંડપની બહારનો નવ ચોકીઓ વાળો મંડપ. |
| નિયાણું | ... | ' આ ભવના મારા અમુક ધર્મ કાર્યના પ્રભાવથી ભવાન્તરમાં મને અમુક સુખાદિ મળો ' એવો સંકલ્પ કરવો તે. |

| | |
|---|---|
| નિર્વાણ | ... મોક્ષ, મુક્તિ. |
| પંચતીર્થી | ... ત્રિતીર્થીના પરિકરમાં કહેલી ઉભી બે મૂર્તિઓની ઉપર બીજી બે બેઠી પ્રતિમાઓ જેમા હોય તે, એટલે જેમા તીર્થંકર ભગવાનની પાચ મૂર્તિઓ હોય એવી પરિકરવાળી મૂર્ત્તિ. |
| પંચ મૌષ્ઠિક લોચ | ... પાચ મુઠીથી માથાના વાળ ખેચી લેવા તે. |
| પંચાંગ નમસ્કાર | ... બે હાથ, બે ગોઠણ અને મસ્તક, એ પાંચ અંગને ભૂમિપર અડાડીને નમસ્કાર કરવો તે. |
| પટ્ટ | ... એક જ પત્થર યા ધાતુના પતરામાં વધારે મૂર્તિઓ બનેલી હોય તે. |
| પબાસણ | ... જેના ઉપર તીર્થંકર ભગવાનની મૂર્તિઓ વિરાજમાન કરવામાં આવે છે તે. |
| પરિકર | ... જિન-મૂર્તિની ચારે તરફનો નકશીવાળો ભાગ |
| પર્ષદા | ... સભા. |
| પાદુકા | ... પગલાં. |
| પૌષધ | ... ચાર પહોર અથવા આઠ પહોર માટે લીધેલું સાધુવ્રત ( ચારિત્ર ). |
| પ્રતિબોધ | ... ઉપદેશ. |
| પ્રતિ વાસુદેવ | ... વાસુદેવનો પ્રતિસ્પર્ધી ( દુશ્મન ). |
| પ્રતિષ્ઠા | ... સ્થાપના, અમુક ક્રિયા કરીને મંદિરમાં મૂર્તિનું સ્થાપન કરવું તે. |
| પ્રાગ્વાટ | ... પોરવાડ જ્ઞાતિ. |
| બલાનક | ... જિનમંદિરના દ્વારના ઉપરનો મંડપ. |
| બિજોરૂં | ... એક જાતનું ફળ. |

| | |
|---|---|
| બિંબ | ... મૂર્તિ. |
| ભમતી | ... જૂઓ ' જગતી. ' |
| ભામંડલ | ... તેજનો સમહ, ( સૂર્યમુખી ). |
| મહમુદી | ... મુસલમાની કાળનો એક જાતનો ચાંદીનો સિક્કો. |
| મુહપત્તિ | ... બોલતી વખતે જીવરક્ષા અર્થે જૈન સાધુઓ મુખ પાસે જે વસ્ત્ર રાખે છે તે. |
| મૂલ ગભારો | ... મંદિરના જે ભાગમાં મુખ્ય પ્રતિમાને બિરાજમાન કરવામાં આવે છે તે. |
| મૂલ નાયક | ... મંદિરમાં સ્થાપેલ મુખ્ય પ્રતિમા. |
| મેરાબ | ... પત્થરનું તોરણ, કમાન. |
| યતિ | ... સાધુઓના આચાર-વિચાર પાળવામાં ઢીલા થયેલ પરિગ્રહ ધારી જૈન સાધુ,-જતિ. |
| યક્ષ | ... વ્યંતર દેવની એક જાતિ. |
| યંત્ર | ... મંત્રનો એક ભેદ. |
| યૂથ | ... ટોળું. |
| રંગ મંડપ | ... મંદિરનો સભા મંડપ. |
| રજોહરણ | ... ' ઓઘો ' શબ્દ જુઓ. |
| રિકસા | ... એક જાતની ગાડી, જેને મજુરો ખેંચે છે. |
| લંછન | ... તીર્થંકર ભગવાનની મૂર્તિઓના ચિહન. |
| લુંચન | ... હાથથી ખેંચીને વાળ ઉખેડવા. |
| લોચ | ... " " |
| વરસી | ... વાર્ષિક. |
| વસહિ | ... વસતિ, દેવમંદિર. |
| વાસક્ષેપ | ... સુગંધી ચૂર્ણ. |

| | | |
|---|---|---|
| વાસુદેવ | . | ભરતક્ષેત્રના ત્રણ ખડોને ભોગવનાર |
| વિહરમાન જિન | | વર્તમાન કાળમા વિચરતા જિન પ્રભુ, જે હાલ મહાવિદેહ ક્ષેત્રમા છે. |
| વિહાર | . | પરિભ્રમણ, અને જિન-મદિર |
| શકુનિકા | ... | સમળી |
| શાશ્વત | . | અમર, નિત્ય |
| સંઘ | ... | સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાનો સમુદાય, અથવા બહુ શ્રાવકોનો સમુદાય |
| સઘવી | | સઘનો નાયક, સઘપતિ. |
| સચિત્ત | ... | જીવવાળુ. |
| સધર્મિવાત્સલ્ય | ... | પોતાના ધર્મનુ પાલન કરનારા-સમાન ધર્મવાળાઓની ભોજન વગેરેથી ભક્તિ કરવી તે. |
| સભા મંડપ | ... | રગ મંડપ, મંદિરનો મોટો મંડપ |
| સમવસરણ | ... | તીર્થંકરોના ઉપદેશ શ્રવણ માટે દેવોએ બાધેલી વિશાળ વ્યાખ્યાન શાળા. |
| સમ્યક્ત્વ | ... | સુદેવ, સુગુરૂ અને સુધર્મમાં અટલ શ્રદ્ધા, અથવા જિન-ભાષિત તત્ત્વોમાં શ્રદ્ધા. |
| સાત ક્ષેત્ર | .. | ધર્મમા દ્રવ્ય ખર્ચવાના સાત સ્થાનો, ( મૂર્તિ, મન્દિર, જ્ઞાન, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા ). |
| સાધારણ ખાતુ | ... | જે ખાતાનુ દ્રવ્ય સાતે ક્ષેત્રોમા વાપરી શકાય છે, તે સાધારણ ખાતુ કહેવાય છે. |
| સામાયિક | ... | રાગ-દ્વેષ રહિત થઈને બે ઘડી (૪૮ મીનીટ) સુધી સમભાવ પૂર્વક વ્રતમા રહેવુ તે |
| સાષ્ટાંગ નમસ્કાર | ... | દંડવત, 'અષ્ટાગ નમસ્કાર' શબ્દ જૂઓ. |

સિંહમાળ ... સિંહોની પંક્તિ.
સુરહી ... દાનપત્રાદિનો લેખ ખોદેલો પત્થર, જેના ઉપર વાછરડા સાથે ગાય તથા ચંદ્ર, સૂર્ય ખોદેલા હોય છે.
સૂરિ ... આચાર્ય, ધર્મ ગુરૂઓના નાયક
સ્થવિર કલ્પી ... ધાર્મિક વ્યવહાર માર્ગનું અનુસરણ કરનાર જૈન સાધુ
સ્થાપનાચાર્ય ... ગુરૂ મહારાજના અભાવમાં ગુરૂપદે સ્થાપન કરવામાં આવેલી વસ્તુ વિશેષ.
સ્નાત્ર મહોત્સવ ... ઇન્દ્ર વગેરેએ કરેલો તીર્થંકર પ્રભુનો જન્માભિષેકોત્સવ



# પરિશિષ્ટ ૨

## સોળ વિદ્યાદેવિઓનાં વર્ણ, વાહન, હસ્ત, ચિહ્નાદિ.

| નંબર. | નામ | વર્ણ. | વાહન. | હસ્ત. | જમણા હાથની ચીજો. | ડાબા હાથની ચીજો. |
|---|---|---|---|---|---|---|
| ૧ | રોહિણી | સફેદ | ગાય | ૪ | માલા, બાણ | શંખ, ધનુષ્ય |
| ૨ | પ્રજ્ઞપ્તિ | " | મયૂર | " | વરદાન, શક્તિ | બીજોરૂં, શક્તિ |
| ૩ | વજ્રશૃંખલા | " | કમલ | " | " શૃંખલા | કમલ, શૃંખલા |
| ૪ | વજ્રાંકુશા ( શી ) | પીત | ગજ | " | " વજ્ર | બીજોરૂં, અંકુશ |
| ૫ | અપ્રતિચક્રા (ચક્રેશ્વરી) | " | ગરૂડ | " | ચક્ર, ચક્ર | ચક્ર, ચક્ર, |
| ૬ | પુરુષદત્તા | " | ભેંશ | " | વરદાન, તરવાર | બીજોરૂ, ઢાલ |
| ૭ | કાલી | કૃષ્ણ | કમલ | " | માલા, ગદા | વજ્ર, અભયદાન |
| ૮ | મહાકાલી | " | પુરૂષ | " | " વજ્ર | અભયદાન, ઘંટા |
| ૯ | ગૌરી | પીત | ગોધા | " | વરદાન, મુશલ | માલા, કમલ |
| ૧૦ | ગાંધારી | નીલ | કમલ | " | " " | અભયદાન, અંકુશ |
| ૧૧ | સર્વાસ્ત્ર–મહાજ્વાલા | સફેદ | વરાહ | " | શસ્ત્ર, શસ્ત્ર | શસ્ત્ર, શસ્ત્ર |
| ૧૨ | માનવી | કૃષ્ણ | કમલ | " | વરદાન, પાશ | માલા, સિંહાસન |
| ૧૩ | વૈરોટ્યા | " | સર્પ | " | ખડ્ગ, સર્પ | ઢાલ, સર્પ |
| ૧૪ | અચ્છુપ્તા | પીત | અશ્વ | " | " બાણ | બાણ, ખડ્ગ |
| ૧૫ | માનસી | સફેદ | હંસ | " | વરદાન, વજ્ર | માલા, વજ્ર |
| ૧૬ | મહામાનસી | " | સિંહ | " | " ખડ્ગ | કુંડિકા, ઢાલ |

# પરિશિષ્ટ ૩

## હુકમો.

૧ ચામડાના બૂટની મનાઈનો હુકમ.

તા. ૧૦-૧૦-૧૯૧૩.

૨ પ્રેક્ષકોને માટે આવશ્યક નિયમો.

૩ „ „ „ સૂચનાઓ

તા. ૩-૩-૧૯૧૯.

૪ ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ આબૂનો પત્ર.

તા. ૨-૧૨-૧૯૩૨.

( ૧ )

Office of the Magistrate of Abu.
No. 2591 G. of 1913.

To.

The General Secretaries
Shri Jain Swetamber Conference,
Pydhonie, Bombay.

Dated Mount Abu, the 10th October 1913.

DEAR SIR!

Please refer to the correspondence ending with my No. 2237, dated the 1st, September 1913, regarding the wearing of boots and shoes by visitors to the Dilwara Temples Mount Abu.

I am now to inform you that Government of India are of opinion that visitors to the temples should remove their leather or shoes on entering as desired by the temple authorities, who should now be instructed in that sense and directed to provide for visitors a sufficient number of felt of canvas shoes to meet with ordinary requirements.

This concession now granted by the Government of India applies solely to Dilwara Temples and in no way affects the usage regarding foot-

wear prevalent in Jain or Hindu Temples in other parts of India

Yours faithfully,
Sd. W G. Neale Captain, I A.
Magistrate of Abu

આબૂના માજીસ્ટ્રેટની ઑફિસ,
નબર ૨૫૯૧ જી-૧૯૧૩

જનરલ સેક્રેટરીઓ,
શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરસ,
પાયધુની, મુબઈ

માઉંટ આબુ, તા ૧૦ ઓક્ટોબર ૧૯૧૩

વ્હાલા સાહેબ,

માઉંટ આબુ ઉપરના દેલવાડાના દહેરાની મુલાકાત લેનારાઓએ બુટ અગર જોડા પહેરવા સબધીના તા. ૧ સપ્ટેમ્બર ૧૯૧૩ ના ન ૨૨૩૭ ના મારા પત્રવ્યવહાર સાથે આ પત્રનો સબધ છે

મારે તમને જણાવવાનુ છે કે—ઇન્ડીઆ ગવર્નમેન્ટ તેવા મતની છે કે જેવી રીતે દહેરાના સત્તાવાળાઓની ઇચ્છા છે તદનુસાર દહેરામા પેસતી વખતે ત્યાની મુલાકાત લેનારાઓએ તેમના ચામડાના બુટ અગર જોડા બહાર ઉતારવા અને દહેરાના માલેકોએ જોઇતી જરૂરીઆત પૂરી પડે તેટલી સખ્યામા કેનવાસના મોજા ત્યા તૈયાર રાખવા તેવી અમે તેમને સૂચના કરીએ છીએ

ગવર્નમેન્ટ ઓફ ઈંડીઆનો આ ઠરાવ ફક્ત દેલવાડાના દહેરા માટેજ છે, અને હિંદુસ્તાનના બીજા કોઇ પણ ભાગમાના જૈન

અમર હિંદુ દહેરાઓ માટેના પ્રચલિત જોડા પહેરવાના રિવાજને કોઇ જાતની અસર કરનાર નથી.

તમારો વિશ્વાસુ,
(સહી) ડબલ્યુ. જી. નીલ. કેપટન, આઇ.એ.
આબુના માજીસ્ટ્રેટ.

( " જૈન કોન્ફરંસ હેરલ્ડ " પુસ્તક ૯, અંક ૧૧, નવેમ્બર ૧૯૧૩, પૃષ્ઠ ૫૪૮ ).

---

( ૨ )

Rules for ADMISSION to the Dilwara Temples

I Parties wishing to visit the Dilwara temples will, on application on the prescribed form ( to be obtained at the Rajputana hotel and Dak Banglow ) be furnished with a pass, authorising their admittance. These passes to be given up on entrance.

II Non-Commissioned officers and Soldiers visiting the temples will do so under the charge of a non commissioned officer, who will be responsible for the party. He will be furnished with a pass specifying the number to be admitted.

III Visitors will be admitted to the temples

between the hours of 12 noon and 6 p. m.

IV All parts of the temples may be freely visited with the following exceptions:—

(a) The shrines of the temples and, the raised platforms immediately in front of them, in the centre of each of the court yards.

(b) The interior of the cells opening from the galleries which form the quadrangles.

V Visitors must remove their boots or shoes, if made wholly or in part of leather, before entering the temples if requested to do so by the temple authorities, who will provide other foot-wear not made of leather.

VI No eatables or drinkable to be taken within the outer walls which enclose the temples. *Smoking in the temples is strictly prohibited.*

VII Sticks and arms to be left out side.

VIII All complaints to be adressed to the Magistrate ' Abu '.

Sd. Illegible, Captain I. A.
Magistrate Abu.

## દેલવાડાના દેરાસરમાં દાખલ થવાના નિયમો.

૧. જેઓને દેલવાડાના મન્દિરો જોવાની ઇચ્છા હોય તેમણે રાજપુતાના હોટેલ અગર ડાક બંગલેથી અરજીનું ફોર્મ મંગાવી અરજી કરવી. ત્યારબાદ તેઓને દાખલ થવા માટે એક પાસ પૂરો પાડવામાં આવશે. * આ પાસ ( મંદિરમાં ) દાખલ થતી વખતે આપી દેવાનો હોય છે.

૨. ઓફીસરો ( પરવાના રહિત ) અને સિપાઇઓ ( સોલ્જર્સ ) એક એવો ઓફીસર કે જે, પાર્ટીના માટે જોખમદાર હોય તેની સરદારી નીચે મંદિરો જોવા જઇ શકશે. તેને ( કેપ્ટનને ) સંખ્યા દર્શાવતો પાસ પૂરો પાડવામાં આવશે.

૩. પ્રેક્ષકોને બપોરના બારથી સાંજના ૬ વાગ્યા સુધી દાખલ થવા દેવામાં આવશે.

૪. નીચેના અપવાદ સિવાય દેવળોનો દરેક ભાગ છુટથી જોઇ શકાય છે.

( ૧ ) ગભારાના મધ્યમાં આવેલી દેવળોની પ્રતિમાઓ અને તેમની બેઠકો ( પીઠિકાઓ ) અર્થાત્ ગૃહમંડપ અને નવ ચોકીઓ વિગેરે.

( ૨ ) ચોકની ભમતીની દેરીઓનો અંદરનો ભાગ.

૫. પૂરેપૂરા અથવા થોડા ભાગવાળા ચામડાના બૂટ પ્રેક્ષકોએ દેવળના

---

* આ પાસની ફક્ત યુરોપીયનોને જરૂર હોય છે, તેથી તેઓને આપવામાં આવે છે. હિંદુસ્થાનીઓને પાસ લેવાની જરૂર નથી.

વહીવટ કરનારાઓ કહે એટલે ઉતારી નાખવા અને તે બદલ તેમને પગમાં પહેરવાના ચામડા વિનાના બૂટ આપવામાં આવશે.

૬. દેવળોની અંદર કોઇ પણ જાતનો ખાવાનો યા પીવાનો પદાર્થ લઈ જવાશે નહિં, અને બીડી પીવાની સખ્ત મનાઇ છે.

૭. લાકડીઓ (સોટીઓ) અને હથીઆરો બહાર મૂકી જવાં પડશે.

૮. જો કાંઇ ફરિઆદ હોય તો આબુના મેજીસ્ટ્રેટ પાસે કરવી.

( હસ્તાક્ષર ) ઇલ્લીઝબલ, કેપ્ટન આઇ. એ.
( આબૂ મેજીસ્ટ્રેટ ).

---

( ૩ )

Office of the District Magistrate of Mount Abu.

NOTICE

Dated the mount Abu 3rd March 1919

Visiters are enjoined to show due respect on entering Dilwara templs and should allow themselves to be guided by the temple attandents.

Leather boots or shoes must be removed and replaced by the foot-wear provided for the purpose by the temple authorities.

Sd. H. C. Greenfield,
District Magistrate of Abu.

## ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ માઉન્ટ આબૂની ઑફીસ.

## નોટીસ.

૩ માર્ચ ૧૯૧૯, માઉન્ટ આબૂ.

પ્રેક્ષકોએ દેલવાડાના મંદિરોમા દાખલ થતાં યોગ્ય માન દેખાડવું પડશે અને દેવળોના કાર્યવાહકોની સૂચના પ્રમાણે ચાલવું પડશે.

ચામડાના જોડાઓ ઉતારી નાંખી તેને બદલે તેમને પહેરવાને માટે દેવળના વહીવટ કરનારાઓથી અપાતા ચામડા વિનાના બૂટ પહેરવા.

( હસ્તાક્ષર ) એચ. સી. ગ્રીનફીલ્ડ.
ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ આબૂ.

---

( ૪ )

Copy of letter No. 4231/199 D. M. 32. dated the 2nd December 1932, from the District Magistrate, Mount Abu, to the President of the Managing Committee, Abu Delwara Temples Sirohi.

With reference to your letter No. 464/1932 dated the 28th September 1932. I have the honour to say that I fully consent with the suggestions contained in your letter and am having the words "For European only" printed in read ink on all the passes issued by me. With

regard to the addition of these words on the notice Boards in the temple will you please let me know when it would be convenient for me to send a Painter to do the work.

સિરોહીના, આબુ દેલવાડાના મંદિરની વ્યવસ્થાપક કમીટીના પ્રમુખ ઉપર, માઉન્ટ આબુના ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ તરફથી આવેલ કાગળ નંબર ૪૨૩૧, ૧૯૯ ડી. એમ. ૩૨. તા. ૨-૧૨-૩૨ નો તરજુમો.

આપના નંબર ૪૬૪/૧૯૩૨ તા. ૨૮ સપ્ટેંબર ૧૯૩૨ ના કાગળના જવાબમાં લખવાનું કે-તમારા પત્રમાં લખેલી સૂચનાઓ સાથે હું પૂરેપૂરો સંમત થાઉ છું. મારા તરફથી આપવાના પાસોમાં " **ફક્ત યુરોપીયનોને માટે** " આટલા શબ્દો હું લાલ સાહીથી છપાવી રહ્યો છું.* આ શબ્દો મંદિરના નોટીસ બોર્ડ ઉપર લખવાને માટે રંગરેજને ક્યારે મોકલવો અનુકૂળ પડશે ? તે મેહેરબાની કરીને લખી જણાવશો.



* આ પાસ, ફક્ત યુરોપીયનોનેજ આપવામાં આવે છે, અને એ પાસ લાવનારનેજ કાર્યાલય તરફથી ચામડા વિનાના બુટ મુગ પાડવામાં આવે છે.

# પરિશિષ્ટ ૪

## દેલવાડાનાં જૈનમંદિરો સંબંધી થોડાક અભિપ્રાયો.

(૧)

" It was nearly noon when I cleared the Pass of Sitlā Mātā, and as the bluff head of Mount Abu opened upon me, *my heart beat with joy*, as with the sage of Syracuse I exclaimed "Eureka !" "

× × ×

" The design and execution of this shrine and all its accessories are on the model of the preceding, which, however, as a whole, it surpasses. It has *more simple majesty*, the fluted colomns sustaining the Mandap ( Portico ) are are loftier, and the vaulted interior is fully equal to the other in *richness sculpture* and superior to it in execution, which is more free and in finer taste. "

× × ×

" *The dome in the centre is the most striking feature and a magnificent piece of work, and has a pendent, cylindrical in form and about three feet in length, that is a perfect gem,* " *and*

" *which where it drops from the ceiling, appears like a cluster of the half-disclosed Lotus, whose cups are so thin, so transparent, and so accurately wrought, that it fixes the eyes in admiration.*"

—COLONEL TOD,

" જે વખતે હું શીતળા માતાના ઘાટથી નીકળ્યો ત્યારે લગભગ અપોર થઇ હતી અને જ્યારે આબુની ઉંચી ટેકરી મારી આગળ દરયમાન થઇ ત્યારે **મારૂં હૃદય આનંદથી ઉછળતું હતું** અને સીરાકયુઝના ( પ્રસિદ્ધ ) ઋષિની માફક " ઑયરેકા " ( હું જે શોધતો હતો તે મળ્યું ) એવી બૂમ મારી. "

× × ×

( વિમલવસહિના સંબંધમાં લખ્યા પછી લૂણવસહિના સંબંધમાં તે લખે છે કે— )

" આ મંદિરની ડીઝાઇન ( નકશો ), કારીગરી અને એ સંબંધી બીજું બધું પહેલાં વર્ણવવામાં આવ્યું તેવું છતાં ચઢીયાતું છે. એ પહેલાના કરતાં **વધારે સાદું છતાં વધારે શોભાયમાન** છે. મંડપને ધારણ કરતા રેખા ( નકશી ) વાળા થાંભલા વધારે ઉંચા છે અને ઘુમ્મટવાળો અંદરનો ભાગ, **કારીગરીની પુષ્કળતા**ની અપેક્ષાએ બરાબર છે; પરન્તુ એની કારીગરી, જે વધારે સ્વતંત્ર અને વધારે ઉંચી કોટીની છે; એ વધારે ચઢીયાતી છે. "

× × ×

**" વચલો ઘુમ્મટ ખાસ ધ્યાન ખેંચાય તેવો અને શિલ્પકળાના અત્યંત સુંદર નમુનારૂપ છે. તેના મધ્યભાગમાંથી એક પેન્ડન્ટ ( ઘુમ્મટના મધ્યભાગમાં તેની સાથે લાગેલ પત્થરની, ઝુમ્મરના જેવી લટકતી ચીજ ), જે**

લંબવર્તુલાકારવાળું, અને ત્રણ ફુટ લાંબુ છે તે ખરેખર ! (કારીગરીના) એક રત્ન સમાન છે. " અને " જે ઠેકાણે તે ઘુમ્મટમાંથી લટકે છે ત્યાં તે અર્ધવિકસિત કમળના સમૂહ જેવું લાગે છે કે જેનાં પાંદડાં એટલાં બધાં પાતળાં, એટલાં બધાં પારદર્શી અને એટલી બધી બારીકાઇથી કોતરાએલ છે કે જેથી આપણી આંખો આશ્ચર્યપૂર્વક તેના ઉપર ચલી જાય છે. "

કર્નલ ટૉડ.

---

( ૨ )

' Amongst all *this lavish display from the sculptor's chisel*, two Temples, viz, those of Adināth and Neminath, stand out as *pre-eminent* and specially deserving of notice and praise, both being entirely of white marble *and carved with all the delicacy and richness of ornament which the resources of Indian art at the time of their creation could devise* The amount of ornamental detail spread over these structures in the minutely carved decoration of ceilings, doorways, pillars panels, and niches is *simply morvellous*, while the crisps, thin, translucent, shall like treatment of the marble *surpasses anything seen elsewhere, and some of the designs are just dreams of beauty* The general plan of

the Temples, too, with its recesses and corridors, lends itself very happily in bright weather to varied effects of light and shade with every change in the Sun's position."

COLONEL ERSKINE.

"કારીગરીની છીણી (શિલ્પકળા)ના આ વિશાળ પ્રદર્શનમાં ખાસ બે મંદિરો અર્થાત્ આદિનાથ તથા નેમનાથનાં મંદિરો; અપૂર્વ, ખાસ ધ્યાન આપવા લાયક અને પ્રશંસાને યોગ્ય છે. આ બન્ને બીલકુલ સફેદ આરસનાં, અને જે વખતે તે બનાવવામાં આવ્યાં હતાં તે વખતની હિન્દુસ્તાનની શિલ્પકળાના સાધનો જે શોધી શકવાને સમર્થ હતાં, તે, બારીકી અને ભાતની પુષ્કળતા પૂર્વક કોતરવામાં આવેલ છે. આ ઇમારતોમા સુંદરતાની બારીકીનું જે આધિક્ય; ઘુમ્મટ, તોરણો, થાંભલા, છત અને ગોખલાની બારીકાઇથી કોતરેલ શોભામાં ઠેકાણે ઠેકાણે દેખાય છે, તે ખરેખર અદ્ભુત છે. આરસમાં દષ્ટિગોચર થતું બરફ, પાતળું, પારદર્શક અને શંખના દેખાવ જેવું કોતરકામ, બીજે ઠેકાણે જોવામાં આવતાં કામ કરતાં ચઢીયાતું છે અને કેટલીક ડીઝાઇનો તો ખરેખર! સુંદરતાના (સાક્ષાત્) સ્વપ્ન જેવી જણાય છે. પ્રકાશવાળા તડકાની અંદર, મંદિરની સાધારણ બનાવટ પણ, પોતાના ગોખલા તથા ભમતીની સાથે, બહુ સુંદર દેખાય છે અને સૂર્યની સ્થિતિના પરિવર્તનથી ત્યાં પ્રકાશ અને છાયાની વિવિધ અસર જણાય છે."

કર્નલ એર્સ્કીન.

---

( ૩ )

*" It hangs from the centre more like a lustre of crystal drops than a solid mass of marble, and is finished with a delicacy of detail and appropriateness of ornament which is pr babl y unsurpassed by any similar example to be found anywhere also.* Those introduced by the Gothic architects in Henry the Seventh's chapel at Westminster, or at Oxford, are coarse clumsy in comparison. "

—Mr. FERGUESSON.

( the eminent Archæologist )

( લુણવસહિના મંભામંડપના ઘુમ્મટમાં વચ્ચે લટકતા આરસના ઘુમ્મરના સંબંધમાં લખે છે કે— )

**" તે આરસના એક નક્કર સમૂહ કરતાં એક સ્ફટીક રત્નના બિંદુઓના ઝુમખાની માફક વચલા ભાગમાંથી લટકે છે, અને તે સૂક્ષ્મ કોતરણીની એવી બારીકાઇથી અને ડીઝાઇનની એવી યોગ્યતાથી બનાવેલ છે કે જેથી એમ લાગે છે કે-આવા પ્રકારનો બીજો કોઇપણ નમુનો, કોઇ પણ સ્થાને આના કરતાં ચઢીયાતો નહિં હોય.** વેસ્ટમીન્સ્ટરમાં આવેલ સાતમા હેનરીની દેરીમાં અથવા ઓક્સફોર્ડમાં ગોથીક શિલ્પિઓએ દાખલ કરેલ નમુનાઓ આણુના ઉપર્યુક્ત નમુનાઓ કરતાં ઉતરતા અને ( કારીગરીની અપેક્ષાએ ) બેડોળ છે."

**મી. ફરગ્યુસન**

( એક પ્રસિદ્ધ પુરાતત્ત્વવેત્તા )

( ૪ )

" There are two palaces, Umeer ( Amber ) and Jaipur, surpassing all which I have seen of the Kremlin, or heard of the Alhambra, ..............................*and the Jain Temples of Aboo*..................................*rank above them all.* "

—BISHOP HEBER.

" મેં જે કાંઇ ક્રેમલીન ( રશીયામાં આવેલ મોસ્કો ગામનો રાજ્યગઢ )નું જોયું અથવા અલહંબ્રા (દક્ષિણ સ્પેનમાં મેરેસીન લોકોએ બનાવેલ એક ઇમારત ) સંબંધી સાંભળ્યું છે, તેનાથી આંબેર અને જયપુર ચઢીયાતાં સ્થાનો છે......અને આબુનાં જૈનમંદિરો ......બધાએ કરતાં ચઢીયાતાં છે. "

બીશોપ હીબર.

---

( ૫ )

( આબુ ઉપરના દેલવાડાના જૈનમંદિરના અંદરના ભાગની સુંદર કોરણીવાળા ફોટા નીચે ).

**" વિમલશાહે બંધાવેલું દેલવાડાનું એ મોટું દેવાલય, સમસ્ત ભારતવર્ષમાં શિલ્પકળાનો સર્વોત્તમ નમુનો ગણાય** છે...દેલવાડાનાં દેહરાં એ કેવળ જૈનમંદિરોજ નથી. એ ગુજરાત-ના અમાપ ગૌરવની પ્રતિમા છે. એનાં એક એક તોરણ, ઘુમટ, સ્તંભ ને ગોખમાં ગુજરાતની અપૂર્વ કળા, શૌર્ય અને લક્ષ્મી ઉભ-

રાખ્યા છે. આવી અપૂર્વ કૃતિ ઉત્પન્ન કરનાર અને તેને ઉત્તેજન આપનાર પ્રજાનું સાહિત્ય અને રસવૃત્તિ પણ તે સમયમાં અનુરૂપ જ હોવાં જોઇએ.

( 'કુમાર' માસિક અંક ૩૮, પૃષ્ઠ ૫૬ )

---

( ૬ )

## દેલવાડાનાં મંદિરો.

દેલવાડામાં બધાં મળીને પાંચ મંદિરો છે. **એમાંના બેની તોલે તો હિંદનું બીજું કોઇ મંદિર આવી શકે તેમ નથી.** આમાં પહેલું મંદિર **આદિનાથ** તીર્થંકરનું છે. **વિમલશાહે** એ મંદિર ઇ. સ. ૧૦૩૨ માં બંધાવ્યું હતું. એમ શિલાલેખ ઉપરથી જાણી શકાય છે. એ મંદિરમાં આદિનાથની એક ભવ્ય મૂર્તિ છે. એની આંખોને ઠેકાણે રત્નો જડ્યાં છે. બહારથી જોતા તો આ મંદિર એટલું સાદું દેખાય છે કે અંદરની આવી ભવ્યતાનો ખ્યાલ ભાગ્યેજ કોઇને આવી શકે. તેની સામેજ **નેમિનાથ** તીર્થંકરનાં × બે મંદિરો છે, તે **વસ્તુપાળ** ને **તેજપાળ** નામના બે ભાઇઓએ ઇ. સ. ૧૨૩૧ માં બંધાવ્યાં હતાં.

આપણા અસાધારણ સ્થાપત્યમાંથી અવશેષ રહેલાં આબુ ઉપરનાં દેલવાડાનાં આ દેવાલયો અત્યારે પણ ગુર્જર સંસ્કૃતિનું ખરેખરૂ મૂર્ત સ્વરૂપ બતાવે છે. યૂરોપિયનોમાં એને પહેલી વખત જોનાર કર્નલ ટૉડ, એની સાથે મહાન્ મોગલ સમ્રાટ્ શાહજહાંની હૃદયેશ્વરીની જગવિખ્યાત આરામગાહ તાજમહાલને જ સરખાવે છે,[1] અને

---

× શ્રીનેમિનાથ તીર્થંકરનાં બે નહિ પણ એકજ મંદિર છે અને તે વસ્તુપાળના ભાઇ તેજપાળે બંધાવ્યું છે. (સંપાદક)

છેવટે લખે છે કે " બન્નેનુ સૌંદર્ય એવુ અલૌકિક છે કે મન્ખામણી ન થાય. બન્નેમા પોતપોતાની વિશેષતા છે. અને તેનુ માપ દરેક જણ પોતાની બુદ્ધિ પ્રમાણે કાઢી શકે "

પરતુ આપણે દેલવાડાના મંદિરોમા ને તેના ઇતિહાસમા તાજ કરતા ચડે તેવી એક વિચિત્ર વિશેષતા જોઇ શકીએ છીએ તાજ અનન્ય સ્રીપ્રેમથી બધાયો છે દેલવાડાના મંદિરો જૈનોની ભક્તિ, કર્મ કરવા છતા ઉદ્ભવેલો વિરાગ અને અપરિમિત દાનશીલતાથી બધાયા છે તાજ એની આજુબાજુના મકાનો, દરવાજો, નદી, બાગ વિગેરે સમગ્રતામાજ રમ્ય લાગે છે દેલવાડાનો અદરથી એક એક થાભલો, તોરણ, ઘુમ્મટ, ગોખ એક એક જુઓ કે સાથે જુઓ, તો પણ રમ્ય લાગે છે તાજનો એવો એકેક ટુકડો છૂટો જોવો નહિ ગમે તાજ એટલે આરસનુ એક ગજાવર -મકડુ, દેલવાડા એટલે એક મનોહર આભૂષણ તાજ એટલે એક મહા સામાન્યના મેજ ઉપરનુ સુદર પેપરવેટ, દેલવાડાના મદિર એટલે ગુર્જરીના લાવણ્યનુ પુર વધારતા હીરાના સુદર કર્ણપુરો ( એરીંગ ) તાજની રગબેરગી જડીત કામની નવીનતા બાદ કરીએ તો કેવળ શિલ્પ-કળા ને કારીગરીમા દેલવાડાની મનોહર કારીગરી ચડે તેવી છે. નવીનતા તો સમયના ભેદને લીધે પણ હોઇ શકે એ બન્ને મદિરોના સમય વચ્ચે પાચ સદીઓનો ગાળો છે દેલવાડામા મદિરો પાચસો વર્ષ જૂના છે, એ ભૂલવું ન જોઇએ અને સર્વથી અગત્યની વાત તો એ છે કે— તાજ પાછલ આખા ભારતીય સામ્રાજ્યની લક્ષ્મી વેરાઇ છે દેલવાડા એક ગુજરાતી વેપારીએ બધાવ્યુ છે. તાજના પથ્થરોમા રાજસત્તાની વેઠના નિશ્વાસ છે દેલવાડામા ગુર્જર વેપારીઓની ઉદારતાથી ઉદ્ભવેલા શિલ્પીઓના આશીર્વાદ છે અને તેથીજ વેઠના ત્રાસથી મુક્ત એ શિલ્પીઓએ પૂર્ણ સતોષ મળ્યાથી પોતેજ એક મદિર દેલવાડામા બાધી એ અપૂર્વ સમૂહમા ઉમેરો કર્યો છે તાજમા કારીગરોને

પુરતા રોજના પૈસા પણ મળ્યા નથી. એકનો બાંધનાર મહાસમ્રાટ; બીજાનો બાંધનાર એક ગુજરાતી વાણીઓ. જે સંસ્કૃતિએ એવા નર ઉપજાવ્યા છે, તેની મહત્તા આજદિન સુધી કાયમ છે.

રત્નમણિરાવ ભીમરાવ
('કુમાર' માસિક, અંક ૩૮, પૃષ્ઠ ૮૨ ).

---

( ૭ )

( આબૂ ઉપરના દેલવાડાના જૈનમંદિરની સુંદર કોતરણીવાળા ફોટાની નીચે )

## ગુજરાતનું અપ્રતિમ શિલ્પ.

### દેલવાડાના જૈનમંદિરમાંનો આરસનો એક ઘુમ્મટ.

**ગુજરાતે** ભૂતકાળમાં કળા અને શિલ્પનો સમાદર કરવામાં તથા ધર્મતત્ત્વ સાથે તેનો મંગલ સંયોગ યોજવામાં કેવી ઉચ્ચ સંસ્કારિતા પ્રગટ કરી છે અને કેટલી લખલૂટ દોલત વેરી છે ? તે **આબુમાં આવેલાં દેલવાડાનાં** મંદિરો પ્રત્યક્ષ કરાવે છે. આબુના પર્વત ઉપર એક સુંદર ગાળીમાં આવેલું આ મંદિરોનું ઝુમખું કળાની નાનીશી મઢુલી જેવું લાગે છે. **પણ તેની અંદરનો શિલ્પ-વૈભવ જગતની અપ્રતિમ કૃતિઓની હારમાં ગૌરવભર્યું સ્થાન પામ્યો છે. કુશળમાં કુશલ કારીગરોને પણ સ્તબ્ધ કરી નાખે એવી કોમળતાભરી કોતરણી જોતાં આંખો તૃપ્તિથી થાકી જાય પણ જોવાનું ખુટે નહિ એટલી સમૃદ્ધિ ત્યાંના એકએક ઘુમ્મટમાં ઉંચે શી રીતે સ્થિર થઇ હશે એની કલ્પનાથી દિંગ થઇ જવાય. મીણમાં પણ કરવું**

અધરૂં પડે એવું કામ ત્યાં આરસમાં લટકતું જોઇએ છીએ ત્યારે આ યુગની કળા પ્રાપ્તિનો હિસાબ શૂન્યજ લાગે છે. ઉપર બતાવેલો પુતળીઓનો નાનો ઘુમ્મટ માત્ર ૭ ફુટ પહોળાઇનો હશે; પણ તેની અંદરની આકૃતિઓમાં નૃત્યની જે તરવરાટ ભરી વિવિધતા છે તે પરથી એ આકૃતિઓ પત્થરની જડતા છોડી જાણે સજીવ ભાવની સ્વતંત્રતા માણતી લાગે છે. ઉપલા ચિત્રને ચારે બાજુથી ફેરવી નિરખીને જોશો તો એકેએક પુતળીના અંગમરોડ બીજી બધીથી તદન જુદા અને સુરેખ તથા સમતોલન ભર્યાં જણાશે. મનુષ્યદેહની આટલી બધી લીલા નિરખનાર અને પત્થરમાં તેને અમર કરનાર શિલ્પી આજ અનેક વર્ષો વીત્યા છતાં પણ આપણા હૃદયનાં ઊર્મિ ભર્યાં સન્માન પામે છે.

('કુમાર' માસિક, અંક ૧૭, પૃષ્ઠ ૨૪૮).

---

( ૮ )

## આબુ અર્બુદ ગિરિ.

( લે. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી. )
મબ્ય, માહિત્ય સંસદ.

× × × "દેલવાડાનાં જૈન મન્દિરો—પશ્ચિમ હિંદના સ્થાપત્યના ઉત્તમોત્તમ નમુનારૂપ છે. કદાચ આખા હિન્દુસ્થાનના, હિન્દુ સ્થાપત્યના ઉત્તમ નમુનારૂપ ગણાય. સ્થાપત્ય કલાભિજ્ઞો આ મન્દિરોને તથા તાજમહાલને એક સાથે ગણે છે. તાજમહાલ બંધાવવા પાછળ એક પ્રેમી શહેનશાહનો ખજાનો અને એક મહા સામ્રાજ્યની અપાર સાધન સંપત્તિ ખર્ચાયાં છે. જ્યારે આબૂના મન્દિરો, ધર્મપ્રેમથી ગુજરાતના પોરવાડ મંત્રીઓએ બંધા-

વ્યાં છે. અલબત્ત આ મંત્રીઓએ અઢળક ધન ખર્ચ્યું છે અને એ કાળની ગુજરાતની સમૃદ્ધિ એવી હતી કે આ મંત્રીઓએ દસ-વીસ ગાઉ દૂરથી મકેદ આરસપહાણના પત્થરો મંગાવી પર્વત ઉપર એટલે ઉંચે ચઢાવી આ રમણીય સૃષ્ટિ ઉત્પન્ન કરી છે. ”

× × ×

વિમળવસહિનુ સવિસ્તર વર્ણન કરવાનું આ સ્થાન નથી, પણ ગુજરાતના એક સ્થાપત્ય કળાભિજ્ઞ ખઙ્ગ કહે છે. “ આ **દેવળ તેના અણિશુદ્ધ નકશી કામથી પ્રેક્ષકને વિચારમાં ગરક કરી દે છે. તેના વિચારમાં આ મનુષ્યની કૃતિ હશે એમ આવતું નથી. એ એટલાં તો પૂર્ણ છે કે તેમાં કંઈ પણ ફેરફાર ન જ કરી શકાય.** ” આ મન્દિરનો સાધારણ પ્લાન ( Plan ) ગિરિનાર ઉપરના કે બીજા જૈન મન્દિરા જેવો જ છે. વચમા મુખ્ય મંદિર અને આસપાસ નાની દેરીઓ, મંદિરના મુખ્ય પ્રવેશદ્વાર આગળ એક મંડપ છે, અને આ મંડપની આગળ ૭ થાંભલાઓ વાળા એક અંબચોરસ ઓરડો ( હસ્તિશાળા ) છે, **જેમાં વિમળશાહ** પોતાના કુટુમ્બને મંદિર તરફ લઇ જાય છે. આ કલ્પના નવીન છે. આ હાથીનાં પુતળા કદમાં નાનાં પણ પ્રમાણસર છે અને અંબાડીનું કામ ઘણું સારું છે.

સામાન્ય રીતે મંદિર અંદરથી બહુજ સુશોભિત અને કારીગરીથી ભરપૂર છતા બહારથી તદ્દન સાદાં લાગે છે. આ મન્દિરોને બહારથી જોતા એની અંદરની શોભાનો બિલકુલ ખ્યાલ આવતો નથી. વિમાનનું શિખર પણ નીચું અને કઢંગુ છે. આ મંદિરો કદમાં ખાસ નાના રાખવામા આવ્યા છે. કારણ કે એટલી ઉંચાઇ ઉપર બહુ મોટા મન્દિરો બાંધવા એ શક્ય નો'તું. વળી

આબૂના ડુંગરમાં વારંવાર ધરતીકંપ થાય છે, એ વાતની પણ ત્યારના સ્થપતિઓને ખબર હોવી જોઇએ. એટલે ઉંચાઇ કે વિશાળતાથી ભવ્યતા આણવાનો વિચાર પડતો મૂકી સ્થપતિઓએ બની શકે તેટલી કળા અંદરના ભાગમાં ખર્ચી છે.

આ મંદિરોમાં સૌથી વધારે નકશી કામ મંડપમાં જોવામાં આવે છે. મંડપ પ્રમાણસર ઉંચાઇનો છે. **તેની અંદર વાપરેલા સફેદ આરસ પરના નકશી કામથી એટલો તો સુંદર લાગે છે કે પ્રેક્ષક સ્તબ્ધ થઇ જાય છે.** મંડપનો ઘુમ્મટ અષ્ટ કોણાકારે આવેલા થાંભલા ઉપર બનેલો છે, તેમાં એટલું નકશી કામ કરેલું છે કે એની વિગતો જોતાં આપણે થાકી જઇએ અને એટલું ઝીણું કામ કરવાની તો આજના માણસોને ધીરજ જ ન રહે. મંડપમાં ઉભા રહેતાં ચારે તરફ બધો ભાગ કોતરકામના શણગારથી ભરેલો દેખાય છે અને એ કોતરકામ એટલું બારીક છે કે જાણે મીણના બીબામાં ઉતાર્યું હોય એવું લાગે છે. અને એની અર્ધ પારદર્શક કોરની જાડાઇ દેખાતી નથી. આ પછીના વસ્તુપાળ, તેજપાળના દહેરામાં કોતરકામ આ વિમળશાહના મંદિર કરતાં ઘણું વધારે છે. પણ કળાની દૃષ્ટિથી જોતાં કલાભિજ્ઞોનો એવો મત છે કે **વિમળશાહનું મંદિર મુસલમાન પહેલાંની સ્થાપત્ય કળાનું શિખર દર્શાવે છે.**

× × ×

આ રીતે તાજમહાલની પછવાડે પ્રેમપાત્ર સ્ત્રીની યાદગીરી છે, તો આબૂનાં મંદિરોની પછવાડે એક ધર્મનિષ્ઠ ઉદાર ચિત્ત સ્ત્રીની પ્રેરણા છે.

× × ×

મંડપ ઉપરનો ઘુમ્મટ વિમળશાહના દેવળ પેઠે જ રાખેલો

છે, પણ તેનું અંદરનું નકશી કામ પહેલાના કરતા ચઢીયાતું છે. ઘુમ્મટના બીજા થરથી ૧૬ બેઠક ઉપર વિદ્યાદેવીઓની જૂદી જૂદી પુતળીયો મૂકેલી છે. આ ઘુમ્મટની બરોબર મધ્યમા ઉપરથી એક લોલક કર્યું છે જે બહુ જ મરસ ગણાય છે, બહુ જ કોમળ છે. ગુલાબના મોટા ફુલને તેની ડાંડલીથી ચતુ પકડવાથી જે આકાર થાય છે તે આકાર આનો છે. આ લોલક સાથે સરખાવતાં ઈંગ્લાંડના સાતમા હેનરીના વખતના વેસ્ટ મીનીસ્ટરમાંનાં લોલકો પ્રમાણ વિનાનાં અને ભારે લાગે છે. આ લોલકની સુંદરતા અને સુકુમારતાનો ખ્યાલ માત્ર નજરે જ જોવાથી આવે. × × ×

( 'ગુજરાત' માસિક, પુસ્તક ૧૨, અંક ૨ ).



# પરિશિષ્ટ ૫

## 'આબૂ' ભાગ પહેલાની પહેલી આવૃત્તિના વિષયમાં સામયિક પત્રો તેમજ વિદ્વાન્ વ્યક્તિઓના કેટલાક અભિપ્રાયો.

( ૧ )

આબુની બુક મળી ગઇ છે. આપે એ બુક માટે ઘણો પરિશ્રમ લઇ સમાજને ઉપકૃત કરેલ છે. એ માટે ખરેખર ધન્યવાદ ઘટે છે. જૈન સમાજ પોતાના અમૂલ્ય સમયને અને પરિશ્રમને આ દિશામાં વાળે, તોજ પોતાની પ્રગતિ કરી શકશે. આપના સ્તુત્ય પ્રયત્ન માટે મ્હારા અંતઃકરણથી અભિનંદન છે. જૈન સમાજ તે પરથી કંઇક બોધ લ્યે અને પૂર્વજોની બુદ્ધિને અજવાળે તેમ ચાહું છું.

**પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધી,**
જૈન પંડિત ઓરીયન્ટલ ઇન્સ્ટીટયૂટ, વડોદરા.

---

( ૨ )

આબુનું પુસ્તક વાંચી ગયો છું. અને તે મને ઘણું ઉપયોગી જણાયું છે. આજ સુધી આબુના મન્દિરોનું આવું વિસ્તૃત અવલોકન બહાર પડયું નથી. આ પુસ્તકના બહાર પડવાથી પ્રેક્ષકોને અવલોકનમાં ઘણી મદદ મળશે. સામાન્ય વાચકોને આ પુસ્તકનો પ્રથમ ભાગ ઉપયોગી છે. પરન્તુ પુરાતત્ત્વના જીજ્ઞાસુઓ માટે તો આ પુસ્તકનો બીજો ભાગ બહાર પાડવાનો છે. જેમાં આબુને લગતા

બધા શિલાલેખો બહાર પડવાના છે, તો તે તુરત બહાર પડે એવી આશા રાખું છું.

**પંડિત ભગવાનદાસ હરખચંદ દોશી,**
ગૃહપતિ, જૈન વિદ્યાર્થી મંદિર, કોચરબ, અમદાવાદ.

---

( ૩ )

આ પુસ્તકમા આબૂ તીર્થ અને તેના પર બનેલા જિનમંદિરોનું વિશદ વિવરણ દેવામા આવ્યુ છે. આબૂનાં મંદિર કારીગરી માટે પ્રસિદ્ધ છે ને તેનું એક ચિત્ર પણ પુસ્તકમાં દેવામાં આવ્યું છે. પુસ્તક અભ્યાસ કરવા યોગ્ય છે.

**કામતાપ્રસાદજી જૈન.**
સંપાદક–હિન્દી માસિક 'વીર' વર્ષ ૭, અંક ૧૮.

---

( ૪ )

દેલવાડાના મંદિરોના ઇતિહાસ સંબંધી તથા મંદિરોની કોરણીમાં શાની શાની કોરણી છે, તેનો પરિચય કરાવતું આ પુસ્તક માત્ર જૈનો માટેજ નહિં પરન્તુ તે તીર્થસ્થાનની મુલાકાતે આવતા જૈનેતર પ્રવાસિઓને એટલુંજ ઉપયોગી નીવડશે, મુનિશ્રી જયન્તવિજયજીએ પોતાનો અભ્યાસ અને વિવેચક શક્તિના વિકાસમાં કેવો સુંદર વધારો કર્યો છે તેનો આછો ખ્યાલ આ પુસ્તક કરાવે છે. આ અવિશ્રાંત શ્રમના સન્માન અર્થે સૌ કોઇ આ પુસ્તકનો સત્કાર કરશે એવી પ્રતીતિ પામી લેખકને અભિનંદન આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે બીજો ભાગ સત્વર પ્રગટ કરવામાં આવે.

**'જૈન' ભાવનગર.**
**પુ૦ ૨૭, અંક ૪૫.**

---

( ૫ )

આ પુસ્તક શ્રી જયન્તવિજયના પ્રવાસના પરિણામ રૂપે યાત્રી એોને માટે જરૂરી માહિતી પૂરી પાડે છે.' જૈનોની દૃષ્ટિએ આબૂ ઉપરનાં દેવાલયો, પ્રતિમાઓ, વગેરેની ટુંક નોંધ આપવા ઉપરાન્ત દેવસ્થાનો અને જાણવા-જોવાલાયક સ્થળોની પણ હરેક માહિતી આપી છે. સાથે સ્થળ સ્થળના ફોટાઓ, રસ્તાના નકશાઓ વગેરે આપી પ્રવાસીની દૃષ્ટિએ પુસ્તકનું ઘડતર રચાયું હોત તો આ પુસ્તક વિશ્વાસપાત્ર ભોમીયાની ગરજ સારત.

'સૌરાષ્ટ્ર' રાણપુર.
પુ૦ ૯, અંક ૧.

---

( ૬ )

આપણા આ ભારતવર્ષમાં અનેક સૃષ્ટિસૌંદર્ય, કળા, વિજ્ઞાન, સ્થાપત્ય, વિગેરેથી ભરપૂર સ્થાન છે. આપણે જે વસ્તુના અભ્યાસી, પ્રેમી અને જાણકાર હોઇએ એ દરેક વિષયને અનુકુળ સામગ્રી પૂર્ણ સંખ્યામાં મેળવવા ધારીએ તો અમૂક અમૂક સ્થાનો એટલા મોટા પ્રમાણમાં છે કે આપણે એ સ્થાનોનું સૂક્ષ્માવલોકન કરીએ તો કેટલેક અંશે પરિતૃપ્ત થઇએ.

મુનિશ્રી જયન્તવિજયજી પ્રાચીન વિદ્યાકળાના સંશોધક છે. દોઢેક માસ ઉપરાન્ત સમય આબૂમાં રહી જે અવલોકન કરતાં જાણવામાં આવ્યું તે આ પુસ્તકમાં ભાષાની સુંદરતા સાથે લખવામાં આવ્યું છે. આબુના રસ્તાઓ, વાહનો, ટેક્સ, વસ્તુપાળ, તેજપાળ, એ અમાત્ય બન્ધુઓના પૂર્વજો અને કાર્યોનું વર્ણન, મૂર્તિઓની સંખ્યા, દેવમંદિરો, જૈન અને જૈનેતરના વિગેરે દેખવા યોગ્ય સ્થાનોના વર્ણનથી પુસ્તકને સુંદર બનાવવામાં સુપ્રયાસ સેવ્યો છે.

આ પુસ્તક વાચતા આબૂનો પ્રવાસ નહિ કરનારને આબૂરાજ દષ્ટિ મન્મુખ દેખાય છે. અર્બુદાચળ જનાર પંથીને ભોમીયા તરીકેની આ પુસ્તક બહુ ઉપયોગી ગરજ સારે છે. આબૂની પરિક્રમા કરનાર દરેકને પોતાની પાસે આ પુસ્તક રાખવા યોગ્ય છે.

'જૈન પ્રકાશ'
તા. ૩૦ ઓક્ટોબર ૧૯૨૯.

---

( ૭ )

શ્રી જયન્ત વિજયજીએ આબૂ પરના જૈન મંદિરોનું વર્ણન અને તેનો ઇતિહાસ લખવા માંડયો હતો. આ માટે તેમણે જુના લેખો પણ તપાસી તેનો અભ્યાસ કર્યો છે. આ પુસ્તક એ અભ્યાસનું પરિણામ છે. જૈનો તેમજ જૈનેતરો માટે પણ આ પુસ્તક વાંચવા જેવું છે. આબુ પર જવાના રસ્તા વિગેરેની માહિતી પણ તેમાં છે. ભોમીયાની ગરજ સારે તેવું આ પુસ્તક છે. તે ભાવનગરની શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળા તરફથી પ્રસિદ્ધ થયું છે. આ સંસ્થાએ આ અને બીજાં જૈનોની કીર્તિ વધારનારા અને તેમના પ્રાચીન ઇતિહાસ પર પ્રકાશ પાડનારાં પુસ્તકો પ્રગટ કરી જૈન ધર્મ અને સમાજની સેવા બજાવી છે.

'મુંબઇ સમાચાર' મુંબઇ.
તા. ૧૮ સપ્ટેમ્બર ૧૯૨૯.

---

( ૮ )

લેખક મુનિરાજશ્રીની આબૂ તીર્થ ઉપરની સ્થિરતાએ આ પવિત્ર તીર્થ અને મન્દિરોના ઇતિહાસ સંબંધી જન સમાજને

માહિતી આપવા જૈન ઐતિહાસિક સાહિત્યના સહાય રૂપ એક ગાઇડ તરીકે આ ગ્રંથમા આબૂજી તીર્થનું વર્ણન લખવામા આવેલ છે. પ્રયત્ન ઉપકારક અને જાણવા લાયક છે અપૂર્ણ હકીકતો હજી બીજા ભાગોમા આવે તેમ જણાય છે. આવી રીતે દરેક જૈન તીર્થોના વર્ણનો પુરની તપાસના અંગે પ્રકટ થાય તે આવકાર લાયક છે

' શ્રી આત્માનંદ પ્રકાશ ' ભાવનગર.
કારતક, ૧૯૮૬

---

( ૯ )

મુનિરાજ શ્રી જયન્તવિજયજી મહારાજે આબૂને ઐતિહાસિક દૃષ્ટિએ નિહાળી તેને ક્રમબધ્ધ રીતે સમાજ સમક્ષ રજુ કરી શાસન અને સમાજની અપૂર્વ સેવા બજાવી છે પ્રસ્તુત પુસ્તક સમાજને ઘણુંજ ઉપયોગી છે. ખાસ કરીને તીર્થ પ્રેમી અને ઇતિહાસ પ્રેમી સજ્જનોને મંગાવવા લાયક છે, તેઓશ્રી આ પુસ્તકનો બીજો ભાગ જેમ બને તેમ જલ્દી બહાર પાડવાના છે કે જેમા આબૂ ઉપરના તમામ શિલાલેખો, મન્દિરની કોરણીના ફોટાઓ, વિમલશાહ ની, વસ્તુપાળ, તેજપાળ, આદિના ફોટાઓ અને મંદિરના પ્લાન તેમજ બહારના ભાગોના ફોટાઓ અને દેલવાડા તેમજ આબૂના નકશાઓ આપવાના છે. સાથે પરિશિષ્ટમા આબૂ સંબધી પ્રગટ અને અપ્રગટ રાસ, સ્તોત્ર, કલ્પ, સ્તુતિ, સ્તવનાદિ લેવાના છે, આમ આબૂ સંબધી સંપૂર્ણ માહિતિ આપતુ આ પહેલુંજ પુસ્તક છે અમે ઇચ્છીએ છીએ કે મુનિરાજ શ્રી જયન્ત વિજયજી મહારાજ આ સર્વાંગ સંપૂર્ણ પુસ્તકનો બીજો ભાગ જલ્દી બહાર પાડી સમાજ અને શાસનની સેવા કરવાનુ મહદ્ પુણ્ય ઉપાર્જન કરે

' જૈન આદર્શ '
પુ૦ ૧, અંક ૭.

---

( ૧૦ )

આ પુસ્તકમાં આબૂ ઉપર આવેલા જૈન મંદિરો તેમજ કેટલાંક હિંદુ તીર્થોનું રસિક વર્ણન આપેલું છે. આ વર્ણન વાંચતાં વાંચતાં આપણને તે નજરે નિહાળવાનો પ્રસંગ ક્યારે પ્રાપ્ત થશે ? એવું લાગ્યા કરે છે. ચોપડીમાં એક ચિત્ર છે. એવાં બીજાં ચિત્રો હોય તો સારૂં. આવી જાતનાં પુસ્તકોની આપણા સાહિત્યમાં જરૂર છે, અને તે જરૂરીયાત પુરી પાડવા માટે લેખકને ધન્યવાદ. × × ×

પુસ્તક રસ્તાઓ, ગામો અને મંદિરો વિગેરે તમામ બાબતોથી ભરપુર છે. આ પુસ્તકનો બીજો ભાગ જલ્દી બહાર પડે તેમ ઇચ્છું છું. મૂલ્ય ૧ રૂપીયો. લખો—મેનેજર યશોવિજય જૈન ગ્રંથમાળા, હેરિસરોડ, ભાવનગર.

'સાહિત્ય'
ડીસેમ્બર, ૧૯૨૯.



જેમણે મન વચન કાયા અને આત્મભાવથી ગુરૂદેવની સેવા કરી, તેમનો ( ગુરૂનો ) આશીર્વાદ મેળવી, મહાન્ વિદ્વાન્ થઈને ઘણાઓને વિદ્વાન્ બનાવ્યા.

( ૩ )

जेण बहुदुक्खमाल
सहिउं कासीअ ठाविआ साला ।
पाढिअ सावगबाला
गंथाण विकासिआ माला ॥

જેમણે ઘણા દુખોની પરંપરા વેઠીને કાશી ( બનારસ ) માં પાઠશાળા ( શ્રીયશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળા ) સ્થાપી. શ્રાવકોના બાળકોને વિદ્વાન્ બનાવી ગ્રંથમાળા ( શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળા ) પ્રકાશિત કરી.

( ૪ )

विज्जसहासुं जेण
जइण तत्तं पगासिअं सम्म ।
मुणिओ मग्गो रम्मो
धम्मस्स य दसिओ मम्मो ॥

જેમણે વિદ્વાનોની સભાઓમાં જૈનતત્ત્વનો પ્રકાશ કર્યો, વળી ધર્મનો સાચો અને સુંદર માર્ગ સમજીને એ કલ્યાણકારી ધર્મના મર્મને જગતને દેખાડયો.

( ૫ )

ठाणे ठाणे विज्जा-
गारा ठाविआ विज्जवुड्डीए ।
देसिआ णाण राणा
अधम्मिणो वि बोहिआ जेण ॥

જેમણે વિદ્વાનોની વૃદ્ધિ કરવા સારૂ ઠેકાણે ઠેકાણે વિદ્યાલયો સ્થાપ્યાં. અનેક રાજાઓને ધર્મોપદેશ આપ્યો અને અધર્મી—પાપીઓને પણ સમજાવીને સુધાર્યા.

( ૬ )

जो अखंडिअसुकम्मो,
जं बुहा नया, जेण कहिओ धम्मो ।
जा पढिऊण पसिद्धा
सिस्सा जस्स, जहिमज्जगुणा ॥

જેઓ પોતાનું સ્વીકારેલ સારૂં કાર્ય છોડતા નહોતા. જેમને પંડિતો નમ્યા. જેમણે ધર્મ સંભળાવ્યો. જેમની પાસેથી જેમના શિષ્યો ભણીને જગતમાં વિખ્યાત થયા, અને જેમનામાં આર્ય—આદરવા યોગ્ય ગુણો હતા.

( આ શ્લોકમાં પહેલીથી સાતમી સુધી બધી વિભક્તિઓ આવી છે. પ્રાકૃતમાં ચોથી વિભક્તિ પ્રાય થતી નથી ).

( ૭ )

चउपणवरिसाउस य
पूरिअ सिवउरीअ मंगलपायं ।
निव्वाणमहेसि जस्स
स धम्मसूरी विजेइ सया ॥
( कुलकम् )

અને ચોપન વર્ષનું આયુષ્ય પુરૂં કરી મંગલવારની સવારે **શિવપુરી** ગામમાં જેમનો સ્વર્ગવાસ થયો છે, તે **શ્રીવિજયધર્મસૂરિ** સદા જયવંત વર્તે છે—યશસ્વી છે.

( ૮ )

समायप्पसोहयस्स
सुगुरुणो गुणरयणरयणायरस्स ।
धम्मसूरिस्स चन्दो-
ज्जलजसस्स णमो त्थु पुज्जस्स ॥

સમાજના સુધારક, ગુણરૂપી રત્નોના સાગર, સાચા ગુરૂ, ચંદ્ર જેવી ઉજ્વળ કીર્તિવાળા એવા પૂજ્ય **શ્રીવિજયધર્મ-સૂરિને** નમન થાઓ.

દેહગામ, ભાદરવા સુદિ ૧૪, ધર્મ સંવત્ ૧૨.

રચયિતા અને અનુવાદક:—
ન્યાય-સાહિત્યતીર્થ મુનિરાજ
**શ્રીહિમાંશુવિજયજી ( અનેકાન્તી )**

# પુરવણી

પૃષ્ઠ ૭ અણાદરા તલાટી પાસે જૈન ધર્મશાલા બાંધવાનું કામ શરૂ થયું હતું, પણ થોડું કામ થયા પછી કોઇ પણ કારણથી તે કામ અટકી ગયું છે.

„ ૯ દેલવાડાથી ઢૂંઢાઇ ચોકી સુધીની બે માઇલની નવી સડક તા. ૨૪–૧૦–૨૪ ના દિવસે સિરોહીના મહારાજાના હાથે ખુલ્લી મુકાણી છે.

„ ૧૯ દિગંબર જૈન મંદિરની પાસે, દેલવાડામાં પ્રવેશ કરવાના રસ્તાના નાકા પર નવા બનેલા મકાનમાં સિરોહી સ્ટેટ તરફથી મુંડકું વસુલ કરવા માટે નાકેદાર બેસે છે, અને તે યાત્રાળુઓની મુંડકાની ટીકીટો તપાસે છે.

„ ૩૭ આ પુસ્તકમાં મૂળ ગભારા, દેરીઓ અને ગોખલા વિગેરેમાંના ઘણે ભાગે ફક્ત મૂળનાયક ભગવાનનાં જ નામોનો ઉલ્લેખ કર્યો છે. મૂ૦ ના૦ ભગવાન સિવાયની મૂર્ત્તિઓ, ચોવીશ તીર્થંકર ભગવાનમાંથી કોઇ પણ તીર્થંકર ભ. ની છે, એમ સમજવું.

„ ૮૯ ૬૦ આમપસા અને સીતાદેવીનો મૂર્ત્તિપટ્ટ, હાલમાં ખંડિત પથ્થરોના ગોદામમાં પડયો હતો અમારી

સૂચના પર ધ્યાન આપીને અહિંના કાર્યવાહકોએ આ મૂર્તિપટ્ટ, હસ્તિશાલાની પાસેના સભા મંડપમાં સ્થાપન કરાવ્યો છે. આના ખંડિત ભાગનું સમાર કામ થવાની જરૂર છે, આ મૂર્તિપટ્ટ લગભગ ચાલીશ વર્ષ પહેલાં વિમલ–વસહિના શ્રી મુનિસુવ્રત ( ઋષભદેવ ) સ્વામીના ગભારામાં હતો.

પૃષ્ઠ ૧૫૫ શ્રીપુંડરીક સ્વામીની આ મૂર્ત્તિ, વિમલ–વસહિનો જીર્ણોદ્ધાર કરાવનાર શાહ વીજડ તેની ભાર્યા વીલ્હણદેવી તેના કલ્યાણ માટે પ્રથમસિંહે કરાવી છે અને તેની પ્રતિષ્ઠા સં૦ ૧૩૯૪ માં શ્રી જ્ઞાનચંદ્ર સૂરીશ્વરજીએ કરી છે.

" ૧૬૫ દેલવાડાના ચૌમુખજીના મંદિરના બીજા માળના મૂળ નાયકજીની ચારે મૂર્ત્તિઓની પ્રતિષ્ઠા સં૦ ૧૫૧૫ ના અષાડ વદિ ૧ ને શુક્રવારે થઇ છે.

" ૧૬૬ દેલવાડાના ચૌમુખજીના મંદિરના ત્રીજા માળના મૂળનાયકજીની ચારે મૂર્ત્તિઓ પહેલાં નવફણ યુક્ત પરિકર ( પરઘર ) વાળી હતી. અત્યારે આ ચારમાંથી એકે મૂર્ત્તિ ઉપર ફણ કે પરિકર નથી. પહેલાં કોઇ વખત જીર્ણોદ્ધાર થયો હશે ત્યારે કાઢી નાંખવામાં આવ્યું હશે.

---

# મોટરના ભાડામાં ઘટાડો.

આ પુસ્તકનાં પૃષ્ઠ ૧૦–૧૧ માં આબૂ ઉપર જવા-આવવાના મોટર ભાડાનો રેટ એક વર્ષ પહેલાનો આપેલો છે. પણ હાલમાં ( સન ૧૯૩૩ માં ) તેમાં ઘણો ઘટાડો થયો છે. એટલે હવેથી નીચે લખ્યા પ્રમાણે મોટર ભાડું લેવાય છે.

| | | |
|---|---|---|
| આબૂરોડથી માઉંટ આબૂના | થર્ડ કલાસના | ૦–૧૩–૦ |
| માઉંટ આબૂથી આબૂરોડના | ,, ,, | ૦–૧૨–૦ |
| આવવા-જવાની રીટર્ન ટીકીટના | ,, ,, | ૧– ૯–૦ |

યાત્રાળુઓ પાસેથી ઉપર જતી વખતે એક વાર ગવર્નમેંટી ટોલટેક્ષના માણસ દીઠ ચાર આના મોટર વાળો વસુલ કરે છે.

આબૂ ઉપર રહેનારાઓનો ટોલટેક્ષ માફ છે.

મોટર ઠેકાથી દેલવાડા સુધી આવવા અથવા જવાના મોટર-ભાડાના એકથી તેર માણસ સુધીના અઢી રૂપીયા લે છે. તેરથી વધારે માણસો હોય તો માણસ દીઠ ત્રણ આના મોટરવાળો વધારે લે છે. ( દેલવાડાનો ઠેકાદાર મોટર દીઠ આઠ આના લે છે તે અઢી રૂપીયાની અંદર સમાઇ જાય છે, એટલે યાત્રાળુઓએ તે આઠ આના જુદા આપવાના નથી. ) .

દેલવાડાથી અચલગઢ જવા-આવવાના ભાડાનો રેટ નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| બળદ ગાડીના | ૩– ૦–૦ | ડોળીના | ૪–૦–૦ |
| ઘોડાના | ૨– ૦–૦ | રીક્સાના | ૪–૦–૦ |
| મજુરના | ૦–૧૨–૦ | ભાડાની મોટર જતી નથી. | |

# અગત્યનું શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | પંક્તિ | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| (૧) | ૧૩ | ૧૯૩૩ | ૧૯૩૪ |
| (૧૭) | ,, | છ | સાત |
| ( ,, ) | ૨૦ | ત્રણ માડાત્રણ | સાડાત્રણ |
| (૨૩) | ૧૨ | મંડપમાં | મંડપમાંની ડાબા હાથ તરફની |
| ( ,, ) | ૧૩ | મૂલનાયકની | મૂલનાયકની—આ બન્ને |
| (૨૬) | ૯ | નિયમ છે કે | નિયમ હોવાથી |
| (૩૫) | ૫ | મહોપાદયાય | મહોપાધ્યાય |
| (૩૮) | ૨૩ | અનાસ્યક | અનાવશ્યક |
| (૩૯) | ૧૨ | પ્રખંધ | પ્રબંધ |
| ૬ | ૧૮ | શ્રીમહાવીરસ્વામીનું | શ્રીઆદીશ્વર ભગવાનનું |
| ૭ | ૧૬ | ૧॥ | ૧ |
| ૮ | ૧૩ | લેવો પડે છે, | સાથે આવે છે, |
| ૯ | ૩ | લગભગ ૧૪ | ૧૩॥ |
| ,, | ૧૦ | એક | સવા |
| ૨૦ | ૨૦ | જપ્ત | ખાલસા |
| ૨૩ | ૧૯ | ૧૮૦૫ | ૧૦૮૫ |
| ૩૦ | ૧૬ | પદ્માવતીના પુત્ર | પદ્માવતીને |
| ,, | ૧૭ | પૃથ્વીપાલ[૪૬] તથા મહિંદુના પુત્ર | પૃથ્વીપાલ[૪૬] નામનો એક પુત્ર તથા મહિંદુને |
| ,, | ૧૮ | ભાઈઓ | પુત્રો |

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩૧ | ૨૪ | હેમરથ અથવા દશરથ, એમાંથી એક હોય. | દશરથ હશે. |
| ૩૩ | ૨૨ | ખુનીના | ખિલજીના |
| ૪૧ | ૧૬ | ૨૧ | ૨૩ થી ૩૧ |
| ૪૩ | ૪ | ૬ | ૫ |
| ૬૦ | ૨૧ | છે. જે સાધુઓ | છે અને જૈનસાધુઓ |
| ૬૧ | ૧૧ | થયો, | થયો, તેથી તેણે |
| ,, | ૨૩ | તેસમયમાં કોઇ કોઇ | આ આશ્રમના |
| ૬૪ | ૪ | તરફ | તરફની લાઇનમાં |
| ૭૨ | ૧૪ | થોડા ભાગને છોડીને | લગભગ |
| ૯૩ | ૫ | તેજપાલની | તેજપાલ; |
| ૯૫ | ૧૧ | તેમનો | તેમના મોટા ભાઇનો |
| ૧૨૧ | ૨૫ | અને શ્રીઉદયપ્રભસૂરિ | ૦ |
| ૧૩૯ | ૮ | ૨૭૦૦ | ૨૭૫૦ |
| ૧૫૯ | ૧૪ | કલશ છે. | કળશ અથવા શ્રીફળ છે. |
| ૧૬૯ | ૧૮ | ૭ ૧૩ | ૬ ૧૨ |
| ૧૭૦ | ૧૭ | ગયા વર્ષમાં | સંવત્ ૧૯૮૭ માં |
| ૧૭૪ | ૩ | ૨ | ૧॥ |
| ,, | ૨૦ | અંદર | પાસે |
| ૧૮૭ | ૧૬ | પન્ના | પન્નાના |
| ૨૮૬ | ૧૭ | दंसिओ | देसिओ |

# ॐ શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા ॐ

આ સસ્થાનો ઉદ્દેશ ગુજરાતી, હિંદી, સસ્કૃત, પ્રાકૃત, બગાળી, અગ્રેજી આદિ ભાષામા લોકોપયોગી એવા ઐતિહાસિક, સામાજીક, ધાર્મિક અને શિક્ષણ સબંધી ગ્રંથો બહાર પાડવા, એ છે. સસ્થાનો વહિવટ એક કમિટી દ્વારા ચાલે છે. સારા સારા વિદ્વાનો પાસે ગ્રંથો લખાવી–સપાદિત કરાવી બહાર પાડવાની યોજના કરી છે. ઉચા કાગળો, સુદર ગેટઅપ અને સરસ છપાઇપૂર્વક ગ્રંથો બહાર પાડવામા આવે છે. સાહિત્યની વૃદ્ધિ અને પ્રચાર એજ માત્ર લક્ષ રાખેલુ હોઇ સસ્તી કિંમતે લોકોને સાહિત્ય પહોચાડી શકાય એવી યોજના રાખવામા આવી છે. શ્રીમતોની સહાયતા, એજ અમૂલ્ય સાહિત્યના સર્જનનો અને પ્રકાશનનો આધાર છે



## એક પંથ બે કાજ–નામનું નામ ને સેવાની સેવા.

**૧ સંરક્ષક**–બે હજાર રૂપીઆ આપનાર સંરક્ષક ગણાશે

લાભ—( ૧ ) આ રકમમાથી નીકળનારા ગ્રંથો ઉપર **સંરક્ષકના નામની સીરિજનો નંબર ૧–૨–૩ એમ રહેશે.** ( ૨ ) વેચાણની રકમ, બચત રકમમા ઉમેરતા તેટલા અંશે ગ્રંથની સખ્યા વધશે ( ૩ ) દરેક ગ્રથમા ફોટો રહેશે ( ૪ ) આ રકમમાથી જે એક અથવા બે મોટા ગ્રંથો બહાર પાડવામા આવશે તો તેમાના એકમા સરક્ષકનુ જીવનચરિત્ર પણ આપી શકાશે ( ૫ ) સરક્ષકનો ફોટો સસ્થાના મકાનમા રહેશે ( ૬ ) સસ્થામાથી નીકળતા તમામ ગ્રંથોની એક એક નકલ ભેટ મળશે

**૨ લાઇફ મેમ્બર**–એક હજાર રૂ. આપનાર **લાઇફ મેમ્બર** ગણાશે.

લાભ—( ૧ ) આ રકમમાંથી નિકળનારા ગ્રંથોમાં લાઇફ મેમ્બરનું નામ સહાયક તરીકે છપાશે. ( ૨ ) વ્યાજની રકમ, બચત રકમમાં ઉમેરાતાં તેટલા અંશે ગ્રંથની સંખ્યા વધશે. ( ૩ ) દરેક ગ્રંથમાં ફોટો રહેશે. ( ૪ ) આ રકમમાંથી જો એક કે બે ગ્રંથ બહાર પાડવામાં આવશે તો તેમાંના એકમાં જીવન ચરિત્ર સંક્ષેપમાં અપાશે. ( ૫ ) સંસ્થામાંથી નિકળતા તમામ ગ્રંથોની એક એક નકલ ભેટ મળશે.

**૩ સહાયક**–પાંચસો રૂપિયા આપનાર **સહાયક** ગણાશે.

લાભ—( ૧ ) સહાયક તરીકે ગ્રંથમાં નામ રહેશે. ( ૨ ) પાંચસોની રકમમાંથી જો એક જ ગ્રંથ છપાશે તો તેમનો ફોટો અને ફોટા નીચે થોડો પરિચય આપવામા આવશે. ( ૩ ) સંસ્થાના દરેક પુસ્તકોની એક એક નકલ ભેટ મળશે.

**નોટ**–ઉપરના ત્રણે પ્રકારના સહાયકો તરફથી જે જે ગ્રંથો છપાશે, તેની કિંમત લાગત ખર્ચથી પણ ઓછી રાખવામાં આવશે.



## પ્રકાશિત થયેલા ગ્રંથો.

| નંબર | નામ | ભાષા | કર્તા યા સંપાદક | કિંમત. |
|---|---|---|---|---|
| ૧ | વિજયધર્મસૂરિ સ્વર્ગવાસ પછી. | ગુજરાતી | વિદ્યાવિજયજી. | ૨–૮–૦ |
| ૨ | પ્રમાણનયતત્ત્વાલોક, સટીક | સંસ્કૃત, ન્યાય, | હિમાંશુવિ. | ૦-૧૪-૦ |
| ૩ | ધર્મ વિયોગમાલા | સંસ્કૃત કાવ્ય | ,, | ૦–૨–૦ |
| ૪ | જયન્ત પ્રબંધ | સંસ્કૃત–ગુજરાતી | ,, | ૦–૩–૦ |
| ૫ | શ્રાવકાચાર | હિન્દી | શ્રી વિદ્યાવિ. | ૦–૪–૦ |
| ૬ | વિજયધર્મસૂરિકે વચનકુસુમ | ,, | ,, | ૦–૪–૦ |
| ૭ | વિજયધર્મસૂરિનાં વચનકુસુમો | ગુજરાતી | ,, | ૦–૪–૦ |
| ૮ | સેઇંગ્ઝ ઓફ વિજયધર્મસૂરિ | અંગ્રેજી | ડૉ. ક્રૌઝે | ૦–૪–૦ |